સ્વ૦ પારેખ ભીખાભાઇ ગોપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમા નવજીવન પ્રેરી
તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ માસિક

## અનુક્રમણિકા.





વાર્ષિક લવાજમ પોસ્ટેજ સહિત રૂા ૨—૦—૦ વી પી ખર્ચ અલગ

ભાવનગર—શ્રી કૃષ્ણ પ્રિ ટીંગ પ્રેસમાં આ માસિકના સચાલક માટે છાપ્યુ
અને પ્રકાશકે મોઢ મહોદય ઑફીસ ભાવનગરથી પ્રગટ કર્યુ

શ્રી ચોવીશ તાલુકા મોઢ વણિક ગોળ પરિષદ
-- પ્રસંગે ગવાયેલુ --

# સ્વાગત--ગીત

આવો આવો પધારો મોંઘેરા મીજમાન,
હર્ષ ભર્યે હૈયે વધાવીએ
ભાવભીના સ્વીકારો અમારા સન્માન
ઉગ્યો સુભગ દિન આજનો

— સાખી —

જ્ઞાતિના ઉત્કર્ષને અંતર ધરીને આપ
પધારીઆ કૃપા કરી અંતરના આભાર
પવિત્ર આ અમ આંગણું ધન્ય થયું છે આજ
ન્યાય નીતિ ઉન્નત રહે એ છે ઉર અભિલાષ
થજો જ્ઞાતિ હિતકાજ તણા સહુ કાજ
ઉગ્યો સુભગ દિન આજનો આવો આવો૦

— સાખી —

જ્ઞાતિના અજ્ઞાન ને ટાળજો એ અંધાર
વિદ્યાનો પ્રસરાવજો જ્ઞાતિમહિં પ્રકાશ
જ્ઞાતિના કુરિવાજને દફનાવી દો આજ
પરિષદ સફળ હજો ખરે એ છે ઉરની આશ
નૂતન ક્રાન્તિની લહર આ આજે સહુ લાય
ઉગ્યો સુભગ દિન આજનો આવો આવો૦

## જગતના નાથને ભૂલ્યા

**શ્રી વલ્લભજી ભાણજી કવિ**

( ગઝલ )

જગતના નાથને ભૂલ્યા પડ્યા તે જન્મની જેલે
સ્મર્યા જે રામને સ્નેહે ચડ્યા તે મોક્ષના મહેલે
મહત્તા ત્યાગમાં સાચી નહિ ઉપભોગમાં ભાઈ
પ્રભુ માટે ક્રિયા કરતા, સદા તેની સરસાઈ
કરે જે ત્યાગ ભોગાર્થે મતિ તેની નહિ ઊંચી,
કરે જે ત્યાગ આત્માર્થે મળે મુક્તિ તણી કુંચી
જીવે જે સ્વાર્થના માટે મૂઆ તે પાશવી વૃત્તિ,
પરાર્થે જે મૂના થાતા, અમર તે પામતા મુક્તિ
પ્રભુની જો રહે યાદી થતી નિષ્કામ ક્રિયાઓ
પ્રભુને ભૂલનારાની ઉંડે અહંકાર વૃત્તિઓ.
પ્રભુની યાદીને માટે સદા સ્વાધ્યાય કરવાનો
રહેજો સંતના સંગે નહિ ભય લેશ પડવાનો.
વિના ત્યાગ નથી સેવા નથી ત્યાગ વિના ભક્તિ
પ્રભુના લક્ષ વિનાની બધી ક્રિયા છે આસક્તિ
છુટે મમતા રહે સમતા નહિ પૂલ સમ અહંકારે
અનુભવે આત્મ શાંતિ તો, પ્રભુ વલ્લભ બને ત્યારે

## સુવર્ણ રજ

**શ્રી કિશોર શેઠ**

(૧) નિત્યની જાગૃતિ વિના જીવનમાં વ્યવસ્થા શક્ય નથી અને વ્યવસ્થા વિના જીવનમાં વિકાસ નથી

(૨) શ્રમ અને દુઃખ દુઃખ વિના હૃદય નિર્મળ થતું નથી શ્રમ વિના મનુષ્યત્વ સમજાતું નથી

(૩) માનવને પામર રીતે જીવવુ પડે એના કરતા વધારે ભય કર બીજી કોઈપણ સામ ઉક હિંસા નથી

(૪) દરેક જીવનમાં અગાધ અથાગ અને વિવિધ શક્તિ ભરી છે, જે એ શક્તિને જાણતા નથી એ માત્ર સમય જ કાઢે છે

(૫) કોઇ એક મોધની સત્ય કરતા પણ ઉચ્ચ સ્થ ને પ્રતિષ્ઠા કરવી ઇચ્છવી એ આપણા સાઠમા રહેલી ગુલામીનું લક્ષણ છે

# :: :: :: :: :: :: :: તંત્રીસ્થાનેથી.

**પરિષદનો પેગામઃ**—શ્રી પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી, મોરબી મહાજનની મહેનતથી, ત્યાંના ઉત્સાહી યુવકોના સુંદર સાથથી તેમજ ત્યાંના અન્ય જ્ઞાતિબંધુઓના ખંતભર્યા સહકારથી, મોરબી મુકામે તા. ૩૧–૫–૧૯૪૮ થી તા. ૩–૬–૧૯૪૮ સુધી, કાઠિયાવાડની દશા મોઢ અડાળજા વણિક જ્ઞાતિની ગોળ પરિષદનું અધિવેશન થયું. બાર વર્ષ પહેલાં જ્યારે આ ગોળની પરિષદ્ ધ્રાંગધ્રા મુકામે ભરાઇ ત્યારે ધ્રાંગધ્રા પછી બે વર્ષે મોરબીમાં પરિષદ્ ભરવાની હતી. પણ તે વખતે મોરબી તરફથી જોઈએ તેવો ઉત્સાહ ન જણાતાં, મોરબી પછી રાજકોટનો વારો હતો એટલે ધ્રાંગધ્રા પછી બે વર્ષે રાજકોટમા ગોળ પરિષદ્ ભરવાનું નક્કી કરાએલ. પણ ધ્રાંગધ્રા પછી વહેલા યા મોડે ગોળ પરિષદ્ મોરબીમાં પહેલ વહેલાં ભરવાનું જાણે કે અગાઉથી નિર્મિત હોય તેમ બાર બાર વર્ષના ગાળા દરમ્યાન ગમે તે પ્રયાસો છતાં, બીજે કોઇ સ્થળે ગોળની પરિષદ્ ન ભરાઇ તે નજ ભરાઈ અને છેવટે બાર વર્ષના લાંબા ગાળા પછી પણ અંતે પરિષદ્ મોરબી મુકામે જ ભરાઈ. દુનીઆ માને કે ન માને પણ દરેકે દરેક બાબતમાં કોઈ વિશ્વનિયામકશક્તિની દોરવણીનો સંચાર રહેલો છે એ ચોક્કસ છે.

'હે અર્જુન ! તું નિમિત્ત માત્ર બન,' એમ શ્રીકૃષ્ણે અર્જુનને ગીતામાં કહ્યું છે તે સાવ સાચું છે. આ હિસાબે, ધ્રાંગધ્રા પછી ગોળ પરિષદ્ ભરવાનો પહેલો વારો મોરબીનો હતો તે કારણોવશાત્ અખંડિત રહ્યો અને મોરબીનો માનમરતબો આબાદ જળવાયો. કુદરતની ગહન ગતિનું ભાન કરાવનારા કંઇક કિસ્સાઓ બને છે, પણ 'હું કરૂં, હું કરૂં' એ જાતના અહંભાવ અને મમત્વમાથી મુક્ત થવાય ત્યારે આવા કિસ્સાઓનાં તારતમ્યને સમજવાનું લક્ષમાં લેવાય

વઢવાણ કેમ્પવાળા શ્રીયુત નારણદાસ ઓધડભાઇ શેઠ, બી. એ. એલ. એલ. બી. ને પરિષદના પ્રમુખ તરિકે ચુંટવાનું યોગ્ય જ થયુ છે, કેમકે તેઓશ્રી યુવાન વયના, ઉત્સાહી, જ્ઞાતિહિતની સાચી ધગશ ધરાવનાર, વ્યવહાર કુશળ અને વૃદ્ધ–જુનવાણી માનસ અને યુવક–નૂતન માનસ–બન્નેનો દાખલા દલીલથી સુંદર સુમેળ સાધવાની શકિતવાળા છે

આ વખતે યુવકો તરફથી નવું ઘડતર, નૂતન બંધારણ, શુદ્ધ ચુંટણી, ગોળ વિસ્તાર, વિધવા પુનર્લગ્ન, મરણ પાછળના જમણો ઉપર પ્રતિબંધ વગેરે બાબતો ઉપર સારો પ્રચાર કરવામાં આવેલો અને પ્રમુખશ્રીએ પ્રથમ યુવકોને તેમનું માનસ પરિષદ સમક્ષ રજુ કરવા જણાવેલું. પરિણામે યુવકો પણ

પોતાનો અવાજ આ પરિષદમાં રજુ કરી શકયા.

ધારાધોરણમાં સમય પ્રમાણે ફેરફાર થવા પામેજ અને ફેરફાર કરવોજ પડે. ધારાધોરણ કમીટીએ અત્યારની પરિસ્થિતિ લક્ષમાં લઈ ધારાધોરણમાં સમયાનુકૂળ સુધારા કર્યો છે તે વ્યાજબી છે. દાપા વખતે શ્રી ,મોઢેશ્વરી માતા નિમિત્તે રૂ ૧) લેવાનું ઠરાવ્યું છે તેમાં લગ્ન જેવા શુભ પ્રસંગે આપણને આપણી કુળદેવીના શુભ સ્મરણનું ચિન્હ છે. પછી ભલે ને હરકોઇ ગમે તે પ્રસંગે શકિત અનુસાર ગમે તે રકમ શ્રી મોઢેશ્વરી નિમિત્તે અર્પણ કરે. ધારા ધોરણ કમીટીએ કરેલા યોગ્ય સુધારા વધારાથી ધારાધોરણ કમીટીની કાર્યદક્ષતા સહેજે સાબિત થાય છે.

અત્યારસુધી ગોળ વિસ્તાર સર્વાનુમતિથી થાય એવો પ્રબંધ હતો આને બદલે પંચોતર ટકા મતથી ગોળ વિસ્તાર કરી શકાય એ જાતનું ધોરણ સ્વીકારાયું 'મહોદય'માં અવાર નવાર આ બાબતની છણાવટ થવાથી જે માનસ પલટો થવા પામ્યો તેનું આ પરિણામ છે.

પરિષદ્ નિયમિત ન ભરાય એટલે જેમના ગુન્હાના ફેંસલાનો આધાર પરિષદ ઉપર મુલતવી રહે તેગને તેમજ પોતાને અપાએલ ફેંસલા માટે પણ જેમને પરિષદને અપીલ કરવી હોય તે બધાને બહુ રાહ જોવાનું અને સહન કરવાનું બને. આ બાબત લક્ષમાં લઇને, આ પરિષદમાં એમ ઠરાવ્યું છે કે જો પરિષદ્ નિયમિત ન ભરાય તો ત્રીજે વર્ષે ચોત્રીસ તાલુકાના એક એક પ્રતિનિધિને બોલાવી, તેમાંથી દશ સભ્યોની એક ન્યાય કમીટી નીમી, તેવા પ્રશ્નોનો નિકાલ કરવો. ખરેખર, આ પ્રશંસાપાત્ર પગલું છે. કોઈ એમ ન માની બેસે કે આ પ્રકારની ન્યાય કમીટી કામ કરતી થઈ જાય તો પછી પરિષદના નિયમિત અધિવેશન માટે બેદરકારી વધવા પામશે. પરિષદના નિયમિત અધિવેશનની આવશ્યકતા તો અનિવાર્ય જ સમજવાની. આતો આંટીઘુંટીનો એક પ્રકારનો ઉકેલ ગણાય.

ધારાધોરણમાં સવેલા માટે એકજ પ્રકારની શિક્ષા હતી તેને બદલે ગુન્હાના પ્રકારને લક્ષમાં લઇ ઘટતી શિક્ષા કરવા માટે કાર્યવાહક કમીટીને છુટ અપાઈ છે. આ સુધારો પણ પ્રશસ્ય છે.

ધોળકાને સર્વાનુમતિથી ગોળમાં ભેળવવાનો નિર્ણય કરીને આ પરિષદે ગોળ વિસ્તારની ઉદાર ભાવના બતાવી છે.

ગોળ બાંધ્યા પહેલાં વિરમગામ, ધોળકા, સરખેજ, ખંભાત, સુરત, અમદાવાદ વગેરે સ્થળે કન્યાઓ અપાતી, પણ તે બાજુમાથી આ તરફ કન્યાઓ ઉતરેલી નહિ. ઉલ્ટો કન્યાવિક્રય વધવા લાગ્યો અને અહિંની કન્યાઓ ગુજરાતમા જવા લાગી આના પ્રતિકાર રૂપે, વ્યવહારૂ ડહાપણવાળા વડીલોએ ગોળ સ્થાપેલો; એટલે વિસ્તારની વાત કરતી વખતે પરિસ્થિતિ છે તે કરતાં વધુ વણસવા ન પામે તે માટેની ખાસ કાળજી રાખી, વિસ્તાર રફતે રફતે વધારતા જવાય એ વધારે શ્રેયસ્કર છે.

આ બાબતનું અનુભવથી પારખું થાય હાલ તુરત ઘોળકાને કમીટીની તપાસને અંતે, અમુક શરતે ગોળમાં ભેળવ્યાનો નિર્ણય થયા પછી, વિસ્તારની બાબતમાં હિતાહિતનો વધુ ખ્યાલ આવશે, અને વિસ્તારથી વધુ પ્રમાણમાં હિત જ છે એમ જો જણાશે તો બીજી પરિષદ વખતે વધારે વિસ્તાર થવા પામે એ દેખીતું છે.

આ પરિષદમાં યુવાન માનસનો સારો પડઘો પડ્યો છે અને યુવાન માનસની સફળતા પણ થઇ છે. આ ખરેખર એક શુભ ચિન્હ છે, કેમકે યુવકો પણ પોતાનો અવાજ સંભળાય છે એમ માની, પરિષદમાં પૂરા રસ લેતા બનશે.

વેવિશાળ અને લગ્નની બાબતમાં વર અને કન્યાના હકો સમાન હોવા જોઇએ. આ મુદ્દો હજી સ્વીકારાયો નથી. આ એક પ્રકારની ત્રુટિ તો ખરી આ જમાનામાં વરને ગોળ અને કન્યાને ખોળ એ જાતનું પક્ષપાતી વલણ નજ નભે.

બૅલટ પદ્ધતિથી પ્રતિનિધિઓની ચુંટણી કરવાની પ્રથા દાખલ કરવામા આવી તે આ ડેમોક્રસીના જમાનામાં વ્યાજબી છે, પરંતુ જે સ્થળે સમાજ બીનકેળવાએલ હોય, પોતાનાં હિતાહિતનું ભાન ધરાવતો ન હોય અને લાયક વ્યક્તિને મત આપવાને બદલે પ્રચારથી દોરવાઇ જાય તેવો હોય ત્યાં આ પ્રથા નિષ્ફળ બનતી માલમ પડે છે. આવું બનવા ન પામે તે માટે આપણે પૂરતા સાવધ રહેવાની જરૂર છે.

પ્રમુખશ્રીએ પોતાનાં ભાષણમાં વેવિશાળ વખતે વરકન્યાની જે ઉંમરનો નિર્દેશ કર્યો છે તે જો પરિષદે સ્વીકાર્યો હોત તો વેવિશાળ તોડવાના જે સંજોગો ઉભા થાય છે તે ઉભા થવા ન પામે.

આ અંકમાં અન્યત્ર આપેલાં પ્રમુખના તેમજ સ્વાગત પ્રમુખનાં ભાષણો મનનપૂર્વક વાંચવાથી વાચકની ખાત્રી થશે કે બન્ને ભાષણોમાંના મુદ્દા ચાલુ જમાનાને અનુરૂપ તેમજ વ્યાવહારિક દૃષ્ટિએ સ્વીકાર્ય છે. નવી નિમાએલી કમીટી આ મુદ્દાઓ લક્ષમાં રાખીને નવું બંધારણ ઘડે એમ અમે ઇચ્છીએ છીએ.

ન્યાય કમીટીએ અપીલો સાંભળીને ગુન્હેગારોને તેમને થએલી શિક્ષામાં જે રાહત આપી છે તે પ્રશંસાપાત્ર છે. આ ન્યાય કમીટીના બધા સભ્યો નિષ્પક્ષપાતી હતા.

હિસાબ કમીટીએ પરિષદના હિસાબમાં જે ખામી બતાવી તે શોચનીય છે ભવિષ્યમાં આવી ખામી ન રહે અને દરવર્ષે હિસાબ નિયમિત ઓડીટ થાય અને બહાર પડે તે ખાસ જરૂરનું છે. પરિષદે આ જાતનો પ્રબંધ કર્યો છે તે ઇષ્ટ છે હિસાબની ચોખવટ કાર્યકરોનાં હૃદયની નિખાલસતાના અને જનતાનાં હૃદયને આકર્ષવાના સબળસાધન રૂપ છે.

વિધવા સહાયક ફંડ લગભગ પૂરું થાય એટલે એક મધ્યસ્થ સહાયક ફંડ ઉભું કરાય તો વધારે સારૂં એમ અમે ઇચ્છીએ છીએ. અલબત્ત, વિધવાઓની

કપરી, કરૂણ સ્થિતિ ખાસ લક્ષમાં લેવા જેવી છે, પણ સાથોસાથ ગરીબ વિદ્યાર્થીઓ, નિરાશ્રિતો તેમજ અશક્ત અપંગોની સ્થિતિનો પણ વિચાર કરવા જેવું છે, એટલે જો આવાં એક મધ્યસ્થ ફંડનો સારો ભંડાળ કરાયો હોય તો તેમાંથી આ બધાંને ઘટતી સહાય કરી શકાય.

પરિષદમાં ગં. સ્વ. જીવીબ્હેને કરેલા પોતાના અંગત અનુભવના ચિતાર ઉપરથી વિધવાની ખરી સ્થિતિનો ખ્યાલ સહેજે આવે તેવું છે. આવી દુઃખી બ્હેનોની ધા સાંભળવામાં ન આવે ત્યાંસુધી સમાજનું શું શ્રેય થાય!

શ્રીયુત નારણદાસભાઈ જેવા કેળવાએલ સબળ સુકાનીની સુંદર દોરવણીથી પરિષદનું કાર્ય ફત્તેહમંદ નિવડયું તે માટે તેઓશ્રી પૂર્ણ ધન્યવાદને પાત્ર છે.

આગામી પરિષદ્ હળવદ મુકામે સં. ૨૦૦૫ ના આસો માસમાં ભરવા માટે હળવદ મહાજનનું આમંત્રણ છે. હળવદ મહાજન પોતાની જાહેરાત પ્રમાણે પરિષદ મૈયાને પોતાને આંગણે પધરાવી, જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં પોતાનો યોગ્ય ફાળો આપવા ઉત્સુક રહે અને પરમાત્મા તેમને સતપ્રેરણા કરે એ અંતરની અભિલાષા.

છેવટમાં પરિષદની સફળતા માટે શ્રી પરમાત્માનો પાડ માની, પરિષદના કાર્યમાં ભાગ લેનારા સૌનું સર્વ પ્રકારનું શ્રેય ઈચ્છી અમે વિરમીએ છીએ.

∴ ∴ ∴

માનપત્ર—શેઠ રમણલાલ લલ્લુભાઈ મીલ માલીક મંડળના પ્રમુખ તરિકે ચુંટાયા તે માટે શ્રી વીશા મોઢ અડાલજા જ્ઞાતિના પ્રમુખ તરફથી તથા સભ્યો તરફથી તા. ૬-૫-૪૮ ના રોજ અને આનંદ પબ્લીકેશન્સ સંમીટેડના કાર્યવાહકો તરફથી તા. ૪-૬-૧૯૪૮ ના રોજ તેમને અભિનંદન અને માનપત્ર આપવામાં આવેલ છે

રોટરી કલબ—ધી ઈન્ડીઅન સેન્ટ્રલ કૅાટન કમીટીના પ્રમુખશ્રી રમણલાલ ઓ. સરૈયાએ હિંદની રૂની પરિસ્થિતિ વિષે રોટરી કલબમાં પ્રવચન કરતાં જણાવ્યું કે હિંદુસ્તાન અને પાકીસ્તાન વચ્ચે રૂની આયાત અને નિકાસ ઉપરની જકાત તદ્દન નાબુદ કરવાથી કાપડની તંગીની મુશ્કેલી નહિ પડે. સાથોસાથ રૂનાં વાવેતરના વધારાની જરૂર પર પણ તેઓશ્રીએ ભાર મૂકયો છે. વળી રૂના જથ્થા અને જાત બન્નેમાં સુધારા વધારા કરવાની જરૂરિઆતે પણ તેમણે જણાવી છે.

---

# શ્રી હાકેમચંદ હરજીવનદાસ વકીલનું ભાષણ.

ગજેશ્રી નારણદાસભાઈ, રીસેપ્શન બંધુઓ અને અન્ય સુજ્ઞ જ્ઞાતિબંધુઓ,

ચોત્રીસ તાલુકાના ગોળનું અધિવેશન મોરબી મુકામે આજે થાય છે તે મોરબીના મોઢ જ્ઞાતિબંધુઓ માટે હર્ષનું કારણ છે અને તે અધિવેશન પ્રસંગે આપ સહુ જ્ઞાતિબંધુઓ અત્રે પધાર્યા છો તેમને અત્રેના જ્ઞાતિબંધુઓ તરફથી સહર્ષ આવકાર આપતા મને ઘણોજ આનંદ થાય છે.

ગોળનું અધિવેશન છેવટ ધ્રાંગધ્રા મુકામે થયેલ ત્યારબાદ આઠ વર્ષો લાંબા ગાળે અહિંયા અધિવેશન મળે છે. આ અધિવેશન માટે ઘણીજ ઉતાવળથી અને ઘણા ટુંક સમયમા તૈયારી કરવી પડી છે તેથી જુદા જુદા તાલુકાના જ્ઞાતિબંધુઓની પોતપોતાના ડેલી-ગેટ્સની ચુંટણી કરવા માટે વખતે પુરતો સમય ગયો નહિ હોય; તો તેવી ત્રુટીને માટે અમારે આપ સર્વ ભાઈઓની ક્ષમા ચાહવી રહી. તેજ પ્રમાણે અમારે પણ આપના સ્વાગત તેમજ અધિવેશન માટે જોઈતી સાધન સામગ્રી અને સાહિત્ય તૈયાર અને એકઠું કરવામાં ઘણી ઉણપ રહેવા સંભવ છે. તેથી જે કાંઈ ત્રુટિ આપ ભાઈઓને જણાય તેને માટે પણ સ્વાગત કમીટી તરફથી ક્ષમા માગી લઉ છું.

સ્વાગત કરતી વખતે અધિવેશનના કાર્યક્ષેત્ર કે બંધારણ, ફંડ વીગેરે જુદી જુદી મહત્વની બાબતોને અંગે ચર્ચા કરવી એ કાંઈ ખાસ આવશ્યક તો નજ મનાય, છતાં આ અધિવેશન ભરવાનું લગભગ એક માસ પહેલાં નક્કી થયુ. ત્યારબાદ આજસુધીમાં જુદા જુદા જ્ઞાતિબંધુઓ તરફથી ચર્ચાપત્રો મને મોકલવામાં આવેલા છે, તેમજ મારી માન્યતા પ્રમાણે આપ ભાઈઓને પણ વખતે મળ્યા હશે, એટલે અમારી કમીટીની ઈચ્છાનુસાર અત્યારે આ અધિવેશનની પાસે જે મહત્વના પ્રશ્નો તાત્કાલિક નિકાલ માગી રહ્યા છે તે સંબંધી મારા વિચારો આપ ભાઈઓ સમક્ષ ટુંકમાં રજુ કરવા મારી ફરજ સમજું છું.

આપણા અંગત પ્રશ્નોનો વિચાર કરવાનું સરૂ કરતાં પહેલાં મહૂમ પૂજ્યપાદ મહાત્માજી તરફ આપ સહુના વતી શ્રદ્ધાંજલી આપવા મારો ધર્મ સમજું છું. મોઢ જ્ઞાતિને માટે અને તેમાં પણ કાઠિયાવાડના મોઢ જ્ઞાતિબંધુઓને માટે એ અતિ ગૌરવ માનવા જેવું છે, કે પૂજ્ય મહાત્માજી આપણામાંનાજ એક હતા. મહાત્માજીના જીવનઆદર્શ કે આદેશ સંબંધી તમો ભાઈઓ પાસે કાંઈપણ કહેવું એ તદ્દન બીનજરૂરી છે, કારણ આપ સહુ ભાઈઓ આ વસ્તુઓથી સુમાહિતગાર છો. મહાત્માજીના દુઃખદ અવસાનથી આપણી જ્ઞાતિને તો શું પણ સમગ્ર હિંદુસ્તાનને અને આગળ વધીને કહીએ તો આખા સુધરેલા સમાજને ન પુરી શકાય તેવી ખોટ ગઈ છે. મહાત્માજી તો પોતાનું જીવન બીજાને માટે આદર્શરૂપ બનાવી ગયા છે, મહાત્માજીના પવિત્ર આત્માને આપણે સહુ શાંતિ પ્રાર્થીએ.

પૂજ્ય મહાત્માજી આપણા જ્ઞાતિબંધુ

અને વાસ્તવિક કહીએ તો એક સ્વજન અને ઘણાને માટે તો નિકટના સંબંધી પણ હતા. મહાત્માજી આપણા હતા એવું ગૌરવ જ્યારે આપણે ધરાવીએ છીએ ત્યારે તે ગૌરવને આપણે કાંઇક અંશે પણ પાત્ર બનવા સદ્‌રૂપ પ્રયાસ કરવો, એ પણ આપણી ઘણીજ મહત્ત્વની અને પવિત્ર ફરજ બને છે એમ આપ સર્વ ભાઇઓ કબુલ રાખશો અને હું એમ ઇચ્છું છું કે આ અધિવેશનમાં હાજર રહેલ આપ સહુ સુજ્ઞ જ્ઞાતિબંધુઓ દરેક પ્રશ્નની ચર્ચા અને ઉકેલ લાવતા પૂજ્ય બાપુજીના આદર્શને આપની નજર સમક્ષ સતત રાખશો અને તે આદર્શો કેમ વધારે ફળીભૂત થાય તેવી રીતે દરેક પ્રશ્નનો નિકાલ લાવવા આપણે સહુ ભાઇઓ પ્રયાસ કરીએ તો મારી ખાત્રી છે કે આ અધિવેશન વધારે કાર્યસાધક બનશે

હેન્ડબીલો, વિજ્ઞપ્તિપત્રો વીગેરેમાં અનેક પ્રશ્નો તરફ આપણું ધ્યાન ખેંચવામા આવ્યું છે. 'મોઢ મહોદય'ના છેલ્લા અંકમાં પણ આપણી જ્ઞાતિને ખાસ સંબંધ ધરાવતા પ્રશ્નો સંબંધી ચર્ચા કરવામા આવી છે આ બધાનો સાર મારી માન્યતા પ્રમાણે એ છે કે—

(૧) ગોળનો વિસ્તાર વધારવો
(૨) બંધારણ ચાલુ જમાનાને અનુકૂળ ડેમોક્રેટીક બેઝીઝ ઉપર હોવું જોઇએ.
(૩) ગોળના આદર્શો અને નિયમો એવા પ્રકારના હોવા જોઇએ કે જેથી કન્યાપક્ષ અને વરપક્ષ અથવા તો બીજી રીતે કહીએ તો વેવિશાળને અંગે પુત્ર અને પુત્રી બન્નેને માટે એકજ સરખી છુટ અને એકજ સરખા પ્રતિબંધ હોવા જોઇએ

ઉપર્યુક્ત બાબતોની છુટક ચર્ચા કરતા પહેલાં મને એમ લાગે છે કે ગોળના ઉદ્દેશો અને પચાસ વર્ષ કરતા વધારે સમયના અમલ દરમિયાન આપણને મળેલ અનુભવ સંબંધી અત્રે કાંઇ બોલવું તે અસ્થાને નહિ ગણાય.

ગોળનું બંધારણ ઘડાયાને આજે લગભગ બાવન–ત્રેપન વર્ષ થયાં છે એટલે જ્યારે ગોળની ઉત્પત્તિ થઈ ત્યારે હું તો માત્ર એક નાનો વિદ્યાર્થી હતો અને અત્રે હાજર રહેલ આપ ભાઇઓમાંથી પણ ઘણાખરા મારી માફક સગીર અવસ્થામાંજ હતા એટલે ગોળ શા હેતુથી બાંધવામાં આવ્યો તે સંબધી મારી અને આપ ભાઇઓની પણ જાત માહિતી હોવા સંભવ નથી. છતાં એટલું તો આપણે સહુએ સમજી કબુલ કરવુ રહે છે કે પચાસ વર્ષ પહેલાં રાણપુર મુકામે ભેગા મળેલ આપણા તે વખતના મુરબ્બીઓએ સારા ઉદ્દેશથીજ માત્ર આ ગોળની સ્થાપના કરી હોવી જોઇએ. મારી માન્યતા પ્રમાણે ગોળને અસ્તિત્વમાં લાવવાનો આશય કન્યા–વહેવારમાં જે કાંઇ ખામી અથવા ત્રુટી તે વખતે જોવામાં આવી હોય તે દૂર કરવા અને વેવિશાળ, લગ્ન અને અન્ય મહત્ત્વની વ્યવહારિક બાબતોમાં જ્ઞાતિબંધુઓને સરલ માર્ગ દર્શન આપવું એ હશે, અને તે દષ્ટિબિંદુથીજ ધારાધોરણો ઘડ્યા હોવા જોઇએ એટલે તે વખતે રાણપુર મુકામે એકઠા થયેલ આપણા તે વખતના મુરબ્બીઓએ જે પ્રયાસ કર્યો તેના તરફ આપણે સહુએ માન અને વિવેકથી જોવુ રહ્યું.

ગોળના ઉદ્દેશ સંબંધી જ્યારે આપણા ઘણાખરાની જાત માહિતીનો અભાવ છે ત્યારે ગોળના ધારાધોરણનો અમલ અને ગોળના અસ્તિત્વને લઇને આપણને જે કાંઇ અનુભવો પ્રત્યક્ષ કે પરોક્ષ મળ્યા હોય તે આપણા દરેકની અંગત જાતમાહિતીનો વિષય છે. ટુંકમાં કહીએ તો ગત વર્ષમાં આપણે ગોળના બંધારણનો અમલ આપણે કેવી રીતે કર્યો અને તેમ કરતા આપણને એટલે કે ગોળની

છત્રછાયા નીચે આવતા આપણા જ્ઞાતિબંધુઓને કેવા કેવા અનુભવો મળ્યા છે તે તો આપણે દરેક અંગત માહિતીથી કહી શકીએ અને તે તે કડવા મીઠા અનુભવોમાંથી આપણે શું બોધ લેવો અને બંધારણમાં ફેરફારો કરવાની જરૂર છે? અને જો કરવાની જરૂર છે, તો કેવા પ્રકારના ફેરફારો આવશ્યક છે તે સંબંધી ખાત્રીથી કહેવાની સ્થિતિમાં આપણે છીએ.

ગોળને અંગે અત્યાર સુધીના અનુભવ પછી જે મુખ્ય અને ઘણે અંશે સાર્વત્રિક માગણી સાંભળવામાં આવે છે તે એ છે કેઃ-

(૧) ગોળનું ક્ષેત્ર વધારવું.

(૨) ગોળના બંધારણમાં પુખ્તવયના દરેક બંધુને મતાધિકાર હોવો જોઇએ.

(૩) સામાન્યતઃ લગ્ન વીગેરે પ્રસંગોએ જે રીતરીવાજો અને ખર્ચો કરવામાં આવે છે તેની મર્યાદા નક્કી કરવી.

પહેલું (૧) ગોળનો આદર્શ—

અગાઉ હું બોલી ગયો તે પ્રમાણે ગોળનો આદર્શ કન્યાની લગ્નની પદ્ધતિ અને વરકન્યાની પસંદગીમાં, વરપક્ષ અને કન્યાપક્ષને એક સરખું ધોરણ અને એક સરખો ન્યાય મળે તે જોવું જોઇએ. પણ અત્યારસુધીના અનુભવોથી સખેદ કબુલ કરવું પડે છે કે ગોળના અમલથી કન્યાનું હિત તદ્દન ગૌણ બની ગયુ છે. ટુંકમાં ગોળના પચાસ વર્ષના લાંબા અમલથી માત્ર કન્યાને માટે મુરતીયાની પસંદગીનું ક્ષેત્ર સંકુચિત બન્યું છે, પણ તે સિવાય આપણી જ્ઞાતિએ બીજી કોઇ કાર્યસાધક પ્રવૃત્તિ ગોળના નામે કરી હોય તેવું આપણા જાણવામાં નથી. કડવું પણ દુઃખદ સત્ય તો એ છે કે આપણે આપણી દિકરીઓના હિતનો ભોગ આ ગોળદ્વારા આપી રહ્યા છીએ. આપણી જ્ઞાતિના યુવકોને માટે વિદ્યાભ્યાસની સગવડતા માટે વિદ્યાર્થીભવનનો પરમાર્થ અને સુજ્ઞ જ્ઞાતિબંધુઓ તરફથી ખોલવામાં આવ્યા છે. આ વિદ્યાર્થીભવનોનું ભંડોળ એકંદર સાત આઠ લાખ સુધી પહોંચ્યું છે અને સરેરાશ અઢીસો-ત્રણસો વિદ્યાર્થીઓ આ છાત્રાલયનો લાભ લઇ રહ્યા છે. આ છાત્રાલયમાં નાણા ભરનાર સહૃદય સુખી જ્ઞાતિબંધુઓનો મોટો ભાગ ગોળ બહારના ભાઇઓનો છે, છતા કોઇપણ જાતના ભેદભાવ સિવાય ગોળની અંદરના અને ગોળની બહારના અંત્રે કોટીના આપણા યુવક વિદ્યાર્થીઓ સાથે એક સરખો તેનો લાભ લઇ શકે છે જો ગોળના અંદરના આપણા ભાઇઓ ગોળની બહારના સહૃદય ભાઇઓની ઉદારતાનો લાભ લઇ રહ્યા છે અને લઇ શકે છે તો આપણી રંક, અબોધ, બહેનો અને દિકરીઓને માટે મુરતીયાની પસંદગી કરવામા તેવા સહૃદય જ્ઞાતિબંધુઓની પસંદગીના ક્ષેત્રમાંથી બાતલ કેમ રાખી શકાય તે મારે માટે સમજવું મુશ્કેલ છે. મારી માન્યતા પ્રમાણે તો જે ક્ષેત્રમાંથી આપણે આપણા દીકરાઓ માટે કન્યા લાવી શકતા હોઇએ, તેજ ક્ષેત્રમાથી આપણી દીકરીઓને માટે મુરતીયાની પસંદગી કરવાની છુટ હોવી જોઇએ. રોટીવ્હેવાર ના બેટીવ્હેવાર હોય શકે, અને તેમાં ધર્મશાસ્ત્ર કે ન્યાયનો કોઇપણ પ્રતિબંધ હસ્તીમાં નથી છતાં વાડાવાડાના ભેદને લઇને અથવા બીજા અન્ય કોઇ કારણને લઇને એટલી હદે જવાનું આપણને અત્યારે અનાવશ્યક કદાચ લાગે તો પણ સમગ્ર કાઠિયાવાડ, કચ્છ અને આગળ વધીને ગુજરાતમાં હરકોઇ સ્થળે વસતા આપણા મોઢબંધુઓ સહુને વરકન્યાની પસંદગી માટે એક સરખી ક્ષેત્ર મર્યાદા કરવી જોઇએ એ આવશ્યક વસ્તુ છે એમ હું માનું છું. કન્યાના હિતની દૃષ્ટિએ તુલના કરતા અને સમય સમય અટકાવના એ વસ્તુપર ભાર મુકવામાં આવે તો પણ પણ વરની પસંદગીનું ક્ષેત્ર વધારવામા

આવતા કશી પણ અડચણ આવવા સંભવ નથી. અહીંથી કન્યા આવવા સંભવ છે કે નહિ તે પ્રશ્ન ઉપર આજસુધી ખાસ ભાર મુકવામાં આવ્યો હોય તેમ લાગે છે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે જો આપણે આપણા બાળકોને સારા સંસ્કાર, સારી કેળવણી આપીશું, એટલે જો આપણે આપણા દીકરાઓને લાયકાતવાળા બનાવવા પ્રાધાન્ય લક્ષ આપશું તો હરકોઈ પોતાની કન્યા તેવા લાયકાતવાળા યુવકને આપવા લલચાશેજ એટલે હું આગ્રહપૂર્વક તમો સર્વ ભાઈઓને વિનતી કરૂં છું કે દીકરાઓને માટે કન્યા મેળવવાની સફળતા વધારવા તરફ લક્ષ મહેરબાની કરી ઓછું આપો પણ આપણા દીકરાઓ અને દીકરીઓને વધારે લાયકાતવાળા બનાવવા તરફ આપણું લક્ષ કેન્દ્રીત કરીએ તો મારી ખાત્રી છે કે અલ્પ સમયમાં આપણે પૂજ્ય મહાત્માજીના આદર્શને અપનાવા યોગ્ય ગણાશે, અને તમને જ્ઞાતિબંધુ તરીકે પણ ગૌરવ મેળવવાની લાયક અંગે આપણે આપણી લાયકાત પુરવાર કરી શકીશું. અત્યારે તો આપણે કેટલાક ભાઈઓ કટાક્ષમાં કહે છે તેમ આપણા ગોળે આપણી દીકરીઓની ઘાર બનાવી મુકેલ છે, આવી પરિસ્થિતિ આપણા માટે નથી ઇચ્છવા યોગ્ય કે નથી ગૌરવ ભરેલી પણ સખેદ કહેવું જોઈએ કે ખરી રીતે શરમજનક છે.

(૩) બંધારણ—

આવેલ વિજ્ઞપ્તિ પત્રિકાઓ અને "મોઢ મહોદય" ના લેખ વાચતા એટલું તો ચોક્કસ જોઈ શકાય છે કે ગોળના બંધારણ તેમજ સઘળુ કાર્ય પદ્ધતિમાં અને ખાસ કરીને પ્રતિનિધિઓની ચુંટણીના બાબતમાં મતદાનની અને કાંઈક અંશે કડવી ફરિયાદ સર્વવ્યાપક છે, પરંતુ આ ફરિયાદો જેટલે અંશે કડવી તેટલે અંશે સત્ય પરિસ્થિતિ બતાવી આપે છે. જુના અને જમાનાઓથી ચાલ્યા આવતા જ્ઞાતિબંધારણ અને રિવાજ અનુસાર અત્યાર સુધી ડેલીગેટોની ચુંટણી થતી આવી છે, પરિણામે યુવકવર્ગ અને ખાસ કરીને જે ભાઈઓ આધુનિક વાતાવરણના રંગે રંગાયા છે તેમને આ પરિષદોમાં કશું સ્થાન અત્યાર સુધી મળ્યું નથી તે ખરેજ મોટા ખેદની વાત છે. આજે પૂજ્ય મહાત્માજીના ઉન્નત આદર્શો અપનાવનાર અને તેમની જ્વલંત પ્રેરણાનું અમૃત ઝીલનાર પ્રગતિશીલ યુવક દરેક રીતે ખાસ કરીને આપણા સામાજીક વ્યવહારમાં પ્રાધાન્યપદ મેળવવાને હકદાર છે એટલુંજ નહિ પણ તેને એટલે કે આપણા પ્રગતિશીલ યુવકવર્ગને વધારેને વધારે પ્રાધાન્ય આપવું તે આપણી સર્વની પવિત્ર ફરજ છે તે હું દઢતાપૂર્વક માનું છું. ટુંકમાં કહીએ તો જુનવાણી અનુભવી વડીલ વર્ગે હવે પોતાના માથા ઉપરથી બોજો ઉતારી તે જવાબદારી જેમ એક પિતા કુટુંબનો બોજો પોતાના દીકરાને આપે છે તેમ આપણા યુવકબંધુઓને સ્વાધીન કરવાની જરૂર છે અને આપ સર્વ ભાઈઓ આ બાબતમાં મારી સાથે સંમત થશો એવી મારી ખાત્રી છે. ગોળના બંધારણમાં આવશ્યક ફેરફારો અગર સુધારા-વધારા કરવાનો વિચાર કરતી વખતે આ આદર્શ પ્રગતિશીલ યુવકોનો ગોળના બંધારણમાં ઉત્તરોત્તર વધારે વર્ચસ્વ અને સહકાર સર્વ ભાઈઓ પોતાની દૃષ્ટિ સામે હંમેશ રાખશો તો મારી ખાત્રી છે કે આપણું બંધારણ અને આપણું કાર્યક્ષેત્ર આપણે બીજાને આદર્શરૂપ અને અનુકરણીય બનાવીશું.

(૪) સામાન્ય—

સર અવસરે કરવામાં આવતા વ્યવહારિક ખર્ચો, જ્ઞાતિભોજનો વીગેરે બાબત પણ ખાસ વિચાર માગી લે છે. અસાધારણ મોંઘવારી, ચીજ-વસ્તુઓ મેળવવામાં પડતી અસહ્ય-

મુશ્કેલીઓ, એ બધાનો ખ્યાલ કરી આવા મરણ પ્રસંગના ખર્ચો તેમજ રીત-રીવાજો બને તેટલા ઓછા ખર્ચાળ બનાવવા જોઇએ. ઉપરાંત સમગ્ર જ્ઞાતિને મુંઝવી રહેલ કેટલાક પ્રશ્નો જેવા કે:—

(૧) બાળલગ્ન પ્રતિબંધ.

(૨) વિધવાબહેનો. ખાસ કરીને બાળવિધવાનો પ્રશ્ન ગુંચવણ ભરેલો છે

આ પ્રશ્નો ગુંચવણ ભરેલા હોવા છતાં ઉદાર માનસથી તાત્કાલિક નિકાલ માગી રહેલ છે અને આ પ્રશ્નને અંગે આપણી શિથિલતા અગર નિલંબવૃત્તિ આપણા માટે કરૂણા યોગ્ય કે માન ભરેલી નથી

ધાર્યા કરતાં મેં આપ ભાઇઓનો વધારે વખત લીધો છે તેને માટે આપ સર્વ ભાઇઓની ક્ષમા માગી લઉં છું અને ભાષણ બંધ કરૂં તે પહેલાં પુનરપિ અત્રેની જ્ઞાતિ અને જ્ઞાતિએ નિમેલ સ્વાગત કમીટી તરફથી તમો સર્વ ભાઇઓને હાર્દિક આવકાર આપું છું અને આપ સર્વ ભાઇઓને અમારી વતી એટલી નમ્ર વિનતિ કરવા રજા લઉં છું કે અત્રે એકઠા થયેલ સર્વ ભાઇઓ આ પરિષદની કાર્યવાહી અને ચર્ચામાં આધુનિક જમાનાને તમારી નજર સમક્ષ સતત રાખશો.



પરિક્ષામાં પાસ:—ભાવનગર પરી હસમુખરાય સવાઇલાલ, વિનોદરાય બાલકૃષ્ણ પરીખ તથા બિંદુલાલ શામળદાસ દેશાઇ મેટ્રીકમાં પાસ તથા ગાંધી બટુકરાય ગુલાબરાય એફ. વાઇ. સાયન્સમાં પાસ.

મોરબીમાં ભરાયેલ દશા મોઢ વણિક જ્ઞાતિની
કાઠિઆવાડ ગોળ પરિષદના નવમા અધિવેશનના પ્રમુખ

# શેઠ નારણદાસ ઓઘડભાઇનું ભાષણ.

પ્રતિનિધિ બંધુઓ, સદ્‌ગૃહસ્થો !

આ સંમેલનનું પ્રમુખપદ મને આપવા માટે આપે ઠરાવ કરી આ જોખમદાર પદ ઉપર મારી નિમણુંક કરી તે માન માટે નહિ પણ સેવા કરવા માટે તે સ્વિકારી હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું અને તે સાથે આપની પાસે માગી લઉં છું કે જે પ્રેમભાવથી તમે મારી પસંદગી કરી છે તેજ પ્રેમભાવ આ સમેલન સફળ અને યાદગાર બનાવવા માટે રાખશો, આપ વિશાળ હૃદય, દીર્ઘ દૃષ્ટિ, નિષ્કામ વૃત્તિ અને કર્તવ્ય પરાયણતાથી સંમેલનમાં રજુ થનારા વિષયોનો ઉકેલ કરશો.

તાજેતરમાં આપણી જ્ઞાતિના અને સારાએ જગતના અમુલ્ય રત્નસમા વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજીના અકાળ અવસાનથી કદીએ ન પુરી શકાય તેવી જગતને મહાન ખોટ પડી છે. તેઓ સત્યવાદી સત્યાગ્રહી, અહિંસાના અનન્ય ઉપાસક અને દરિદ્ર નારાયણના સેવક, અછુતના ઉદ્ધારક, હિન્દના રાષ્ટ્રપિતા અને જગતને શાન્તિના પાઠ ભણાવતાં ભણાવતાં મૃત્યુને ભેટનાર મહાવીર અને એશિયાનુ ઓજસ હતા. પ્રભુ તેમના આત્માને અમર શાન્તિ આપો અને તેમની પ્રેમાળ જ્યોતિ આ ભ્રમિત જગતનો પંથ ઉજાળો.

કુંડલાના શેઠ જીવરાજ મકનદાસના અવસાનથી જ્ઞાતિએ એક ઉદાર, મિલનસાર, ધાર્મિકવૃત્તિવાળા દાનવીર અને મુંગા સેવકને ખોયો છે તેઓ પ્રગતિમાન વિચારો ધરાવતા હતા.

ભાવનગર મોઢ ગત્રિશાળા અને પુસ્તકાલય, લોન ફંડ, વિદ્યોત્તેજક ફંડ તથા મહોદયના આદ્ય પ્રણેતા શ્રી. બાપાભાઇ ગોપાળજી પરિખના દુઃખદ અવસાનની અત્રે નોંધ લેવામાં આવે છે. તેઓએ મોઢ બંધુઓની તન, મન ધનથી સેવા કરીને જ્ઞાતિના ઉત્કર્ષમાં કિંમતિ ફાળો આપ્યો છે.

### સ્વ મહાદેવ હરિભાઇનું મંતવ્ય

"સાચુંજ છે કે સામાજીક સગવડતા જાળવવા માટે જ્ઞાતિઓની સ્થાપના થઇ છે. એક પ્રકારના સંસ્કાર અને રહેણીકરણીવાળા સમૂહો પોતપોતાના સામાન્ય સામાજીક સંબંધો પુરતી જરૂરિયાતો જોઇને તે સંબંધોના



શેઠ નારણદાસ ઓઘડભાઇ.

પાલન માટે નિયમો કરીને તે નિયમને આધીન રહીને સમાજનો ભાર હલકો કરે છે જમાનાઓથી ચડેલા રૂઢિ અને રિવાજોના અને ઉચ્ચ નીચ ભાવનાના થરો ખંખેરીને શુદ્ધ બને અને હિન્દુ સમાજની શુદ્ધિમાં પણ ફાળો આપે."

આજે જ્ઞાતિઓ બંધિયાર ખાબોચીયા જેવી બની ગઈ છે તે શુદ્ધ થાય તો તેના નિર્મળ નીર હિન્દુ મહાસાગરમાં મળી શકે તેમ છે. આ શુદ્ધિને માટે પ્રથમ ભાવનાની, પછી વ્યવહારની શુદ્ધિની જરૂર છે. અને નિરૂપયોગી રિવાજો અને પ્રથાઓનો નાશ કરવાની આવશ્યકતા છે.

ગોળ એટલે અંદર અંદર નક્કી કરેલા કાયદા કાનુનોને માન આપવાને બંધાએલ સમૂહ. આપણા ગોળને જન્મ આપવાનો યશ ગણપુરને જાય છે. કાઠિયાવાડમાં વસતા મોઢ વણિક ભાઇઓમાં પ્રચલિત કન્યાવિક્રય ઉપર અંકુશ મુકવા તથા બાળ લગ્ન, વૃદ્ધ લગ્ન જેવા સાંમાજીક અનિષ્ટો દૂર કરવા તથા જ્ઞાતિ બંધુઓનો તમામ પ્રકારનો સામાજીક વ્યવહાર એક સરખો રહે અને ગોળના સભ્યોની સામાજીક, કેળવણી વિષયક, અને આર્થિક ઉન્નતિ માટેના પ્રયાસો કરવાનો ગોળનો ઉદ્દેશ છે. ઘણાની માન્યતા છે કે સાધારણ અને ગરિબ સ્થિતિના મુરતીયાને કન્યાની પ્રાપ્તિ થઇ શકે તેવી ધારણાથી આપણા ગોળની સ્થાપના સંવત ૧૯૫૩ માં થઈ છે. સંવત ૧૯૫૩ થી આજ સુધીમાં એટલે લગભગ એકાવન વર્ષના લાંબા ગાળામાં પરિષદની જે બેઠકો થઈ છે તે ઘણીજ જુજ કહેવાય. ગોળ બાંધતી વખતે જે ઉત્સાહનો ઉછાળો હતો તેમાં સંવત ૧૯૫૮ થી દિન-પ્રતિદિન વધારે ને વધારે ઓટ આવી.

**કન્યાવિક્રયઃ**—ગોળના અત્યાર સુધીના સંમેલનો થયા તેમાં સમયાનુસાર ધારાઓમાં કોઇ કોઇ સુધારા કરવામાં આવ્યા છે. પરંતુ ઉદ્દેશ સિદ્ધિ તરફ નોંધ પાત્ર પ્રગતિ થઇ નથી. શરૂઆતમાં કન્યાવિક્રય બંધ કરવા સલાહ રૂપે બંધારણમાં કલમ દાખલ કરવામાં આવેલ અને કન્યાવિક્રય સદંતર બંધ કરવામાં આવે છે તેવી કલમ છેવટે ઘડવામાં આવી છે. તેમ છતાં કન્યાવિક્રય નાબુદ થયો નથી. નબળી આર્થિક સ્થિતિવાળી, અસંસ્કારી અને ધનલોલુપ વ્યક્તિઓએ કન્યાવિક્રય કર્યાના કવચિત્ દાખલા હજૂ મળી આવે છે. જ્ઞાતિમાં કેળવણી તથા સંસ્કાર વધે, ગરીબાઇ નાબુદ થાય, અરસપરસ આર્થિક મદદ જરૂર હોય તેને મળે, ગરીબ ભાઇઓને વ્યાપાર ઉદ્યોગમાં સહાય થાય કે નોકરી મળે, ગરીબ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ, પુસ્તકો, શાળા ફી વિગેરે મદદ મળે અને સામાજીક વ્યવહારના ખોટા ખર્ચ ઉપર કાપ મુકી તેવા ખર્ચો કરનારને જાહેરમાં નિંદીએ તથા ખોટા વ્યવહારિક ખર્ચો નહિ કરનારની જાહેરમાં પ્રશંસા થાય તોજ કન્યાવિક્રય લગભગ નાબુદ થાય. હૃદયની સમજણ અને કાયમને માટે સંપૂર્ણ સામાજીક બહિષ્કારની ધાક વિના કન્યાવિક્રયનો હૈયા મરશે નહિ.

**બાળ લગ્નઃ**—કન્યાના લગ્ન કરવાની ઉમર પ્રથમ અગીઆર વર્ષની ઠરાવેલ અને હાલના ધારા મુજબ વેવિશાળ કરેલ કન્યાનું લગ્ન કન્યા પુરા પંદર વર્ષની ઉમરની થાય તે પહેલાં તેના લગ્ન કરી નાખવાનો આદેશ છે, વેવિશાળ થયા વિનાની કન્યાને આ આદેશ લાગુ નથી, સગપણ થયેલી કન્યા અઢાર વર્ષની થાય તે પહેલાં લગ્ન કરી નાખવાનો આગ્રહ રાખતો ધારામાં ફેરફાર કરવો જરૂરી છે. હાલમાં ચૌદ વર્ષની ઓછી ઉમ્મરની કન્યાના લગ્ન કરવાની મનાઈ છે. અને તે નિયમ ભંગની શિક્ષામાં જ્ઞાતિ રૂા ૨૫) દંડ લે છે. તે ઉમ્મર નિવત્તા વધારીને સત્તર

વર્ષથી ઓછી ઉમ્મરની કન્યાના લગ્ન ઉપર પ્રતિબંધ મુકનો કાનુનમાં સુધારો કરવો જોઈએ છે. અને તે કાનુન ભંગની ભારી એવી શિક્ષા કરાવવી જરૂરી છે. ઉમ્મરને લગતા કાયદાના ધારાના ભંગ માટેની રૂા. ૨૫) દંડની શિક્ષા નજીવી, બીન અસરકારક અને હાસ્યાસ્પદ છે. કન્યાની ઉમ્મર કરતાં મુરતિયાની ઉમ્મર ઠરાવેલા ચોક્કસ વર્ષોથી વધારે હોય તેવા કિસ્સામાં લગ્ન ઉપર પ્રતિબંધ મુકો। પ્રબંધ આપણે હજુ સુધી કર્યો કે વિચાર્યો નથી હવે પ્રબંધ થાય તોજ વૃદ્ધ લગ્નો અટકે.

કન્યા અમુક વર્ષની ઉમ્મરે પહોંચ્યા પહેલાં તેનું સગપણ ન કરવું એવા કાનુનના અભાવે ગમે તેટલી કિશોર વયની કન્યાનું સગપણ તેના વાલી કે વડીલ હાલ કરી શકે છે. આ સ્થિતિ મીટાવવા માટે અત્યાર સુધીમાં કાંઈ વિચારણા થવાનું મારી જાણમાં નથી હિન્દુ ધર્મ શાસ્ત્ર મુજબ લગ્ન એ કરાર નથી પરંતુ પવિત્ર સંસ્કાર છે અને પતિ કે પત્નીના મરણ સિવાય મરજીથી કે બીજી રીતે લગ્નગ્રંથીનો વિચ્છેદ હિન્દુ ધર્મ શાસ્ત્રનાં ફરમાનો નથી. ગમ્મા કાનુનોમાં લગ્નગ્રંથી છુટી કરવી કે ન કરવી જેમાંએ તે વિષયાન્તરમાં ઉતરવાનો અહિં જરૂર નથી પરંતુ જ્યારે લગ્ન પવિત્ર સંસ્કાર છે અને દંપતિ તે ગ્રંથીથી જન્મોની હૈયાતી સુધી જોડાયા કલ્પવામાં આવ્યા છે ત્યારે સુધરેલા અને સમજદાર સમાજે એ સત્ય સ્વીકારવું પડશે કે માનસિક ક્લેશો અને સાંસારિક ક્લેશો થતા અટકાવવા માટે કન્યા પુરા પંદર વર્ષની **ન થાય ત્યાં સુધી તેનું સગપણ ન કરવું અને તેણીએ પંદર વર્ષ પુરા કર્યાં પછી મહાજન વચ્ચે તેણીની સંમતિ જાણ્યા પછીજ તેનું સગપણ કરવું જોઈએ. આ બાબતમાં યોગ્ય નિયમ થાવા માટે આપ સહુને હું ભલામણ કરૂં છું.**

લગ્ન માટે મુરતીયાની ઉમ્મર નક્કી કરવા જરૂર છે. લગ્ન માટે મુરતિયાની ઉંમર ૨૨ વર્ષથી ઓછી ન હોવી જોઈએ તો તેટલી ઉમ્મરે પહોંચતા સુધી બ્રહ્મચર્ય પાળે અને પરિણામે તેનું શરીર સુદૃઢ બને અને ત્યાં સુધી શાળા કે કોલેજની કેળવણી નિશ્ચિતપણે લઈ શકે કે વ્યાપાર, નોકરી વિગેરે કંઈ લાગી પાવરધો થઈ જરૂર પડે તો કુટુંબથી સ્વતંત્ર પણે જીવન ગાળી શકે.

સ્ત્રીધનઃ—સ્ત્રીધન રૂા. ૫૦૦) થી વધારે કરવાની હાલ મનાઈ છે. કેળવણીના અભાવે આપણી સ્ત્રી સમાજ દ્રવ્ય ઉપાર્જન કરવાને અશક્ત હોવાથી વિધવાઓ અને ત્યક્તાઓને તેમના ઉદર પોષણ માટે સંખ્યાબંધ કિસ્સામાં 'ઉંચે આભ અને નીચે ધરતી' હોય છે. રૂા ૫૦૦) સ્ત્રીધનની આ રકમ ઉપર કેટલોક સમય જીવાય ? વળી હાલમાં જીવનની તમામ જરૂરિયાતોના ભાવ આસમાને ચડ્યા છે. સામાન્ય સમય કરતા અત્યારે ઓછામાં ઓછા અઢી ત્રણ ગણા ભાવ વધી ગયા છે ત્યારે આ રૂપિયા ૫૦૦) ની રકમની શું કિંમત છે ? સ્ત્રીધનની રકમ રૂા. ૧૦૦૦) ની કરવી જોઈએ અને તે રકમ નિચે જણાવી વિગતે પુરી કરવાનું ઠરે તેમાં હરકત જેવું જણાતું નથીઃ—

સગપણ વખતે મુરતિયા વાળા રૂા. ૫૦૧) પરિષદ ઓફીસે કન્યાના સ્ત્રીધન પેટે કન્યાના નામે જમે કરાવે અને લગ્ન વખતે છાબના રૂા. ૧૫૦) મોસાળાના રૂા. ૫૦) અને આણાના સાલ્લાના રૂા. ૫૦) મળી રૂા. ૨૫૦) અને કન્યાવાળાએ લગ્નના રૂપિયા ૫૦) અને આણાના રૂા. ૨૦૦) મળી રૂા. ૨૫૦) તેમ રૂા. ૫૦૧) લગ્ન વખતે રોકડા આવે તે મેળવીને રૂા. ૧૦૦૦) ની સ્ત્રીધનની રકમ કરવી. અર્થાત્ રૂા. ૧૦૦૦) તથા તે

ઉપર એક ટેકટનું વ્યાજ કન્યાને મંતાન તથા ગાદ ઓધન, તરીકે મળે અગર વિધવા થતાં તેને મળે અને તે ઉપરાંત જ્ઞાતિના ધારા-ધોરણ મુજબ તેના મર્હુમ પતિના વડીલો પાસેથી ખોરાકી મેળવવાને તેણી હકદાર રહે તેવી પણ વિચારણા કરવાની હું આપ સહુને વિનંતિ કરું છુ તે પ્રકારનો પ્રબંધ થાય તો લગ્ન તથા મગપણના ઘરાણા તથા લુગડાનાં ખોરાક તથા નાંખા પતી જાય અને ઓધ ની રૂ. ૧૦૦૦)ની રકમ ફરજીયાત ઉભી થાય. અને વિધવા તથા ત્યક્તાની ખોરાકીનો પ્રશ્ન પણ તેટલે દરજ્જે હળવો થાય.

**કેળવણી:**—કેળવણી વિના મનુષ્ય મંતુષ્ટ અને ઉન્નત જીવન જીવી શકતો નથી, દુષ્ટ રિવાજો અને નકામી રૂઢિઓનો નાશ કેળવણી વિના કરી શકાતો નથી તે વાત લક્ષમાં લઇને વિદ્યોત્તેજક તથા નિરાશ્રિત ફંડ સ્થાનિક મહાજનોએ શરૂ કર્યા છે. તે ફંડના ફાળામા લગ્ન પ્રસંગેજ રૂ. ૦) અને રૂ. ૦) એમ મામુલી રકમ લેવા ઠરાવેલ છે, આ ફંડો ઉપર કોઇ મધ્ય સત્તાનો કાબુ નથી અને તાલુકા હસ્તક હોવાથી તેનો લાભ જે તે તાલુકાના વિદ્યાર્થી અને આ નિરાશ્રિતનેજ મળી શકે આવા નજીવા લાગાથી પુરતી રકમ એકઠી ન થાય અને આ ફંડો નામનાજ રહે અને રહ્યાં છે. બીજી બાબતોમાં સ્થાનિક મહાજનોના લાગા આ ફંડોના લાગા કરતાં ઘણા ભારે છે અને ઘણી ચીવટ અને આગ્રહથી વસુલ કરવામાં આવે છે. જ્યારે આ ફંડો વધારવા' સંબંધે મહાજનો દેખીતી રીતેજ ઉદાસીનતા સેવે છે—જાણે કે થાળીઓ, વાટકા, પાંજરાપોળ કે નાતની વાડીના ફંડો આ ફંડો કરતાં વધારે જરૂરી અને ઉપયોગી ન હોય અને આ ફંડો દેખાવના અને બોજા રૂપ ન હોય! વળી સ્થાનિક મહાજનના બીજા તમામ ફંડ ફાળા તથા લાગાઓની આગ્રહ પૂર્વકની માગણી સંતોષકારક રીતે પતા પછી આ ફંડો યાદ આવાય છે અને તે વખતે તો દાતા લગભગ નિચોવાઇ ગયો હોવાથી આ ફંડોમાં શુ રકમ ભરે તે સહેજે સમજી શકાય તેવું છે. આ બન્ને ફંડો કેંદ્ર ઓફીસની મધ્યસ્થ સત્તા નિચે રાખીને તેની વ્યવસ્થા સેક્રેટરી તથા કાર્યવાહક કમીટીને સોંપવી જોઇએ અને લગ્ન પ્રસંગે આ ફંડોનો લાગો રૂ. ૨૫) થી ઓછો ન હોવો જોઇએ.

શિક્ષા વિના જ્ઞાન નથી, જ્ઞાન વિના પ્રગતિ નથી, અને પ્રગતિ વિના સામાજીક ઉન્નતિ નથી. આપણા સમાજનો મારો એવો ભાગ ગામડામાં રહેતો હોવાથી તથા સમાજ સામાન્ય રીતે નબળી આર્થિક સ્થિતિવાળો હોવાથી આપણે બીજી ઉચ્ચ ગણાતી કોમોની સરખામણીમાં કેળવણીના ક્ષેત્રમાં ઘણા પછાત છીએ. ઉચ્ચ કેળવણી, હુન્નર ઉદ્યોગ અને વ્યાપારિક કેળવણીની સંસ્થાઓ ગુજરાત, કાઠિયાવાડ અને મુંબઇમાં છે, પરંતુ આર્થિક અશક્તિને કારણે વડિલો તેમના સંતાનોને લગભગ સત્તર અઢાર વર્ષની ઉમ્મરે ધંધે લગાડી દે છે અને ઘણા તેજસ્વી વિદ્યાર્થિઓને સગવડના અભાવે વિદ્યાભ્યાસ છોડવો પડે છે ભોજનશાળા, પાંજરાપોળ, જ્ઞાતિના દાન વાનણ વિગેરે બાબતોમાં વર પક્ષ પાસેથી મહાજનો મોટી મોટી રકમો પડાવે છે. પરંતુ વિદ્યોત્તેજક ફંડમાં મહાજન રૂા. ૨ કે ૩ થી વધારે માગતું નથી, અને ભાગ્યેજ કોઇ આપ મેળે વધારે આપે છે. આવા લુલા પાંગળા વિદ્યોત્તેજક ફંડથી વિદ્યાને કેવું ઉત્તેજન મળતું હશે તે સ્હેજે કલ્પી શકાય તેવું છે. સૌરાષ્ટ્રના મોઢ વણિક વિદ્યાર્થીઓના લાભાર્થે એક વ્યવસ્થિત મધ્યસ્થ કેળવણી ફંડ એકઠું કરવા અને તેની યોજના વિચારવાની જરૂર છે.

**કન્યા કેળવણીઃ**–કુટુંબ, સમાજ અને દેશનો આધાર માતાઓ ઉપર છે, કેમકે માતા બાળકનું જીવન ઘડતર કરે છેઃ તેથી કન્યાઓને કેળવણી અને ઉચ્ચ સંસ્કારની પ્રાપ્તિ કરાવવાની માતા પિતા તથા વડીલોની ફરજ છે. સ્ત્રીઓની ઉન્નતિમાંજ સમાજનો ઉદ્ધાર છે, આપણે ત્યાં વડીલો મોટેભાગે કન્યા કેળવણી તરફ ઉદાસીન રહે છે. કન્યા કેળવણી વિના બાળકોનો યોગ્ય ઉછેર અસંભવિત છે અને માનસિક કલેશો થતાં અટકે તેમ નથી સ્ત્રી સમાજનું અર્ધું અંગ છે. આ અર્ધું અંગ નિરક્ષર અને નિર્જીવ રહે ત્યાં સુધી જીવનના કોઈ પણ ક્ષેત્રમાં પ્રગતિ કે સુધારો થાય નહિ તે દેખીતું છે; તેથી આપણે સ્ત્રી ઉપયોગી વિષયોનું જ્ઞાન આપનારી સંસ્થાનો પ્રબંધ કરવો જરૂરી છે.

**લગ્ન પ્રથાઃ**–આપણા સમાજમાં લગ્ન વિચ્છેદને સ્થાન નહિ હોવાથી આપણી લગ્ન પ્રથા સુધારો માગે છે, લગ્નનો પ્રશ્ન લગભગ સર્વાંશે વડીલ હસ્તક છે, અને અત્યારે કોઈ કોઈ અપવાદો સિવાય લગ્ન, કન્યા તથા મુરતિયાની પસંદગીની વાત નથી. જીવન પર્યન્ત દંપતિ જીવન કન્યા તથા મુરતિયાએ ગાળવાનું છે છતાં લગ્ન બાબતમાં તેમની પસંદગીને સ્થાન નથી. પ્રસંદગી કન્યા તથા મુરતીયાની મરજી રૂપ હોવી જોઇએ. અલબત્ત વડીલોની નજર તળે મળવા હળવાની તથા એક બીજાના સ્વભાવ અને માનસ જાણવાની તેમને ઠીક ઠીક એવી તક આપી, યોગ્યાયોગ્યતાની તેમની સાથે ચર્ચા કરી સલાહ આપીને પસંદગી તો છેવટે તેમની મરજી ઉપર જ છોડવી જોઇએ જેથી તેમનું લગ્ન જીવન સ્નેહમય અને સુખમય બનતાં તેમનો ગૃહસંસાર ઉજ્જવળ થશે.

**પ્રેત ભોજનઃ**–મરણ પછવાડે અપાતાં ભોજનને સુધારકો પ્રેતભોજન કહે છે, મરણ પાછળ ભોજન સમારંભ કરવાનો ધર્મ શાસ્ત્રનો આદેશ હોવાની મને ખબર નથી. આવા ભોજન આપવાથી મરનારના આત્માને થતું હશે કે હું સંસાર છોડીને ચાલ્યો ગયો છું અને મારી પાછળ વિયોગે દુઃખી થવાને બદલે મારા આપ્તજનો મારા નામથી મીઠા ભોજન આપે છે આવા વરા નકામા છે અને તેમાં થતું ખર્ચ અરણ્યમાં વાવવા જેવું છે. મરનારના આત્માના પુણ્ય કલ્યાણની ભાવના હોય તો મરનારની પાછળ જ્ઞાતિના વિદ્યોત્તેજક ફંડ, નિરાશ્રિત ફંડ અને વિધવા સહાયક ફંડમાં યથાશક્તિ મદદ આપવાથી મરનારનું અને દાન કરવાનું શ્રેય થશે.

**વર્ષો સુધી પરિષદ ન ભરવાના પરિણામો**–છેલ્લું સંમેલન સંવત ૧૯૯૨ માં ભરાયું ત્યારથી અત્યાર સુધીના બાર વર્ષના લાંબા ગાળાના પરિણામે જ્ઞાતિમાં ચોમેર નિષ્ક્રિયતા અને ઉદાસીનતા દૃષ્ટિ ગોચર થાય છે, આપણી સુષુપ્તિ અને શિથિલતા આ સ્થિતિને માટે જવાબદાર છે. સં ૧૯૮૨ માં ભાવનગર મુકામે પરિષદનું અધિવેશન થયા બાદ ઘણા વર્ષો સુધી ફરી સંમેલન ભરી શકાણું નહિ તેથી વગદાર તાલુકાઓમા ગુન્હાનું પ્રમાણ વધ્યું, બંધારણમાં શિથિલતા આવી અને મહાજનોએ અમુક અંશે સત્તા બહારનું વર્તન આચરતાં ગોળની સમજદાર વ્યક્તિઓની જુમ્બેશને પરિણામે કાંગસા મુકામે સંવત ૧૯૯૨ મા પરિષદની છેલ્લી બેઠક મળી અને તેમાં ઠરાવ્યું કે પરિષદની બેઠક નિયમિત રીતે નિશ્ચિત સ્થળે બબ્બે વર્ષે ભરવી પરંતુ પરિષદના અધિવેશન સમયે જે ધગશ, ઉત્સાહ અને ઉલ્લાસ દૃષ્ટિ ગોચર થાય છે તે અધિવેશન પુરું થયા પછી થોડા એવા સમયમાંજ ઓસરી જાય છે અને બન્યું પણ તે મુજબ.

સંવત ૧૯૯૨ ના ધારા-ધોરણ મુજબ

ધ્રાંગધ્રા પછી પરિષદનું અધિવેશન ભરવાની મોરબી તાલુકાની જવાબદારી હતી, પરંતુ મોરબી તાલુકાને પરિષદમાં કે કાર્યવાહક કમીટીની રચના કે કાર્યક્ષેત્રમાં કે ગોળના બંધારણમાં કાંઈ રસ હોય તેમ નહિ જણાતાં મોરબી પછી રાજકોટનો પરિષદ ભરવાનો વારો આવતો હોવાથી રાજકોટને પરિષદ ભરવાનું કહેવામાં આવ્યું અને રાજકોટ તે જવાબદારી અદા કરવામાં અશક્ત નીવડયું. સ્થાનિક મહાજનોની છિન્નભિન્ન વિચારસરણીને પરિણામે, પચાસ કરતાં વધુ માણસોને જમાડવાના પ્રતિબંધને લીધે અને મોંઘવારી તથા દુષ્કાળ વગેરે વગેરે કારણે પરિષદનું અધિવેશન અત્યાર સુધી ભરી શકાણું નહિ કોઇ તાલુકો પોતાના કે ગોળ કોમીટીના ખર્ચે પણ પોતાના આંગણે અધિવેશન ભરવા તૈયાર ન હતો. સરહદ વધારવાના પ્રશ્નને ન છેડવાની બાહેધરી મળે તો એકાદ તાલુકાએ પરિષદને ખર્ચે પોતાના આંગણે પરિષદનું અધિવેશન બોલાવવાની તૈયારી બતાવી હતી. ગ. શ. મોહનલાલ મગનલાલ પારેખ ભાવનગરવાળાએ અમુક શરતે પોતાના ખર્ચે પરિષદ ભરવાની માગણી કરી હતી, પરંતુ તે શરત સ્વીકારવામાં બંધારણીય અડચણ હોવાથી તેમની માગણી નકારવામાં આવી હતી. મધ્ય સાથમા કરાચીમાં વસતા જ્ઞાતિ બંધુઓ તરફથી તેમને ખર્ચે કરાંચીમાં પરિષદ ભરવાનું આમંત્રણ આવેલ, પરંતુ તે સ્થળ ઘણું દૂર હોવાથી પ્રેક્ષકો, પ્રતિનિધિઓ અને પક્ષકારોને મુસાફરીની જે હાડમારીઓ ત્યાંસુધી આવતાં જતાં સહન કરવી પડે તે લક્ષમાં લઇને તેમનું આમંત્રણ પણ સ્વીકારાયું નહિ અને છેવટે ફેરથી પરિષદના ,મહેનીશ માનદ મંત્રી ગ. શ. વકીલ -શાંતિલાલ મણિલાલ વડોદરિયાના ઉત્સાહી પ્રયાસો અને સમજાવટથી મોરબી મહાજન વ્યવસ્થિત અને સંગઠિત બન્યું. અને મોરબીએ તુરતમાંજ પોતાના આંગણે કાર્યવાહક કમીટીને નિમંત્રીને પરિષદને આમંત્રણ આપ્યું અને તે આમંત્રણથી આજે આપણે સૌ અત્રે ઉપસ્થિત થયા છીએ અનેક મુશ્કેલીઓ વચ્ચે મોરબી મોઢ મહાજને હિંમતપૂર્વક પરિષદને પોતાના આંગણે નોતરીને મોઢ જ્ઞાતિની ભારે સેવા બજાવીને આશીર્વાદ મેળવ્યા છે અને તે બદલ તેઓને ધન્યવાદ ઘટે છે.

પરિષદ ભરવામાં ,અસાધારણ વિલંબ થવાથી છૂટક છૂટક વ્યક્તિઓથી, મહાજનોથી, "'મોઢ મહોદય' તથા 'મોઢ જાગૃતિ' ના તંત્રીસ્થાનેથી તથા તે પત્રોમાં પ્રગટ થતા ચર્ચા પત્રોથી ઠીક ઠીક ઉહાપોહ થતો હતો અને બંધારણ તૂટી જશે તેવી મોટી ઘણીને દહેશત રહેતી હતી આટલા લાંબા સમય સુધી પરિષદ ન ભરવાના પરિણામે કાર્યવાહક કમીટીના ઠરાવોથી નારાજ થનાર પક્ષકારોને તાત્કાલિક અપીલ કરી છેવટનો ચૂકાદો મેળવવાનું અશક્ય બન્યું છે, તે ઘણું શોચનીય છે. નજીકના વખતમાં પરિષદની બેઠક ભરવાના કોઇ ચિન્હ દેખાતા ન હતા, તેથી શાસનની બીક રહી ન હતી અને ધારાધોરણોનું યથાર્થ રીતે પાલન થતું જોવામાં આવતું ન હતું અને બંધારણના પાયાને સુરંગ ચાંપે તેવા કોઇ કોઇ પ્રશ્નોનો નિકાલ આવી શકયો નથી. એકાદ મહાજને તો પરિષદના તથા કાર્યવાહક કમીટીના ચૂકાદાનું પાલન કર્યું નથી, એટલુંજ નહિ પરંતુ પાલન કરવાના કાર્યવાહક કમીટીની રૂબરૂની સૂચનાને ખુલ્લી રીતે અવગણીને ચૂકાદો માન્ય ન રાખવાનો મમત પકડી રાખ્યો છે. આવા કિસ્સામાં તેવા મહાજનને શાસન કરવાનો કાર્યવાહક કમીટીને અધિકાર નથી તેવી માન્યતાથી તે બાબત હજુ ઉભી છે અને ચૂકાદાનું પાલન થયું નથી. આ બાબત

ઘણી ગંભીર અને ઊંડી હોવા ઉપરાંત બંધારણની ઘોર ખોદનારી છે.

મહાજનને જે પ્રતિનિધ, પ્રતિષ્ઠા અને શાસનની સત્તા છે તથા ગોળમાં રહેનારા લાભો ઉઠાવવા છે તો સાથોસાથ તાલુકામાં ધારાધોરણ તથા અન્ય મહાજનોના કાર્યવાહક કમીટીના અને પરિષદના ઠરાવોનું પાલન કરવા, કરાવવાની અને ઉપરાંત મર્યાદાનું માન રાખવાની તેમની ફરજ છે. આ ફરજ ધર્મસમાન પવિત્ર છે. ફરજથી જાણી બુઝીને ચ્યુત થવું તે ધર્મ ત્યાગ બરાબર છે.

પરિષદ, કાર્યવાહક કમીટી, કે મહાજનના ચુકાદાનો સ્વીકાર અને અમલ કરવાની ના સુણાવનાર વ્યક્તિ, સમૂહ, મહાજન કે તાલુકાઓને યોગ્ય શાસન કરવાની સ્પષ્ટ સત્તા કાર્યવાહક કમીટીને ન હોય તો આપવાની ખાસ અગત્ય છે, અને તે બાબતમાં આપ સૌ યોગ્ય વિચારણા કરી ઉચિત પ્રબંધ યોજશો તેમ હું આશા રાખું છું.

**મહાજનોની ફરજ:**—કેટલાક તાલુકાઓના મહાજને અંગત સંબંધ, પક્ષ કે શરમને કારણે વગદાર વ્યક્તિઓની બાબતમાં કાનુન ભંગ સામે આંખ આડા કાન કર્યાના દાખલાઓ મળી આવ્યા છે. દરેક શાસનકારી સત્તાએ નિષ્પક્ષ રહી બંધારણનો અમલ કરવા તત્પર રહેવું જોઇએ, 'પંચ ત્યાં પરમેશ્વર'ની કહેવત સૂચવે છે કે પરમેશ્વરને સાથે રાખીને કામ કરવાની પંચની ફરજ છે. અહીં પંચ એટલે શાસનકારી સત્તા સમજવી. સ્થાનિક મહાજનો પોત પોતાની ફરજની બજાવણીમાં વિવેક, હિંમત, નીતિ, અને ન્યાય પુરઃસર વર્તે તેજ બંધારણ નભે. કોઇ વ્યક્તિ કે સમૂહની કસુર સાબીત થતાં કસુરવાન સામે તેનો મોભો ધનાઢ્યપણું; સામાજીક સ્થાન અને અંગત સંબંધો વગેરે તરફ સંપૂર્ણ રીતે દુર્લક્ષ કરીને સંજોગોના ગુણદોષ અને ધારા ધોરણ મુજબ જે શાસન કરવું ઉચિત જણાય તે નિર્ભય રીતે કરવાથી ગુન્હા થતાં અટકશે અને બંધારણમાં વિશ્વાસ પ્રેરાશે.

**સ્ત્રી સમાજને અહીં અવાજ નથી:**—આપણા ધારા મુજબ સ્ત્રીઓને પરિષદ માટેના પ્રતિનિધિ તરીકે ચૂટવાનો કોઇ પ્રતિબંધ નથી, તેમ છતાં કોઇ બહેન પ્રતિનિધિ તરીકે ચૂંટાયાનો દાખલો નથી. વેવિશાળ લગ્ન, વેવિશાળ વિચ્છેદ, વિધુરના ફરી લગ્ન, વિધવાના પુનર્લગ્ન, વિધવા તથા ત્યક્તાની ખોરાકી અને સવેલા વગેરે બાબતના પ્રશ્નો બહેનોના જીવનને ઉંડી રીતે સ્પર્શતા હોવાથી તે પ્રશ્નોમાં બહેનોનો અવાજ રજૂ થાય તે ઇચ્છવા જેવું છે, પરંતુ પ્રતિનિધિ તરીકે બહેનોને ચૂંટવામાં આવતી નથી તેથી તેમના સમગ્ર જીવનને આવરી લેતાં અને જિંદગીભર તેમના જીવનને ઉંડી અસર પહોંચાડતા પ્રશ્નો સંબંધી તેમનું દ્રષ્ટિબિંદુ રજૂ થઇ શકતું નથી. રૂઢિજનિત શરમના ભાર તળે પોતાના વ્યક્તિત્વ અને વિચારોને દબાવીને, હિન્દુ સ્ત્રી સમાજ, પુરુષોએ જે કાંઇ તેમના માટે કર્યું હોય તે વિરોધનો સુર ઉઠાવ્યા વિના અને કચને સ્વીકારીને સહન કરે છે. બહેનો જાગૃત નહિ થાય, રૂઢિજનિત ખોટી શરમ હિંમતભેર ફગાવીને સમાજમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરવા માટે સદ્બુદ્ધિથી સમજપૂર્વકના પ્રયત્નો નહિ કરે ત્યાં સુધી તેમના અંતરનો ઉંડો અને છૂપો આર્તનાદ સમાજ નહિ સાંભળે.

## ગોળની આવશ્યકતા અને સીમા વિસ્તૃતિ

મોઢ જ્ઞાતિ–અડાલજા દશા અને વિશા, ગોભુજા દશા અને વીશા માંડલીયા દશા અને વીશા એ પ્રમાણે છ વિભાગમાં વ્હેંચાયેલી છે અને આ ત્રણ મુખ્ય વિભાગોમાં અંદર અંદર કન્યા વ્યવહાર નથી. અડાલજા દશા

અને વીશાને કન્યાની લેતી દેતી નથી, તેવીજ સ્થિતિ ભોજુજા અને માંડલીઆમાં છે. કેટલાક ગામો પોતાના ગામ બહાર કન્યા આપતા નથી.

કાઠિયાવાડના મોઢ બંધુઓએ ગુજરાતમાં વસતા જ્ઞાતિ બંધુઓ સાથે સામાજીક સંબંધ કેળવવા માટે ગુજરાતના ગામોમાં કન્યાઓ આપેલ. પરંતુ કાઠિયાવાડમાં સંસ્કારી અને પૈસાપાત્ર કુટુંબો હોવાં છતા સ્થળ અને કુળના ખોટા બહાના નીચે ગુજરાતે કાઠિયાવાડમાં કન્યાઓ આપી નહિ અને ગુજરાતના મોટી ઉંમરના મુરતિયા માટે મોટી રકમો આપીને કાઠિયાવાડના ગરીબ મોઢ કુટુંબોમાંથી કન્યાઓ લઈ જતા અને એ રીતે કાઠિયાવાડમાં કન્યા વિક્રયને ગુજરાત તરફથી ઉત્તેજન મળતું હતું, આ પરિસ્થિતિ મીટાવવા માટે આપણા ગોળની સ્થાપના થઈ છે. ગોળની હાલની મર્યાદાએ ધનાઢ્ય અને મધ્યમ વર્ગના કેળવાયેલ અને સુશિક્ષિત કુટુંબોને અકળાવી મુકયા છે. સગપણ માટે પસંદગીનું ક્ષેત્ર ઘણું જ ટુંકું છે તે વાત હાલ સર્વત્ર સ્વીકારાયેલ છે, 'સરહદ વધારો', 'સરહદ વધારો' ની બૂમ ચોતરફ જોરશોરથી સંભળાય છે. લગભગ દરેક શહેર અને ગામડામાં વસતાં સંસ્કારી કુટુંબોને સરહદની મર્યાદાએ નીપજાવેલી મુશ્કેલીઓનો કડવો અનુભવ છે અને મજબૂત મનોબળવાળા કોઈ કોઇ સુધારક કુટુંબોએ પોતાના સંતાનોને ગોળમાં યોગ્ય રીતે વરાવવાની મુશ્કેલીના કારણથી રાજીખુશીથી ગોળથી છુટા થવાનું પસંદ કર્યું છે અને ગોળ બહાર રહેવાની સ્થિતિનો સામનો કરવાની નૈતિક હિંમતના અભાવે સંખ્યાબંધ કુટુંબો મનોવેદના ભોગવે છે, ગોળ વિસ્તૃત કરવાની જરૂર સૌ કોઇ સ્વીકારે છે, પરંતુ એ વિસ્તૃતિ એવી રીતે થવી જોઇએ કે તેના પરિણામે ગોળ બાંધવાનો મુખ્ય હેતુ, કન્યાવિક્રય બંધ કરવાનો હતો તે તથા સામાન્ય સ્થિતિના કુટુંબના મુરતિયાને કન્યા મેળવવામાં મુશ્કેલી ન થાય તે સચવાવો જોઇએ. ગોળ વધારવાની વાત થાય કે તુરત જ ગામડામાં વસતા ભાઇઓ અને શહેરોમાં રહેતા મધ્યમ સ્થિતિના કુટુંબોને એવોજ ખ્યાલ આવે છે કે વિરમગામ ધોળકા, સરખેજ, ખંભાત, સુરત, અમદાવાદ વગેરે સ્થળોને ગોળમાં સમાવી લેવામાં આવશે, પરંતુ તેવો ખ્યાલ કરનારા ભાઈઓ ભૂલે છે કે તે સ્થળો સાથે ગોળ બાંધ્યા પહેલાં આપણે મિત્રાચારીનો હાથ લંબાવીને અમુક વર્ષો સુધી તે સ્થળોમાં કન્યાઓ આપી, તેમ છતાં ત્યાંથી કાઠિયાવાડમાં કન્યાઓ ઉતરી નહિ અને કન્યાવિક્રયથી અહીંથી કન્યાઓ ગુજરાતમાં જવા લાગી હતી, જેથી દીર્ઘદૃષ્ટિ અને વ્યવહારૂ ડહાપણવાળા વડીલોએ સ્થિતિના પ્રતિકાર રૂપે ગોળ સ્થાપ્યો છે.

કાઠિયાવાડમાં જ્યાં ત્યાં રહેતાં મોઢ સંજ્ઞા ધરાવતા કુટુંબો પ્રથમ ગોળમાં કન્યા આપે અને ગોળના બંધારણ તથા ધારા ધોરણને વફાદાર રહેવાની કબુલાત આપે તેમને ગોળમાં ભેળવવાથી ગોળના કોઇ વર્ગને કશું નુકશાન થવાનું નથી. તાલુકા મહાજનો, અગ્રગણ્ય વ્યક્તિઓ અને સમજદાર વિચારવંત વર્ગ ગોળ વિસ્તૃત થવાની કાગને ડોળે રાહ જુવે છે. ગોળના યુવાનો કેળવણી સંપાદન કરે, સાહસિક વૃત્તિ કેળવે, હુન્નર ઉદ્યોગમાં ઝંપલાવે. સ્વાવલંબન અને સ્વાશ્રયથી સારી એવી આજીવિકા પ્રાપ્ત કરી શકે એવા થશે તો તેમને ગોળમાંથી કન્યાઓ મળશેજ, પરંતુ ગોળ બહારથી પણ તેટલીજ સહેલાઇથી લાયક કન્યાઓ મળશે, તેથી ઉલટું ઘણા વર્ષો સુધી ગોળ ટકાવી રાખવા છતાં, જો કેળવણી, હુન્નર, ઉદ્યોગ અને વ્યાપારાદિક ક્ષેત્રોમાં ગોળના યુવાનો પ્રગતિ નહિ કરે

તો ગોળવાળાઓ પણ કેળવાયેલી કન્યા તેમને આપવાનું શી રીતે પસંદ કરે? પરિણામ એ આવે કે કેળવાયેલા, સંસ્કારી અને સમાજમાં મોભાવાળું સ્થાન ભોગવતાં કુટુંબો કન્યાને યોગ્ય ઠેકાણું નહિ મળવાની મુંઝવણને લીધે ગોળની કાર્યવાહીથી અસંતુષ્ટ બની ગોળથી વિમુખ થવાનું પસંદ કરે અને એ રીતે આપણો ટુંકે સમૂહ વહેંચાતાં સંગઠન તૂટે, ભ્રાતૃ ભાવ ઘટે અને અંદર અંદરના સામાજીક તથા વ્યવહારિક સંબંધોમાં મીઠાશને બદલે કટુતા પ્રવેશે અને પરિણામે નાતિને સોસવું પડે, કેમકે જેમ જેમ સંસ્થા કે સમૂહના વિભાગ થાય તેમ તેમ તેની શક્તિ વહેંચાતા દરેક ભાગ નબળા બનીને નિષ્ક્રિય થાય. એ રીતે સરહદ વિસ્તારના આ મહત્વના પ્રશ્નને દીર્ઘ દૃષ્ટિથી, વિશાળ હૃદયથી અને સહાનુભૂતિ પૂર્વક આપ વિચારશો એવી મારી આગ્રહભરી વિનતિ છે

આસ્કૃતિત દેશોમાં સંગઠન અને સમૂહ ભાવના અત્યારે પ્રવર્તે છે સંસ્થાઓ, જાતિઓ, નાનાં મોટાં રાજ્યો અને રાષ્ટ્રો, પરસ્પર હિતોની સલામતી, વિકાસ અને સમૃદ્ધિની દૃષ્ટિએ પરસ્પરના સંબંધોમાં નિકટતા લાવીને એકમ કે સંઘના સ્વરૂપમાં કેન્દ્રીત થાય છે. રાષ્ટ્રોના સમૂહ રચાય છે, માર્શલ સ્મટસ જેવા મુત્સદ્દી વિશ્વ સરકાર રચવાનું સુચન કરે છે અને આપણા ઘર આંગણે પણ રાજવીઓ અને પ્રજાએ મળીને સમષ્ટિના હિતમાં નાની મોટી રીયાસતોની સત્તા, હકુમત અને સીમાડા ભુંસીને સારાયે કાઠીયાવાડની પ્રજાને રાજકીય, આર્થીક, ઔદ્યોગિક, કેળવણી વિષયક અને સામાજીક જીવન ઘડતરની મુક્ત અને એકધારી તક મળે તેવા શુભ હેતુથી તેમની જગ્યાએ સૌરાષ્ટ્ર એકમ નામનું એક સળંગ રાજ્ય તાજેતરમાંજ સ્થાપ્યું છે ત્યારે સૌરાષ્ટ્રમાં વસતી મોઢ સંજ્ઞા ધરાવતી કોમ એકત્રિત બને અને જ્ઞાતિ વિષયક સંબંધોથી જોડાય તેવી વિચારણા કરવાની હું આપને વિનતિ કરૂં છું.

**સરહદની હાલની વ્યાખ્યાઃ**—ગોળના વિસ્તાર સંબધે હાલના ધારામાં સરહદની વ્યાખ્યા રૂપે જે કલમ છે તે આધુનિક જમાનામાં મોઢ જ્ઞાતિને કલંકરૂપ છે. તે કલમનો મર્મ એ છે કે ધારામાં લખેલા પ્રગણા તથા તેની નીચેના ગામોનો તથા હવે પછી જે ગામો ગોળના ધારા પ્રમાણે વર્તવા બંધાય તેને પરિષદ સર્વાનુમતે મંજુરી આપે તો તેનો ગોળમાં સમાવેશ થાય છે સરહદ ગોળના નામથી પણ ઓળખાય છે.

સરહદ વિસ્તારનો પ્રશ્ન ભાવનગર તથા ધ્રાંગધ્રાના અધિવેશનમાં છેડવામાં આવ્યો હતો. ભાવનગર મુકામે તે પ્રશ્ન સરહદની વ્યાખ્યામા સર્વાનુમતિ શબ્દના હયાતિના કારણે ઉડી ગયો અને ધ્રાંગધ્રા મુકામે તે વ્યાખ્યામાંથી સર્વાનુમતે શબ્દને બદલે બહુમતિ શબ્દ રાખવાના ઠરાવની ચર્ચા ચાલતી હતી ત્યારે ગામડાના પ્રતિનિધિઓએ એટલી હદે કોલાહલ અને ધાંધલ મચાવ્યુ કે પરિણામે તે ઠરાવ ફરજીયાત પડતો મૂકવો પડયો

સંસ્થા, મંડળ, જ્ઞાતિ કે સમાજમાં બહુમતિથી કાર્ય કરવાનુ ધોરણ રખાય છે. જ્યારે ઉપર્યુક્ત અળખામણી, આકરી અને પ્રગતિને અશક્ય બનાવી દેનારી કલમ ઘડવામાં આવી હતી ત્યારે તેમ કરવાના જે કારણો હતા કે હશે તે હવે નાબુદ થાય છે, તેથી સર્વાનુમતિને બદલે બહુમતિથી સરહદમાં વધારો કરી શકાય તેવો તાત્કાલિક સુધારો કરવો અનિવાર્ય છે. જો તેમાં વિલંબ થશે તો આપણા સમાજની સ્થિતિ બંધિયાર જળ સમુહ જેવીજ રહેશે, કેમકે સર્વાનુમતિના ધોરણ હેઠળ એક પણ પ્રતિનિધિનો પ્રમાણિક

કે અપ્રમાણિક, ગાંડોઘેલો વિસંવાદી સૂર ઉઠતાં કાર્ય ફેણાઈ જાય છે લોકશાહીના આ જમાનામાં આવી કલમ ધારાપોથી ઉપર રહેવા દેવી તે આપણે બુદ્ધિ અને વિવેક શક્તિ વિહોણા હોવાનું જાતેજ પોકારવા બરાબર છે. અભણ, અસંસ્કારી અને અર્ધ જંગલી જાતિઓમાં પણ આવો કડક નિયમ નહિ હોય.

**વિધવા પુનર્લગ્નઃ**-વિધવાઓની નિઃસહાય સ્થિતિ, દ્રવ્ય ઉપાર્જન કરવા પૂરતી કેળવણીનો તેમનામાં અભાવ, અપશુકનિયાળ તરીકે સમાજના અણસમજુ વર્ગની તેમના તરફની સુગ, સમાજનું તેમના તરફનુ માનવિહોણું વલણ અને વર્તન, વિધુરને ફરી લગ્ન કરવાની છૂટ. તેમના ભરણ પોષણ માટે પૂરતા પ્રબંધનો ઘણા કિસ્સાઓમાં અભાવ, સાસરીયા અને માવતર તરફથી ઘણી વખતે બોજા તરીકે તેમની થતી ગણતરી વગેરે વગેરે સંજોગોના જોરે બીજા સુધારકોની માફક આપણું કેળવાયેલ અને સરકારી યુવક માનસ પણ માસિકોમાં લેખો લખીને, ફગરૂ ચર્ચાઓ કરીને વિધવાને પુનર્લગ્ન કરવાની છૂટ આપવાની માગણી કરે છે આ પ્રશ્ન બહેનોનો છે, પરંતુ બહેનોનો અવાજ અહીં રજુ થતો નથી તે દુઃખની વાત છે. આત્મભોગ અને ત્યાગની પવિત્ર મુર્તિરૂપે વિધવાએ જીવન ગાળવું જોઇએ તેવો જુનવાણી માનસનો આગ્રહ છે. આ પ્રશ્ન જેટલો વિકટ છે તેટલુંજ અંતર આ બે દૃષ્ટિબિન્દુ વચ્ચે છે. ઉચ્ચ ગણાતી આંગળીના ટેરવે ગણી શકાય તેટલી જ્ઞાતિઓએ વિધવાને અમુક સંજોગોમાં પુનર્લગ્નની છુટ હોવી જોઇએ તેવો મર્યાદિત ઉકેલ આણીને બહુમત રૂપે ઠરાવ કરેલ છે. આપણા ગોળની હાલની પરિસ્થિતિ, મર્યાદા અને માનસ જોતાં આ આ પ્રશ્નનો ઉકેલ દુર્ઘટ છે. અલ્પ સમયનું લગ્ન સુખ ભોગવ્યું હોય તેવી સંતાન વિનાની અમુક વર્ષ સુધીની ઉંમરની વિધવાને પુનર્લગ્ન કરવાની છુટ અત્યારના સંજોગોમાં આપવામાં અંગત રીતે હું હરકત જોતો નથી. શાંત ચિત્તે, ધીરજથી, ઉશ્કેરાટ વિના ગાંભીર્ય જાળવીને આ સળગતા પ્રશ્નની વિચારણા કરવાની હું આપને વિનતિ કરૂં છું.

**પ્રતિનિધિઓની ચુંટણીઃ**-કેટલાક તાલુકાઓએ આ પરિષદમાં મોકલવાના પ્રતિનિધિઓની જે રીતે ચુંટણી કરી છે તે રીત, સામે તે તાલુકાઓના યુવક વર્ગમાં ઉગ્ર અસંતોષ વ્યાપ્યો છે અને આ અસંતોષ છાપેલી પત્રિકાઓ દ્વારા તથાં અગ્રગણ્ય વ્યક્તિઓને પત્ર લખીને ઠીકઠીક પ્રમાણમાં વ્યક્ત થયો છે એ ખરૂં છે. કે ધારા પોથીમાં ચૂંટણીની પદ્ધતિ સંબંધે ઉલ્લેખ નથી, તેમ છતા જે તાલુકા કે તડમાંથી ચૂંટણી કરવાની હોય તે તાલુકા કે તડના મહાજનને કે કમીટી હોય તો કમીટીએ ચૂંટણી માટે તારીખ નક્કી કરીને તમામ લાગુદારોને તેના સમયસર ખબર આપી દેવા જોઇએ અને પછી બહુમતિ ધોરણથી પ્રતિનિધિઓની ચૂંટણી કરવી જોઇએ.

ગુપ્ત મતદાન પદ્ધતિથી ચૂંટણી થવી ઇષ્ટ છે, જેથી દરેક તાલુકાની બહુમતિના મુક્ત અવાજનુ એમાં પ્રતિબિંબ પડે. તાલુકા મહાજનના વહીવટ માટે પણ આ ધોરણે ચુંટણી કરીને કમીટીઓ રચવી જોઇએ અને ઠરાવેલી ચોક્કસ મુદતે આવી સ્થાનિક કમીટીઓની ફરી ચુંટણી થવી જોઇએ.

**યુવકો અને પ્રતિનિધિત્વઃ**-યુવકોની ફરીયાદ છે કે સ્થાનિક મહાજનોમાં તેમની મનમાની ગણતરી થતી નથી અને તેથી યુવક વર્ગ યુવાન માનસને નામે પરિષદમાં સ્વતંત્ર પ્રતિનિધિત્વની માગણી કરે છે. યુવક વર્ગ જ્ઞાતિના સ્થાનિક પ્રશ્નોમાં , સક્રિય રસ લઇને અને તેમની બુદ્ધિ, શક્તિ, અને કાર્ય

ક્ષમતાથી સમજ પુર્વક વર્તી સ્થાનિક જ્ઞાતિમાં પ્રતિષ્ઠા જમાવે તો તાલુકાના પ્રતિનિધિ તરીકે તેમના સિવાય બીજાનું કોણ હોય? તેમના વિચારો અને વર્તન ક્ષણિક લાગણીઓના ઉભરામાંથી જન્મતાં નહી હોય અને પુર્ણ વિચારણામાંથી પરિણમ્યા હશે તો સ્થાનિક જ્ઞાતિને ન છુટકે તેમના તરફ સદ્‌ભાવ અને માન થશે, જે વિચારો અને વર્તનમાં શુદ્ધ બુદ્ધી, સત્ય અને સેવાવૃત્તિ રહ્યા છે તેને કોઇ વ્યક્તિ, સમૂહ કે સંસ્થા પછી ભલે ને અમે તેટલાં જૂનવાણી હોય તો પણ અવરોધી શકતા નથી સાથોસાથ એ કહેવું જરૂરી છે કે જો સ્થાનિક મહાજન સ્થાનિક વહીવટ તથા જ્ઞાતિવ્યવહારના તમામ પ્રશ્નોમાં યુવક વર્ગને ભાગીદાર બનાવશે તો પરસ્પર સદ્‌વાસ ચર્ચા અને સદ જવાબદારીને લીધે જૂના અને નવા વિચારોનો સુમેળ થશે અને જ્ઞાતિમાં પ્રગતિનો વેગ વધશે. ધારા પોથીની કલમ અગીઆર મુજબ પ્રમુખ પોતાની સત્તાની રૂએ ત્રણ સભ્યોને પ્રતિનિધિ તરીકે નીમી શકે છે, તે સંખ્યામાં વધારો કરવામા આવે તો પ્રમુખ યુવક માનસને પ્રતિનિધિત્વ આપવા બાબતમાં યથોચિત કરી શકે

**જ્ઞાતિ સેવા મંડળઃ**—દરેક તાલુકાનો શિક્ષિત અને સેવાભાવી વિચારક વર્ગ પોતપોતાના તાલુકામા સેવા મંડળ જેવી સંસ્થા સ્થાપીને તે દ્વારા સ્થાનિક જ્ઞાતિના બાળકોના શિક્ષણમાં રસ લે, ગરીબ બાળકોને શિક્ષણના, સાધનો, શાળા, ફી વગેરે પુરા પાડે, ધંધા વગરના ભાઇ બહેનોને કામે લગાડવા બનતું કરે, ગરીબ કુટુંબોને નિર્વાહમાં મદદ કરે, હોનારત, માંદગી વગેરે આફતોમાં ઔષધ, ઉપચારો પુરા પાડે અને બાવજતમાં મદદ કરે તથા સમજાવટથી આંતરિક ક્લેશો પતાવે એ ઘણું જરૂરી છે.

**વિધવા તથા ત્યક્તાની ખોરાકીની રકમઃ**—હાલમાં વિધવા તથા ત્યક્તાની ખોરાકી ઓછામાં ઓછી માસિક રૂપીયા ૭ ઠરાવી છે, તે અત્યારની ગજબની મોંઘવારીના હિસાબે વધારી તે ઓછામાં ઓછી રૂા પંદર અગર તે આસપાસ ઠરાવવી જોઇએ, રૂપીયા ૭ માં અત્યારે અર્ધો મણ અનાજ પણ મળતું નથી.

**પરિષદ ભરવાના ખર્ચની જોગવાઈ** પરિષદ બબ્બે વર્ષે ભરાય તો ફરીયાદો, અપીલો તથા સ્થાનિક મહાજનો સાથેના પરિષદના હિસાબને લગતા પ્રશ્નોનો વ્હેલો નિકાલ આવે. દર વર્ષે પરીષદ ભરવા માટે તાલુકાઓનો ક્રમ ધારાની કલમ ૭ (ડ) મુજબ નક્કી થયો છે, તેમ છતા આપણે આજે બાર વર્ષે ફરી મળીએ છીએ તે વાત આ કલમ (ડ) ના વાસ્તવિક પાલનમા વિશ્વાસ પ્રેરતી નથી. કોઇ તાલુકાના આતિથ્ય કે ઉદારતા ઉપર આધાર નહી રાખતાં પરિષદના ખર્ચની જોગવાઇ માટે કોઇને ભારે પડે નહી તેવી રીતસરની કોઇ વ્યવસ્થા યોજી શકાય તો પરિષદના અધિવેશનો નિયમિત રીતે ભરાય.

**આપણી ફરજઃ**—છેલ્લા બાર વર્ષમાં જગતમા ઘણા વિશાળ પરિવર્તનો થયાં છે બીજા વિશ્વવિગ્રહ જનીત સંયોગો તથા સ્વાતંત્ર્ય સાંપડતા સામાન્ય સામાજીક વ્યવહાર પરત્વે સામાન્ય માનવીનો પણ દૃષ્ટિકોણ બદલાયો છે, ચોમેર વિરાટ જાગ્યો છે, વ્યક્તિ સ્વાતંત્ર્ય, બંધન મુક્તિ, સંગઠનવૃત્તિ, અને લોકશાહીનો યુગ પૂરા પ્રમાણમાં પ્રવર્ત્યો છે. સંકુચિત માનનવાળી અને રૂઢીચુસ્ત મનાતી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓ આ પરિવર્તન કાળની અસરમાંથી મુક્ત રહી શકવાની નથી, તેથી વર્તમાનકાળ સાથે બંધ બેસતા થવા માટે આપણા જ્ઞાતિના ધારાઓ, નિયમો, રીવાજો વગેરેમાં સમયોચિત ફેરફારો કરવાનો આપણો ધર્મ છે. સમયના પ્રવાહ સાથે ચાલ મીલાવવા આપણું શ્રેય થશે અને રાષ્ટ્રના

નૂતન ઉત્થાનમાં આપણે યત્કિંચિત્ ફાળો ન્યાયબુદ્ધિ, વ્યવહારિક ડહાપણ અને ઉદારતા આપી શકશું, આ પરિષદની સફળતા આપણી ઉપર અવલંબે છે. ઓમ્ શાંતિઃ શાંતિઃ કર્તવ્ય પરાયણતા, સેવાભાવ, જ્ઞાતિદાઝ,

* * *

**શ્રી જામનગર**—અહિની મોઢ વણિક જ્ઞાતિની સભા સંવત ૨૦૦૪ ના વૈશાખ વદ ૧ રવિવાર તા. ૨૩-૫-૪૮ ના રોજ મળેલી થએલ તેમાં થએલ ઠરાવ-સભામાં હાજરી ઘણા સારા પ્રમાણમાં હતી.

ઠરાવ નં. ૧ લક્ષ્મીબાઇની પુત્રી ગુલાબે ઉમર લાયક હોઇ માંડલીયા મોઢ જ્ઞાતિમાં મુરતીઓ પસંદ કરતા લક્ષ્મીબાઇએ જ્ઞાતિ ધારા વિરૂદ્ધ લગ્ન કરી આપેલ તે બદલ લક્ષ્મીબાઇ સાથેનો જ્ઞાતિ વહેવાર બંધ કરવામાં આવેલ તે અંગે લક્ષ્મીબાઇએ રહેમની માંગણી કરી છે આ પ્રશ્ન અંગે વિચાર કરતાં મેતા મણીલાલ મુલજીએ "માંડલીયા સાથે આપણે રોટી વહેવાર છે અને બેટી વહેવાર ચાલુ કરી જ્ઞાતિનું એકમ કરવામાં એક વધુ અગ્રણી પગલું ભરવા" માટેનો ઠરાવ રજુ કરતાં એ ઠરાવ સર્વાનુમતે મંજુર રાખવામાં આવે છે અને એમ ઠરાવવામાં આવે છે કે 'આજ સુધી માંડલીયા સાથે જે કોઇએ બેટી વહેવાર કર્યો હોય તેને જ્ઞાતિમાં મેળવી લેવા અને આજથી માંડલીયા સાથેનો બેટી વહેવાર કરવા માટેનો પ્રતિબંધ દૂર કરવામાં આવે છે.

કોયા મથુરદાસ ત્રીકમજીની પુત્રી ગુલાબનું લગ્ન ભાવનગરના માંડલીયા મોઢ સાથે થએલ છે.

ઠરાવ ૨ જો—કોયા અમૃતલાલ ત્રીકમજીની અરજી ઉપર સને ૧૯૪૭ ના એપ્રીલની ૨૫ તારીખે જ્ઞાતિએ સભા ભરેલી તે સભાનું કામ અધુરૂં રહેતાં અરજી ઉપર નિર્ણય તે વખતે આપી શકાએલ નથી અને આજે તેનો નિર્ણય આપવો એવો ઠરાવ મેતા રામલાલ કાલીદાસે મુકતા જ્ઞાતિએ એ અરજી અને તેને લગતા ઠરાવ ઉપર ફરી આજે વિચાર કરી કોયા અમૃતલાલ ત્રીકમજીને જ્ઞાતિમાં લેવાનું સર્વાનુમતે ઠરાવ્યું છે.

કોયા અમૃતલાલ ત્રીકમજીના લગ્ન બાજુએ બળાતી સોરઠીયા જ્ઞાતિની કન્યા સાથે થએલ છે અને ઘણા વર્ષ જ્ઞાતિ બહાર રહેલ છે એવી સજા થઇ ગએલ છે.

## શ્રી ગોહેલવાડ, મહિયાવાડ, અને ઝાલાવાડના દશા અડાલજા અને ગોભવા મોઢ વણિક જ્ઞાતિની પરિષદ.

આ પરિષદે ગોળ વિસ્તાર કરવાનો સિદ્ધાંત સ્વીકાર્યો અને અપનાવ્યો.

# નૂતન અને જુનવાણી વિચારશ્રેણીનો થયેલો સંગમ.

— શ્રી ગોરધનદાસ અમીચંદ મણિઆર —

તા. ૨૯-૫-૪૮ ના રોજ મુંબઇના ડેપ્યુટેશનની સાથે શ્રીયુત દામોદરદાસ અને હું મુંબઇથી નીકળ્યા. તા. ૩૦ મીએ મોરબી મુકામે ભરાનારી આપણી પરિષદમાં હાજરી આપવાને ગયા. વઢવાણ જંકશનથી વાતાવરણ પરિષદમય લાગ્યું. કારણ કે પ્રમુખ સાહેબ અને બીજા પ્રતિનિધિ બંધુઓ એજ ગાડીમાં હતા. સાંજે મોરબી પહોંચતા પ્રમુખશ્રીને હારતોરા થયા પછી સરઘસના આકારે મોઢ જ્ઞાતિની વાડીએ પહોંચ્યા

યુવક બંધુઓએ પત્રિકાઓદ્વારા ચુંટણીનું ધોરણ, ગોળ વિસ્તાર, ગરબા પાછળના જમણોનો ત્યાગ, વિધવા પુનર્લગ્ન વિગેરે પ્રશ્નો માટે ખૂબ ઉહાપોહ કરીને અગાઉથીજ વાતાવરણ વિસાદમય બનાવ્યું હતું.

બીજે દિવસે તા. ૩૧-૫-૪૮ ના રોજ સવારના સાડાઆઠ વાગે મોઢ વાડીમાં ઉભા કરેલા સંમીયાણામાં અધિવેશનની પહેલી બેઠક મળી હતી. પ્રતિનિધિઓ ઉપરાંત પ્રેક્ષકોની અને આમંત્રિત ગૃહસ્થોની સંખ્યા ઠીક ઠીક પ્રમાણમાં હાજર હતી.

શરૂઆતમાં બાળાઓએ "વૈષ્ણવ જન તો તેને કહીએ" એ ભજન અને "તમો આવો પધારો મોંઘેરા મહેમાન"નું સ્વાગત ગીત ગાઇ સભાને ફૂલોથી વધાવી હતી.

ત્યાર બાદ સ્વાગત પ્રમુખ શ્રીયુત હાકેમચંદ હરજીવનદાસ મણીઆરે સ્વાગતનું ભાષણ (જે અન્યત્ર પ્રકટ કરવામાં આવ્યું છે) તે વાંચ્યું હતું અને મહેમાનોને આવકાર આપ્યો હતો ત્યાર પછી શ્રીયુત નારણદાસ ઓધડભાઇ શેઠને પ્રમુખસ્થાન લેવા વાસ્તે શ્રી પુરૂષોત્તમદાસ મહાદેવભાઇએ વિનંતિ કરી હતી અને શ્રી પરમાણંદદાસ ગુલાબચંદ તથા શ્રી લાલાલાલ ભાઇચંદે એ વિનંતિને અનુમોદન આપતાં શ્રી નારણદાસ ઓધડભાઇએ પ્રમુખસ્થાન લીધું હતું અને ગત પરિષદના પ્રમુખ શ્રીયુત સુખલાલભાઇની નાદુરસ્ત તબીયતને લીધે તેમની ગેરહાજરી માટે દીલગીરી બતાવી તેમણે બાર વરસનાં લાંબા ગાળા દરમિયાન કરેલી સેવાઓની નોંધ લીધી હતી.

ત્યાર બાદ પ્રમુખસ્થાનેથી રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજી, મહેતા છગનલાલ મદનદાસ અને 'મોઢ મહોદય'નાં સ્થાપક અને સંપાદક શ્રી ભીખાભાઇ ગોપાળજી પારેખનાં દુઃખદ અવસાન માટે શોક ઠરાવ મુકી બે મીનીટ ઉભા થઇ મહુમતોના આત્માની શાંતિ અર્થે પ્રભુ પ્રાર્થના કરી હતી.

ત્યાર પછી તેમણે પ્રમુખસ્થાનેથી પોતાનું મનનીય ભાષણ કર્યું હતું. (જે અન્યત્ર પ્રકટ થયું છે.) આ ભાષણ ઘણું પ્રેરણાદાયી અને યુવાન માનસને અનુરૂપ અને સમયાનુસાર હતું

તે પછી પરિષદના ઓ. જ. સેક્રેટરીએ પરિષદના કાર્યનો રીપોર્ટ રજુ કર્યો હતો (જે અન્યત્ર પ્રકટ થયો છે) તે પછી પ્રમુખ શ્રીએ પોતાની સત્તાની રૂએ મુંબઈથી આવેલા ડેપ્યુટેશનમાંથી શ્રી લક્ષ્મીદાસ પરમાણંદદાસ મહેતાને, અમદાવાદથી આવેલા શ્રી ભોગીલાલ નાનાલાલ પારેખને તથા વઢવાણ કેમ્પવાળા શ્રી રતિલાલ હરજીવન કામદારને B A B T ને ખાસ પ્રતિનિધિત્વ આપ્યું હતું. તે પછી ધારાધોરણમાં સુધારા વધારા કરનારી કમીટી, ઠરાવ કમીટી અને હિસાબ તપાસનારી કમીટી એ ત્રણ કમીટીની ચુંટણી કરવામાં આવી હતી અને કમીટીના રિપોર્ટ આવે ત્યાં સુધી અધિવેશન મુલતવી રહ્યું હતું. થાપ કમીટી નિમવામાં ચાલુ કાર્યવાહક કમીટીના એક સભ્યોને નહિ ચૂંટીને પરિષદે પોતાનું નિષ્પક્ષપાતીપણું બતાવ્યું હતું.

બપોરે જમ્યા પછી ત્રણે કમીટીઓ પોતપોતાને કામે લાગી હતી. ધારા કમીટીએ શ્રી જે. ધનરાજ ન્યાલચંદ વકીલને પ્રમુખ સ્થાન આપ્યું હતું અને તેમના મધુર પ્રમુખપદ નીચે દોઢ દિવસના ખૂબ ખૂબ ઉહાપોહ અને વિચારણાને અંતે કમીટીએ ધારામાં યોગ્ય સુધારા કર્યા હતા.

બીજે દિવસે મંગળવારે ગરે સાડા આઠ વાગ્યે ખુલ્લું અધિવેશન મળ્યું હતું. શરૂઆતમાં જ પ્રમુખશ્રીએ જે યુવાન ભાઈઓ અને પ્રેક્ષકો પોતાના મતવ્ય જાહેર કરવા માગતા હોય તેમને પોતાના વિચારો મુક્તકંઠે દર્શાવવાનું આમંત્રણ કર્યું હતું જેથી કરીને પરિષદો આજની ચાલતી નવીન વિચારશ્રેણી અને સમાજના આધુનિક પ્રશ્નો પ્રત્યે માર્ગદર્શન મળે.

આ ઉપરથી મોરબીવાળા શ્રી મહેન્દ્રકુમારે જણાવ્યું કે સામાજીક સંસ્થાના અંગો પ્રત્યે આપણે જાગ્રત રહેવું જોઇએ. પ્રતિનિધિઓને સૌ ઓળખે તેવી રીતે ચુંટણી થવી જોઇએ અને પૂજ્ય ગાંધીજી માટે મોઢ જ્ઞાતિએ સ્મારક ફંડ કરવું જોઇએ.

શ્રી કનુભાઈ લક્ષ્મીદાસે જણાવ્યું કે કેળવણી માટે મદદ મળે તેવો પ્રબંધ થવો જોઇએ. લોકશાહીના આજના જમાનામાં બેલટથી પ્રતિનિધિઓની ચૂંટણી થવી જોઇએ અને સ્ત્રી પુરૂષોને સમાન હક મળવા જોઇએ.

ભાવનગરવાળા શ્રી મોહનલાલ મગનલાલ પારેખે જણાવ્યું કે આપણી જ્ઞાતિની પ્રણાલિકા જુની ઢબે પ્રમાણે ચાલે છે. નવા જમાના પ્રમાણે સઘળા બુદ્ધિપૂર્વક કામ કરવામાં આવે તો ગમે તેવું શુભ દૃષ્ટિથી કરવામાં આવેલું કાર્ય સફળ થતું નથી અને શંકાશીલ બને છે.

લાગવગવાળી પદ્ધતિ મતના અધિકાર આપવામાં આડી આવવી ન જોઇએ. તે પછી તેમણે નૂતન બંધારણની યોજના રજુ કરી ૧૮ વર્ષ અને તે ઉપરની વયના જ્ઞાતિના દરેક ભાઈ બ્હેનને મતાધિકાર હોવો જોઇએ તેમ ભારપૂર્વક જણાવ્યું હતું. જ્યારે પરિષદના પ્રતિનિધિઓ મોકલવાનો અવસર આવે ત્યારે તાલુકા મહાજને પરિષદમાં પ્રતિનિધિ તરીકે જવા ઇચ્છનારાઓના ઉમેદવારી પત્રકો અગાઉથી માગવા જોઇએ અને જ્ઞાતિની સામાન્ય મતાધિકારીઓની જાહેર સભા બોલાવીને તેમાં ગુપ્તદાન (બેલટ) પદ્ધતિ વડે ચુંટણી કરવી જોઇએ.

નિઃસંતાન બાળ વિધવાને પુનર્લગ્નની છૂટ આપવી જોઇએ. મરણ પાછળના જમણો ફરજીઆત બંધ કરવા જોઇએ. જેમને પૈસા વાપરવાની ઇચ્છા હોય તેમણે બીજી દિશાઓમાં તે ખર્ચ કરવો જોઈએ.

વિધુર લગ્ન કુંવારી કન્યા સાથે બંધ કરવા જોઇએ, છતાં કરવાં જ પડે તો વિધુર અને કન્યા વચ્ચે ઉમ્મરનો દશ વર્ષથી વધુ

ગાળો હોવો જોઇએ નહિ.

ગોળ વિસ્તાર-કન્યાની લેતીદેતીની પસંદગી માટે જ્ઞાતિનો ગોળ વિસ્તાર બહોળો હોવો જોઇએ. ગોળનો વિસ્તાર કરવાથી આપણે પ્રનતિષ્ઠિત પણું તેમાં કશું ખીગડવાનું નથી.

વઢવાણ કેમ્પવાળા શ્રી નિલાલ હરજીવનદાસ મણીયારે જણાવ્યું કે આજનો યુવાન રચનાત્મક (Constructive) નીતિમાં માને છે માટે વડીલોએ તેમની બ્હીક રાખવાની જરૂર નથી. છેલ્લા ચાલીસ વર્ષથી હું પરિષદમાં રસ લઉં છું. આજના પ્રમુખશ્રીએ હિંમતપૂર્વક પોતાના વિચારો દર્શાવ્યા છે એ બતાવે છે કે સમયનું પરિવર્તન થઇ રહ્યું છે. અને ખાત્રી છે કે પરિષદ નિષ્ફળ જવાની નથી અને યુવાન પ્રમુખની દોરવણી નીચે સમયાનુકૂળ કાર્ય થશે યુવકોએ દૃઢ રહેવું અને પીઢ આગેવાનોનો વિશ્વાસ મેળવવો જોઇએ પુખ્તવયના બાનુબ્હેનોને મતાધિકાર મળવો જોઇએ અને ચુંટણીઓ માટે ગુપ્ત મતદાન (બેલટ) પદ્ધતિ દાખલ કરવી જોઇએ. ગોળ વિસ્તાર કરવો જોઇએ.

પોલારપુરવાળા શ્રી મનસુખલાલ સુખલાલે જણાવ્યું કે ગોળ વિસ્તાર કરતી વખતે 'સર્વાનુમતે' કાયમ હોવો જોઇએ પ્રતિનિધિ મંડળમાં ૫૦ ટકા સ્ત્રીઓને પ્રતિનિધિત્વ આપવું જોઇએ.

અમદાવાદવાળા શ્રી ગુલાબચંદ દામોદરદાસે વિધવા બ્હેનો, ગરીબ વિદ્યાર્થીઓ અને નિરાશ્રિતોને મદદ કરવાનું જણાવ્યું હતું. ગુન્હાઓ તપાસી તેનો નિકાલ કરવામાં જે જ્ઞાતિ ભાઇઓ તન, મન, ધન અર્પણ કરે એવા પ્રતિનિધિઓ ચૂંટવાને સૂચના કરી અને આગળ જણાવ્યું કે શ્રીમંત આગેવાનોએ પોતાની પેદાશનો અમુક ભાગ જ્ઞાતિ સેવામાં આપવો જોઇએ. ધંધા વિનાના ભાઇઓને ધંધે લગાડવામાં, મદદ કરવી જોઇએ, સૌએ સાચા સેવક બનવું જોઇએ પ્રેમ અને ઉદારતાથી જરૂર જ્ઞાતિ ઉન્નતિ થશે.

સરાવાળા શ્રી નટવરલાલ મણીલાલે જણાવ્યું કે પરિષદે ગામડાંઓને ખબર પહોંચાડવા જોઇએ. ગામડાંઓ દ્વારાજ આપણી ઉન્નતિ સાધી શકાશે. તાલુકાઓ ગામડાને ખબર આપતા નથી તેમને શરીરીજીવન શિખવવું જોઇએ અને કેળવણી આપવી જોઇએ. યુવાનની વ્યાખ્યા આપતાં જણાવ્યું કે જે ધીરજવાન હોય, જેનામાં સહનશીલતા અને યુવકનું ખમીર હોય તેજ યુવાન છે. તેમાં ઉમ્મરનું પ્રમાણ ન હોવું જોઇએ ક્ષમા. ધૈર્ય અને શાન્તિ રાખી યુવાને વર્તવું જોઇએ.

મોરબીવાળા શ્રી શાન્તિલાલ છગનલાલ મણીઆરે જણાવ્યું કે આજના યુવાનને કેળવણી માટે પુરતો પ્રબંધ નથી. મારા બંધુએ જ્ઞાતિની દરેક બોર્ડિંગમાં દાખલ થવા માટે અરજી આપી હતી પરંતુ જોઇયા તથા એવો જવાબ મળ્યો છે. એક ફંડમાં સ્કોલરશીપ માટે અરજી આપી હતી. જવાબ મળ્યો કે સ્થાનિક ગૃહસ્થોનું પ્રમાણ પત્ર લાવો એટલે માસિક રૂપીઆ પાંચ મળશે

ત્યાર પછી મોડી રાત્રે બીજા દિવસ ઉપર અધિવેશન મુલતવી રહ્યું હતું.

બીજે દિવસે સવારે ૮॥ વાગે બેઠકની શરૂઆત થઇ હતી અને ધારામાં સુધારા વધારા કરનારી કમીટીના પ્રમુખ શ્રી. ગોરધનદાસ ન્યાલચંદ વકીલે રીપોર્ટ રજુ કર્યો હતો ધારાની ચોપડીની એકે એક કલમ અને તે ઉપર થયેલ સુધારાઓ સભા આગળ રજુ કર્યા હતા. શરૂઆતમાંજ સરહદ વિસ્તારનો પ્રશ્ન આવતાંજ પાનાની ઝુકમાં કલમ નં. ૨ માં "સર્વાનુમતે" શબ્દ કાઢીને "૩/૪ મતે" નો સુધારો

આવતાં, ચુડાવાળા શ્રી. ગોરધનદાસભાઈએ એક કમીટી નીમીને કમીટીનો રીપોર્ટ આગામી અધિવેશનમાં રજુ કરી તેમાં નિર્ણય કરવાનો સુધારો મુક્યો. આ સુધારા ઉપર મોરબીવાળા શ્રી. પરમાણંદદાસભાઈએ એમેન્ડમેન્ટ મુક્યું કે પરિષદને કુલ અખત્યાર છે. માટે આ અધિકાર મુલત્વી ન રખાય અને બહુમતિથી વિસ્તાર કરવાનો સુધારો મૂક્યો. શીહોરવાળા વકીલ શ્રી જમનાદાસ-ભાઈએ "સર્વાનુમતે" રાખવાની તરફેણમાં મત આપ્યો અને સમર્થનમાં જણાવ્યું કે આપણાં વડવાઓ બહુ વિચારશીલ હતા તેમણે કરેલા ધારાઓમાં ફેરફાર કરતી વખતે બહુ વિચાર કરવો જોઈએ. આપણી ધારાપોથી ખૂબ વખણાય છે અને બીજાઓ તેનું અનુકરણ કરે છે.

ભાવનગરવાળા શ્રી ગોરધનદાસ મણીઆરે જણાવ્યું કે હું બહુ સ્થળે ફર્યો છું અને મારા ખાસ અનુભવમાં આવ્યું છે કે આપણી ધારાપોથીમાં "સર્વાનુમતે" શબ્દ સોનાની થાળીમાં લોઢાની મેખ સમાન છે. માટે મારા વિદ્વાન મિત્રના કહ્યા મુજબ ધારાપોથીને સુંદર બનાવવી હોય તો આ શબ્દ કાઢી નાખવો જોઈએ. વળી બંધારણમાં મૂળભૂત ફેરફાર કરવો હોય તો દુનીઆના કોઈપણ ભાગમાં ૨/૩ મતોથી તે ફેરફાર થઈ શકે છે એવું Provision. (અવકાશ) હોય છે. જ્યારે આપણે તો અહીંઆ ૩/૪ મત રાખ્યા છે એટલે મને આશા છે કે કોઈ પણ વિચારશીલ પુરુષ આ સુધારાથી વિરુદ્ધ મત નહિ આપે.

શ્રી. રતિલાલ હરજીવનદાસ મણીઆરે સુધારાને સમર્થન આપ્યું હતું

બોટાદવાળા શ્રી. શાન્તિલાલ વડોદરી-આએ વિરોધ કરી મૂળ ઠરાવ કાયમ રાખવાનું જણાવ્યું હતું.

અમરેલીવાળા શ્રી છગનલાલભાઈએ બહુ-મતિ માટે સમર્થન કર્યું હતું. ત્યારપછી બહુમતિ માટેનો સુધારો શ્રી પરમાણંદદાસે પાછો ખેંચી લેતાં અસલ સુધારો અને મૂળ ઠરાવ કાયમ રાખવા વચ્ચે રસ્તેજ ભંગાણ પડ્યું હતું. પરંતુ અધિવેશનના સમગ્ર અગ્રે-સરોની સમજાવટથી ભંગાણ સંધાયું અને આ સુધારો પરિષદે પાસ કર્યો. પણ તેનો અમલ આવતી બેઠક સંવત ૨૦૦૫ નાં આસો માસમાં હળવદ મુકામે મળનારી પરિષદથી અમલમાં મુકવો અને તે પછીના પાંચ વર્ષ સુધી તેમાં કાંઈ ફેરફાર ન કરવો એમ ઠરાવવામાં આવ્યું.

કલમ-૫ પરિષદમાં કલમ ૫ ઘ ઉમેર-વામાં આવી તે એ કે નિયમ પ્રમાણે બે વરસ પરિષદ ન ભરાય તો ત્રીજે વરસે પ્રમુખની મંજુરીથી જનરલ સેક્રેટરીએ દરેક તાલુકામાંથી એક એક પ્રતિનિધિ બોલાવી આ પ્રતિનિધિઓ દ્વારા દશ સભ્યોની એક ન્યાય કમીટી ચુંટાવી અપીલોનાં આખરી ફેસલા કરાવવા. આ ઠરાવ આવતાં શ્રી. હીરાલાલે સુધારો મૂક્યો કે જ્યાં જ્યાં ચુંટણી કરવાની હોય ત્યાં ત્યાં બેલટ પદ્ધતિથી ચુંટણી કરવી. આ સુધારાની વિરુદ્ધમાં શ્રીયુત ડાહ્યાલાલ ભાઈચંદ વોરાએ જ્ઞાતિમાં દરેક પક્ષને પ્રતિનિધિત્વ મળે તેટલા માટે દરેક પક્ષમાંથી પ્રતિનિધિ ચુંટવાની હાલની પ્રથા કાયમ રાખવા જણાવ્યું અને તેના અનુ-મોદનમાં શ્રીયુત ગોરધનદાસ મણીઆરે જણાવ્યું કે ધારાની કલમ ૪ ના અપવાદમાં જે તડોનાં લાગાદારોની સંખ્યા દશથી ઓછી ન હોય એ તડ પરિષદમાં એક પ્રતિનિધિ મોકલી શકશે એવી જોગવાઈ હોવાથી વધારે પ્રતિનિધિઓ મોકલવાને વાસ્તે તાલુકાઓને વધારે તડો કરવાની લાલચ ઉભી છે તેમાં ગુપ્ત મતદાનથી ચુંટણી કરવાની પ્રથા દાખલ

કરવાથી જો લઘુમતિ પક્ષોને પ્રતિનિધિત્વ નહિ મળે તો નડો પડવાનો ખાસ ભય છે માટે આ પ્રથા દાખલ કરવી નહિ જોઇએ. પરતુ આ સુધારો મોટી બહુમતિથી ઉડી ગયો હતો.

પ્રતિનિધિની ફી રૂ. ૧૦) લેવાનું ઠરાવ્યું અને તે ફી તાલુકાએ આપવાની છે તેમ ઠરાવ્યું.

પ્રમુખની ચુંટણી માટે તાલુકાઓ પ્રમુખને મત આપે છે તેને બદલે પ્રતિનિધિઓએ મત આપવાનું ઠરાવવામાં આવ્યું.

કલમ-૧૭ માં જો કાર્યવાહક કમીટી અરજદારને ઠરાવેલ સમયની અંદર ફેંસલો ન આપે તો કલમ ૫ ઘ પ્રમાણેની પરિષદ બોલાવી આ કામનો ફેંસલો ઠરાવવો.

કલમ-૨૧ ઓનરરી જનરલ સેક્રેટરીને ઓફીસ સુપરીન્ટેન્ડન્ટ તરીકે માસિક રૂ. ૪૦ સુધી પગારથી, કોઇપણ માણસને રોકવાની ને માસિક રૂ. ૧૫) સુધી કન્ટીજન્ટ ખર્ચ કરવાની સત્તા આપવામાં આવી

કલમ-૨૭ માં તાલુકાનું મહાજન થયેલ ગુન્હાનું નિકાલ ન કરે તો કાર્યવાહક કમીટીએ તેનો ફેંસલો કરવાનું ઠરાવ્યું

કાર્યવાહક કમીટીમાં ચુંટાયેલ સભ્ય ઉપરા ઉપરી બે વખત કમીટીની બેઠકમાં ગેરહાજર રહેશે તો તે કમી થશે. તેવા કમી થયેલા ગૃહસ્થને કમીટીની નવી ચુંટણી સુધી ફરીથી ન ચુંટવાનું ઠરાવવામાં આવ્યું.

કલમ-૪૫ માં રૂ. ૫૦૦) ના પરેણાને બદલે રૂ ૧૦૦૦) વરપક્ષે કન્યાના પક્ષ તરીકે આપવા ઠરાવ્યું.

કલમ-૮૦ માં ૧૪ વરસથી ઓછી ઉમ્મરની કન્યાના લગ્ન કરનાર પાસેથી જ્ઞાતિ ફંડમાં રૂ. ૧૦૦) લેવાનું ઠરાવવામાં આવ્યું છે.

કલમ-૯૫ રદ કરવામાં આવી.

કલમ-૧૦૩ માં એક સ્ત્રીની હયાતિમાં બીજી સ્ત્રીને પરણવા બાબત રજા આપતાં પ્રથમ સ્ત્રીના ભરણ પોષણ માટે મહાજને રૂ. ૨૦૦૦) ડીપોઝીટનાં લેવાનું ઠરાવવામાં આવ્યું. આ કલમ ૧૦૩ વિરૂદ્ધ વર્તન કરી કોઇ બીજી સ્ત્રી પરણે તો પરણનાર તથા કન્યા આપનારને પાંચ વર્ષ ગોળ બહાર રાખવા બાદ દરેકના રૂપીઆ એક હજાર જ્ઞાતિ ફંડમાં લગ્ન ગોળમાં લેવાનું, ઠરાવવામાં આવ્યું.

કલમ-૧૧૨ માં પરદેશમાંથી સ્વજ્ઞાતિની કન્યા લાવવાની છુટ હતી તે બંધ કરવામાં આવી.

કલમ-૧૧૪ માં દંડની રકમ રૂ. ૨૦૦૦) છે તેને બદલે રૂ ૧૦૦૦) થી રૂ ૨૦૦૦) સુધી ઠરાવવામાં આવી

કલમ-૧૧૪ માં દંડની રકમ રૂ. ૧૨૦૧) છે તેમાં રૂ ૧૦૧ થી રૂ. ૧૨૦૧) સુધી ઠરાવવામાં આવી.

કલમ-૧૧૫ માં ગોળબહાર રાખવાની મુદત આઠ વર્ષની છે ત્યાં આઠ વર્ષ સુધી એમ ઠરાવવામાં આવ્યું અને દંડની રકમ રૂ ૧૦૦૧) છે ત્યાં રૂ ૧૦૦૧) સુધી ઠરાવવામાં આવ્યું.

કલમ ૧૧૯ માં મોઢ બ્રાહ્મણના દાપા સંબંધમાં રૂ. ૧) રૂગનાથજીનો લેવાય છે તે સાથે રૂ ૧) શ્રી મોઢેશ્વરી માતાજીનો લેવો એમ ઠરાવવામાં આવ્યું.

કલમ-૧૩૭ (ઠ) માં વિધવા અને સધવાની ખોરાકી માસિક રૂપીઆ બારથી ઓછી ન હોવી જોઇએ એમ ઠરાવવામાં આવ્યું. અને સંતતિને દરેકને માસિક રૂપીઆ ૭ લેખે આપવાનું ઠરાવવામાં આવ્યું.

કલમ-૧૪૨ માં લગ્ન પ્રસંગે વરવાળા પાસેથી રૂ. ૫) અને ઉત્તર કાર્ય પ્રસંગે રૂ ૫) નિરાશ્રિત તથા વિદ્યોત્તેજક ફંડમાં જ્ઞાતિએ લેવા એમ ઠરાવવામાં આવ્યું.

આ પ્રમાણે ધારા ધોરણની અંદર સુધારાઓ કરવાનું કામકાજ ખલાસ થઇ ગયાં પછી મોરબીવાળા શ્રી પરમાણંદદાસે ઠરાવ મૂક્યો કે આપણી ધારાપોથીમાં બંધારણ માટે નિયમોમાં ઘણા સુધારાઓ માટે અવકાશ છે તેટલા માટે એક કમીટી નિમવી અને તે કમીટીએ ગોળની સાથે સંબંધ ધરાવતા ભાઇઓના વિચાર જાણી પોતાનો રીપોર્ટ મે. પ્રમુખ સાહેબને સુપ્રત કરવો. આ ઉપરથી નીચેના ત્રણ ભાઇઓની કમીટી નીમવામાં આવી શ્રીયુત પરમાણંદદાસ ગુલાબચંદ-મોરબી શ્રીયુત મોહનલાલ મગનલાલ પારેખ-ભાવનગર અને શ્રીયુત વેણીલાલ નરોત્તમદાસ મોદી-ભાવનગર.

રાત્રે નવવાગે અધિવેશનની ફરી બેઠક મળી હતી તે વખતે પરિષદ ઉપર આવેલ અરજીઓનું વાંચન કરવામાં આવ્યુ.

(૧) મુંબઇના ભાઇઓની અરજીમાં મુંબઇને પેટા તાલુકાનો હક આપવાની માંગણી કરી હતી. એ ઉપરથી ઠરાવવામાં આવ્યું કે મુંબઇવાળાઓએ ઘરાનું લીસ્ટ કાર્યવાહક કમીટીને મોકલી આપવું અને કાર્યવાહક કમીટીને સંતોષ થશે તેમને પેટા તાલુકાનો હક આપવો.

(૨) વીરમગામ તાલુકાએ પેટા તાલુકાને બદલે સ્વતંત્ર તાલુકાની માંગણી કરી હતી. એ ઉપરથી ઠરાવવામાં આવ્યું કે કાર્યવાહક કમીટીએ દફતર જોઇ યોગ્ય લાગે તો તાલુકા હક આપવો.

(૩) વીરમગામની સ્થાનિક જ્ઞાતિએ અરજ કરી જણાવ્યું કે અમારા બધા વિભાગોનું સંગઠન કર્યું છે. અને અમોને આપણા ગોળમાં ભેળવવા મહેરબાની કરશો. આ ઉપરથી પરિષદે કાર્યવાહક કમીટીએ તપાસ કરી આવતી બેઠકમાં રીપોર્ટ કરવા ફરમાવ્યું.

(૪) ધોળકા ગામની અરજી ગોળમાં દાખલ થવા માટે આવી હતી. એ ઉપર પરિષદે સર્વાનુમતે ઠરાવ કર્યો કે ધોળકા માટે એક તપાસ કમીટી નીમી તપાસ કરાવવી અને કમીટીનો રીપોર્ટ સંતોષકારક લાગે તો કાર્યવાહક કમીટીએ તેમને ગોળમાં ભેળવવા.

**આ રીતે પરિષદે ગોળ વિસ્તાર કરવાનો સિદ્ધાંત સ્વીકાર્યો અને** અપનાવ્યો હવે કાઠીયાવાડનાં બીજા ગામો જે આ વિસ્તારમાં ભળવા માગે છે તેમને માટેના દ્વાર ખુલ્લા થયા છે એ માટે પરિષદને અમારા અભિનંદન.

આ ઉપરાંત લીંબડી, લાખાણી (જામનગર તાબે) અને જેતડીઆના પ્રથક પ્રથક કુટુમ્બોને ગોળમાં દાખલ કરવામાં આવ્યાં. અને તે પછી મોડી રાત્રે પરિષદનું કાર્ય બીજા દિવસ ઉપર મુલતવી રાખવામાં આવ્યું.

તા. ૩-૬-૪૮ ના રોજ સવારે ૮-૩૦ વાગે અધિવેશનની શરૂઆત થઇ. પ્રથમ હિસાબ કમીટીએ પરિષદનાં હિસાબનો તથા વિધવા સહાયક ફંડનો રીપોર્ટ રજુ કર્યો. પરિષદના હિસાબની પદ્ધતિમાં જે ખામીઓ હતી તે રજુ કરી હિસાબ દર વરસે ઓડીટ કરાવવો જોઇએ એવી સૂચના કરી એ ઉપરથી બોટાદવાળા શ્રી પુરૂષોતમદાસ ગટોરદાસ તથા ભાવનગરવાળા શ્રીયુત અનંતરાય જમનાદાસને ઓડીટર તરીકે નીમવામાં આવ્યા. ત્યાર પછી અધિવેશનમાં હાજર રહેલા અં. સ્વ. બહેન છીઓ પ્રમુખશ્રીની મંજુરી મળતાં પ્રવચન કર્યું હતું જેમાં પોતાની દુઃખદ સ્થિતિનો તાદશ ચિતાર આપતા શ્રોતાઓનાં હૃદયો દ્રવીભૂત થયાં હતાં (આ બહેનનું ભાષણ અક્ષર સહ અન્યત્ર આપવામાં આવ્યું છે.)

એ બહેનનાં ભાષણ પછી શ્રીયુત દારેમચંદ મણીઆરે જણાવ્યું કે, આપણી

વિધવા બ્હેનોની સ્થિતિનો મં. સ્વ. જીવીબ્હેને સારો ખ્યાલ આપ્યો છે. તેમની હિંમત માટે હું તેમને ધન્યવાદ આપું છું. આવી બ્હેનોને કેળવવાનો અને મદદ કરવાનો પ્રબંધ કરીશું ત્યારેજ આપણે આપણો ઉદ્દેશ પાર પાડી શકીશું.

આગામી અધિવેશનને માટે હળવદ મહાજનને આમંત્રણ આપ્યું અને તેના ઓ. જ. સેક્રેટરી તરીકે શ્રી મલુકચંદ મોતીચંદ-હળવદ-ને નીમવામાં આવ્યા. ત્યારબાદ કાર્યવાહક કમીટીની ચૂંટણી માટે ચુડાવાળા શ્રી મોહનલાલે ૧૬ નામો રજુ કર્યા; જેના ઉપર બીજા સ્થળોએથી બીજા નામો સૂચવવામાં આવવાથી ગુપ્તદાન પદ્ધતિવડે કમીટીની ચૂંટણી કરવામાં આવી જેમાં પ્રથમ રજુ કરાયેલાજ ગૃહસ્થો ચુંટાયા જે નિચે મુજબ છે.

૧ શ્રી મોહનલાલ ન્યાલચંદ
૨ ,, પુરશોતમદાસ મહાદેવ
૩ ,, ભોગીલાલ નાનાલાલ
૪ ,, ડાહ્યાલાલ બાલુચંદ
૫ ,, ભગવાન ગોકળદાસ
૬ ,, શાન્તિલાલ મણિલાલ વકીલ
૭ ,, જમનાદાસ ત્રિભોવનદાસ
૮ ,, શાન્તિલાલ કાળીદાસ
૯ ,, જગજીવનદાસ ભુરાભાઇ
૧૦ ,, શીવલાલ રૂગનાથ
૧૧ ,, કેશરલાલ ભાઇભાઇ
૧૨ ,, જેહાલાલ લધુભાઈ
૧૩ ,, મોહનલાલ દામોદર
૧૪ ,, હરિલાલ હીરચંદભાઇ
૧૫ ,, શાન્તિલાલ મણીલાલ
૧૬ ,, પરમાણંદદાસ ગુલાબચંદ

ત્યાર પછી ન્યાય કમિટીએ પરિષદ ઉપર આવેલી અપીલોનાં જે ફેંસલા કર્યા હતા તે વાંચવામાં આવ્યા. (જે અન્યત્ર પ્રકટ કરવામાં આવ્યા છે.)

ત્યાર બાદ જુદા જુદા તાલુકાઓ તરફથી લગભગ રૂા. ૧૫૦૦) ની રકમ પાઘડી તરીકે મોરબી મહાજનને આપવામાં આવી અને બોટાદ તથા લીંમડી તરફથી રૂા. ૪૦૦) અને ધોળકા તરફથી રૂા. ૪૦૦) એક એક ટંકના જમણમાં આપવામાં આવ્યાં.

આ ઉપરાંત પરિષદ તરફથી રૂા. ૨૦૧) મોરબી મહાજનને પાઘડી તરીકે આપવામાં આવ્યાં. અને મોરબી મહાજને સ્થાનિક પ્રગતિમંડળને તેમણે આપેલી સેવાના પુરસ્કાર તરીકે રૂા ૨૫૧) અર્પણ કર્યો

ઉપસંહાર-પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતા જણાવ્યું કે અહિં આવ્યાને આપણને ચાર દિવસ પુરાં થયાં છે. આપણે કેટલું કામ કરવાનું હતું તે તમે જોયુ હશે આ ચાર દિવસ સંપૂર્ણ સંતોષકારક રીતે મોરબી મહાજને આપણી જે સેવા કરી છે તે મારે અને મગરૂરી છે. અને મોરબી મહાજન મારા સહકારી બંધુઓ અને તમો બધાએ જે મદદ કરી છે તે માટે હું સૌનો આભાર માનુ છું

માંગરોળ મુકામે છેલ્લી પરિષદ ભરાયાને બાર વરસ થયાં તે દરમિયાન અમે અમારો કિનારો શોધતા હતા. અમારૂં વહાણ ક્યારે કિનાર પહોંચશે તેની અમે ચર્ચા કરતા હતા. કેટલીયે વખત અમોને અરણ્યમાં ઝાંઝવાના જળ દેખાતાં હતાં અને અમે મૃગજળ પીવા દોડતા હતા. પરન્તુ તેનાથી અમારી તૃષા છીપતી ન હતી. અમે આશામાં અને આશામાં દોડ્યા કરતા હતા. કમભાગ્યે અમોને મૃગજળનાંજ દર્શન થયેલાં, સાચું જળ મળ્યું નહિ અને અમારી તૃષા છીપીજ નહિ. પણ સદ્‌ભાગ્યે અમોને આશાનું કિરણ મળે તેમ ન હતું તેજ જગ્યાએથી એટલે કે મોરબી તરફથી માર્ગ મળ્યો છે. મોરબી કોઇ વખત

પરિષદમાં આવે નહિ, કમીટીમાં ભાગ લે નહિ અને અમારાથી દૂર દૂર ભાગે પરંતુ શ્રીયુત શાન્તિલાલ મંગળદાસ વડોદરીઆ જ્યારે કમીટીમાં ચુંટાયા ત્યારે તેમણે કમીટીમાં જણાવ્યું કે જો આપણે મોરબીનો સહકાર માગશું તો આપણને જરૂર મળશે. અમોને મોરબીમાં કોઈનો પરિચય ન હતો. શ્રી શાન્તિલાલ મોરબી જવા તૈયાર થયા તેમણે મહાજનમાં વ્યવસ્થા કરી અને કાર્યવાહી કમીટીની બેઠક મોરબીમાં બોલાવવાનું આમંત્રણ લઈ આવ્યા છેવટે મોરબીએ પરિષદને પણ આમંત્રણ આપ્યું, આથી આપણું બંધારણ જે ઢીલું પડ્યું હતું તે દૃઢ બનાવવાને તક મળી.

આપણને અહિ એકાદ બે નડતી મુશ્કેલી પડી પણ પ્રભુ કૃપાથી તે પાર પડી છે. મોરબીનો સંપૂર્ણ સાથ મળ્યો છે તે બદલ મોરબી મહાજનનો બધા વતી આભાર માનું છું

પ્રતિનિધિબંધુઓ ! તમે ચાર દિવસ સુધી સવાર-બપોર અને રાત્રે જે શિસ્ત પાળી છે અને જે રીતે કામ કર્યું છે તથા લોકશાહીના સિદ્ધાંતો પ્રમાણે વર્ત્યા છો તે માટે તમારો આભાર માનું છું આપણા વડીલોએ પણ લોકશાહી વલણ સ્વીકાર્યું છે તેથી ઘર્ષણ થયું નથી જે વખાણવાલાયક છે ધારાસભાઓમાં પણ જે વર્તન જોવામાં આવતું નથી તેવું સુંદર વર્તન અહિં જોવામાં આવ્યું છે કાર્યવાહી દરમિયાન આપણે શું કર્યું તેની સમાલોચના કરવાની જરૂર નથી, પરંતુ યુવાન માનસ જે પ્રગટે છે તેમાંથી તમે ઘણું કર્યું છે તેથી હું તમોને અભિનંદન આપું છું. જે ઠરાવો અહિં આવ્યા છે તે ઠરાવો ઉપર મુક્ત રીતે તમે વિચાર કરી શકો તે માટે તમોને ઠરાવોની નકલ પણ આપવામાં આવી હતી અને તેનું ફળ પણ આપણને મળ્યું છે. સુધારા કમીટીએ જે સુધારા કર્યા તે તમામ સુધારા તમે પાસ કર્યા છે અને તેમનો એકે સુધારો ઉડી ગયો નથી તે તેમના કામની કાર્યદક્ષતા બતાવે છે ને ઉપરાંત આ ઠરાવોમાં જે નાના સુધારા મૂક્યા છે તે પણ સુંદર રીતે પાસ કરી આપણે આપણી ધારાપોથી બનાવી છે.

ન્યાય કમીટીના મારા સહકાર્ય ભાઈઓને મારે અભિનંદન આપવા જોઈએ. તેમણે (Team Spirit) ટીમ સ્પીરીટથી કામ કર્યું છે. આ કમીટીમાં કાર્યવાહક કમીટીનો એક સભ્ય લેવામાં આવેલ નથી એટલુંજ નહિ, પણ તેમાં યુવાનોને પણ દાખલ કરવામાં આવેલ છે એટલે યુવાન માનસમાં તમારો કેટલો વિશ્વાસ છે તે તે બતાવે છે. કોણ કહે છે કે આ પરિષદમાં યુવાન માનસ નથી ?

હિસાબ કમીટીના સભ્યો, કોઈપણ સંસ્થા ચલાવવામાં. કાર્ય કરવામાં પૈસાની જરૂર પડે છે તેમ આપણા જ્ઞાતિના સંચાલનમાં પૈસાની જરૂર છે કેટલાએક મહાજનો પાસે ફંડના પૈસા આવ્યા છે તેમાંથી અડધો હિસ્સો પરિષદને મળવો જોઈએ તે મળતો નથી તેથી તમે જે ઠરાવ્યું કે ફંડની રકમ પરિષદ વસુલ કરી તાલુકાનો હિસ્સો પરિષદે મોકલી આપવો તે વ્યાજબી કર્યું છે મહાજનો પાસે અને પરિષદ પાસે જે પૈસા હોય છે તે ટ્રસ્ટફંડના હોય છે તેથી તેમનો હિસાબ બરાબર હોવો જોઈએ પરિષદનો ચોકસ રીતસરનો રહે તે જરૂરી છે. આપે અમારાં કાચ બરાબર ઉપાડ્યાં છે હિસાબ કેવી રીતે રાખવો, ઓડીટ કેવી રીતે કરાવવું વિગેરે માર્ગદર્શન આપ્યું છે, તેમજ લેણાદેણા સરળતાથી વસુલ થઈ શકે તેવા રસ્તા બતાવ્યા છે.

સ્વયંસેવક ભાઈઓને કહેતા જણાવ્યું કે તેમણે વિચારપૂર્વક, શાન્તિપૂર્વક અને સેવા કરવાની વૃત્તિથી પોતાની ફરજ બજાવી છે. તેમનામાં હુકમ પાલન કરવાની વૃત્તિ ખાસ

જોવામાં આવી છે. તેમણે પોતાનો આદેશ બરાબર ઝીલ્યો છે અને તેમણે જે શિસ્ત પાલન કર્યું છે તે માટે તેમને ધન્યવાદ આપું છું.

આપણું કામ સંપૂર્ણ થયું છે. આપ બધાએ મારા તરફ ઉદારભાવ રાખી અને જે મદદ કરી છે તે માટે આપનો આભાર માનું છું. સંવત ૨૦૦૧ના આસો માસમાં હળવદ મુકામે પરિષદ ભરવાનું આમંત્રણ મળ્યું છે તે આપણા સદ્‌ભાગ્યની વાત છે

છેવટે સ્વાગત પ્રમુખ શ્રી હાકેમચંદ મણીઆરે જણાવ્યુ કે લાંબા વખતથી આપ જેની અપેક્ષા રાખતા હતા તે પરિષદ આ ચાર દિવસ સખત કામ કરીને સમાપ્ત થાય છે. પ્રમુખશ્રીએ મોરબીનો જે આભાર માન્યો છે તે આભાર નીચે અમે દબાઇ ગયા છીએ મોરબીએ એટલું બધું શું કર્યું છે? મોરબી ગોળમાં હોય તો તેની ફરજ છે કે તેના વર્તુલનો આરો પરિપૂર્ણ કરવા પોતાની સેવા અને સહકાર આપવા જોઇએ. મોરબીએ જે સેવા કરી છે તે તેની ફરજ બજાવી છે છતાં તેની અલ્પ સેવાની જે કદર કરવામાં આવી છે તેના માટે સ્વાગત સમિતિ તરફથી આપનો હું આભાર માનુ છું. અમારી તૈયારી ઘણા ટુંકા વખતમાં થઇ હતી છતાં અમારી ત્રુટી સામે નહિ જોતાં, આપે જે કદર કરી છે તેમાં આપની સૌજન્યતા છે. મારે સ્વયંસેવક ભાઇઓનો પણ આભાર માનવો જોઇએ. તેમણે આપની અને અમારી સ્વાગત સમિતિ બન્નેની સેવા કરી છે. મોરબી મહાજનને આપના તરફથી જે પાઘડી મળી છે તે માટે તેમના તરફથી હું આભાર માનું છું. અને પ્રમુખશ્રીએ જે સફળતાથી પરિષદનું કાર્ય કર્યું છે તે માટે તેમને અભિનંદન આપું છું.

ત્યારપછી શ્રીયુત પરમાણંદદાસે મોરબીની ત્રુટીઓ તરફ ઉદારતા બતાવવા માટે આભાર માની જણાવ્યું કે અમોને મોરબીવાસીઓને એમ થતું કે પરિષદમાં કાંઇ કામ થતું નથી માટે શું કામ પરિષદ ભરવી? પણ મને પાલીતાણામાં અનુભવ થયો કે અહિં તો બહુ કાળજીપૂર્વક અને સંતોષકારક કાર્ય થાય છે ત્યારે અમારૂં ભુંસુ નીકળી ગયું. અને અહિં આવી મેં અમારા મહાજનને ખાત્રી આપી કે કાર્યવાહક કમીટી બહુજ ચીવટથી કાર્ય કરે છે, તેથી પરિષદ બોલાવવાનો અમે નિશ્ચય કર્યો અને પૂર્ણ તૈયારી કરી પરિષદને અમે આમંત્રણ આપ્યું.

પરિષદનું કાર્ય પુરૂં થયા પછી પ્રમુખશ્રીએ જણાવ્યુ કે આપણી જ્ઞાતિમાં સમયાનુસાર સુધારા થવાની જરૂર છે તે જાતની ઝુંબેશ આપણી જ્ઞાતિના મોટા વર્ગમાં જુનવાણી ગણાતાં આપણા મોઢ મહોદયે કેટલાક વર્ષોથી ઉપાડી છે. આપણે ચોત્રીસ તાલુકામાં વહેંચાયેલા છીએ, આપણે રોજબરોજ એક બીજાનાં સહવાસમાં આવી શકતા નથી. આપણી પરિષદ તરફથી પ્રચાર સમિતિ નથી, આપણું કોઇ વાજીંત્ર નથી, આપણે માટે કોઇ પ્રચારનું સાધન નથી મોઢ મહોદયે જ્ઞાતિહિતના અને સુધારક વિચારોનો પ્રચાર કરવાનું માથે લીધું હોય તેમ જણાય છે અને શ્રીયુત ગોરધનદાસ મણીઆરે હિંમતપૂર્વક નવીન બાબતો આ પરિષદમાં ચર્ચી છે અને પોતાનું મંતવ્ય રજુ કર્યું છે તે ઉપરથી આપણને તેની ખાત્રી મળે છે. જ્યાંસુધી પરિષદ તરફથી પ્રચાર-પ્રબંધ નથી ત્યાંસુધી આ માસિકને મદદ કરવીજ જોઇએ. હું ભાઇ ગોરધનદાસને વિનંતિ કરૂં છું કે આ માસિકમાં યુવાનભાઇઓના મંતવ્યને સ્થાન આપશો અને તેમાં અત્યારનું માનસ પ્રકટ કરજો. આ માસિકનું લવાજમ ઘણું જુજ છે, આપણે ગ્રાહક થઇ તેમને પ્રોત્સાહન આપવું જોઇએ.

તે પછી ભાવનગરવાળા શ્રી મોહનલાલ

મગનલાલ પારેખે પરિષદમાં યુવાન માનસના સુધારકોની માંગણી બેલટ પદ્ધતિ, સુગ્દદ્ર વિસ્તાર વિગેરે દાખલ કરવામાં આવ્યા છે તે માટે આભાર માન્યો.

મુંબઈથી આવેલ ડેપ્યુટેશનના પ્રતિનિધિ શ્રી લક્ષ્મીદાસ પરમાણંદદાસે જણાવ્યું કે આ પરિષદમાં જે નૂતનતા જોવ માં આવી છે તે એ કે આ પરિષદમાં પ્રથમવાર જ એક બ્હેને પોતાનું ભાષણ કર્યું છે અને બીજી નૂતનતા એ કે ધારાધોરણ માટે શ્રીયુત પરમાણંદભાઈ, શ્રીયુત મોહનલાલભાઈ અને શ્રીયુત વેણી લાલભાઈ જેવા સુધારક બાપ્રઓનેજ તે કામ સોંપવામાં આવ્યું છે. આમાં પરિષદે પોતાનું યુવાન માનસ બતાવ્યું છે. બેલટ પદ્ધતિનું કાંઈ નામનિશાન ન હતું તે આપણે દાખલ કરી છે આપણા મહુભાએ નવા વિચારના પ્રતિનિધિ કહીએ તેવા સુકાની આપણને સોંપ્યા છે તેમનું ભાષણ જોતાં તરી આવશે કે આપણા પ્રમુખશ્રી કેટલી આગળ વધતી વિચારશ્રેણી ધરાવે છે આ પરિષદમાં જુના અને નવા વિચારોનો સુમેળ થયો છે તે જોઈ સૌને આનંદ થયો છે. આજ ગતિએ આપણું નાવ આગળ ચાલશે તો આપણે સહિસલામત પાર ઉતરીશ

[ *"મોઢ મહોદય" ને મદદ કરવા અને તેના ગ્રાહક થવા માટેની અપીલ કરતાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે "આપણી જ્ઞાતિમાં સમયાનુસાર સુધારા થવાની જરૂર છે તે બાતની ઝુંબેશ આપણી જ્ઞાતિના મોટા વર્ગમાં જુનવાણી ગણાતા આપણા "મોઢ મહોદયે" કેટલાંક વર્ષથી ઉપાડી છે." એ વાક્યના ખુલાસામા અમે દ્રઢતાપૂર્વક ખાત્રી આપીએ છીએ કે "મોઢ મહોદયે" કદિ જુનવાણી માનસ બતાવ્યું નથી. તેણે સમાજને ધીમે ધીમે સમજાવી સુધારણાના માર્ગે ફેરવાનો હમેશ પ્રયત્નજ કર્યો છે, તે 'મહોદય'ની ગમે તે વર્ષની ફાઈલો ઉથલાવવાથી માલુમ પડશે. સંચાલક. ]

* * *

**શ્રી મોઢ વણિક યુવક મંડળ-ભુજ**—તા. ૯-૫-૪૮ ના રોજ મોઢ વણિક યુવક મંડળની સભા ભરવામા આવી હતી. તેમા આપણી નાતિના શ્રી મુળજીભાઈ પ્રભુજીના તા ૨૩-૪-૪૮ ને રોજ ૭૫) વર્ષે થયેલ અવસાન બદલ આ મંડળની સભાએ પોતાનો ખેદ જાહેર કરેલ છે સ્વર્ગસ્થના આત્માને પરમકૃપાળુ પ્રભુ શાન્તિ અર્પે એવી આ મંડળના હાજર રહેલ તમામ સભ્યોએ એક મિનીટ શાન્તિ જાળવી પ્રાર્થના કરેલ છે

મોરબી ખાતે ભરાયેલી.

# ચોત્રીસ તાલુકા ગોળની મોઢ વણિક પરિષદ.

## ઐતહાસિક સંસ્મરણો.

દષ્ટા :: :: :: :: :: :: :: :: મોહનલાલ મગનલાલ પારેખ—વરતેજ.

પુરા બાર વર્ષે ભરાયેલાં પણ આ નવમાં અધિવેશને ખરેખર એક ઐતહાસિક ઘટના સમી અનોખી ભાત પાડી છે. પુત્રના લક્ષણ પારણામાંથી વરતાય એમ એના પગરણ તરીકે આ અધિવેશનનાં પ્રમુખપદે શ્રીયુત નારણદાસ ઓધડભાઇ શેઠની એક યુવક પ્રમુખ તરીકે ચોત્રીસે તાલુકાઓની સમિતિઓ દ્વારા વરણી થઇ એ તરફ યુવક અને સુધારક સમાજ કાંઇક ઐતહાસિક ફેરફારની ખીટ માંડી રહ્યા હતા.

આ પરિષદ ટુંક સમયમાં ઉતાવળે ભરાયા છતાં, પ્રચાર પત્રિકાઓ તાલુકે તાલુકે આખામ સમાજમાં પહોંચી વળી હતી. યુવક અને સુધારક સમાજ આ પરિષદમાં જવાને તલપાપડ બની ગયા હતો.

પરિષદની સ્વાગત સમિતિની કચેરીએથી પરિષદમાં મોકલવાના પ્રતિનિધિઓની ચૂંટણી કઇ રીતે કરવી એ સૂચનાઓ મોકલાયા છતાં પરિષદમાં આવેલા કેટલાએ તાલુકાના પ્રતિનિધિઓ (મોરબી, ધ્રાંગધ્રા, હળવદ, અમરેલી સિવાય) મોટે ભાગે જુની ઘરેડ ઉપર ચુંટાઇને આવ્યા હતા. આવી મતલબની ફરિયાદો પણ પ્રમુખશ્રી પાસે નોંધાઇ ગઈ હતી.

એટલે આજની નૂતન વિચારશ્રેણીની જોરદાર ચાલતી હવા છતાં પરિષદ, બંધારણની જુની પ્રણાલિકા ઉપરજ પણ નવા ફેરફારોની આશા સેવાઇ ગઇ હતી ! છતાં કેટલેક અંશે સંતોષ ઉપજે એવી રીતે પાર પડી છે. કારણકે યુવકો અને સુધારકો તેઓને પ્રતિનિધિત્વ ન મળી શક્યું હોવા છતાં પણ મોરબી ખાતે ટોળે મળી આવી પહોંચ્યા હતા. અને પરિષદના વાતાવરણમાં કોઇ અનેરી ઝલક પેદા કરી હતી તેમાં વધારે ઉત્સાહ પૂરે એવી તો વાત એ હતી કે મોરબીનું આમંત્રણ અને સત્કાર વ્યવસ્થા ઇત્યાદી યુવકો તરફથી થઇ હતી. એટલે મોરબીનું અધિવેશન એક ઐતહાસિક ઘટનારૂપ બની ગયુ છે અને આજ સુધી ભરાઈ ગયેલી પરિષદમાં અનોખી ભાત પાડી છે. જે ચાલેલી કાર્યવાહી અને પસાર થયેલા ઠરાવો ઉપરથી જણાશે.

સોમવાર તા ૩૧-૫-૪૮ સવારના આઠ વાગેથી પરિષદના કામકાજની શરૂઆત થઇ. સ્વાગત સમિતિના પ્રમુખ અને પરિષદના પ્રમુખ બન્નેનાં ભાષણોએ જ્ઞાતિ જનતાની આજની ચાલતી જીવન પ્રણાલિકા, કેળવણી અને જોરદાર ચાલતી નૂતન વિચારશ્રેણી અને ઘણા વર્ષો પહેલાં ઘડાયેલ બંધારણ પ્રણાલિકા વચ્ચે કેવી સ્થિતિ પ્રવર્તે છે એનો અને સમાજમાં આજે પણ અસ્તિત્વ ધરાવતા સળગતા પ્રશ્નોનો સચોટ ખ્યાલ આપ્યો હતો.

ત્યાર પછી બંધારણમાં સુધારા વધારા કરનારી પેટા કમીટી, ન્યાય કરનારી પેટા કમીટી, હિસાબ કિતાબ ઓડીટ કરીને તપાસ કરનારી એક પેટા કમીટી એવી રીતે ત્રણ પેટા કમીટીઓ ચુંટીને તેમને કામ સોંપી દેવામાં આવ્યા.

આપણી જ્ઞાતિમાં જેમજે જ્ઞાતિની અને

ગચ્છની ઘણા વખતથી સેવા કરી છે. (૧) સદ્‌ગત શ્રી છગનલાલ મકનદાસ કુંડયા (૨) માસિક મનોદયના સંસ્થાપક સદ્‌ગત શ્રી ભીખાભાઈ ગોપાળજી (૩) રાષ્ટ્ર પિતા સદ્‌ગત મહાત્મા ગાંધીજી તેઓને માટે શોક ઠરાવ બે મીનીટ બધાએ મૌન ઊભા રહીને પસાર કરવામાં આવ્યો.

ત્યાર પછી પરિષદની ખુલ્લી બેઠક મંગળવાર તા. ૧-૬-૪૮ રાત્રે સાડાઆઠ વાગે ભરવામાં આવી. તે બેઠકમાં સમાજના ચાલતા સળગતા પ્રશ્નોની મુક્તકંઠે ચર્ચા કરી લેવાથી પ્રતિનિધિ ભાઈઓને ઠરાવો ઘડવા અને પસાર કરવા માટેની દૃષ્ટિ ભૂમિકા મળી રહે, એ હેતુથી પ્રતિનિધિઓ પણ ન હોય અને પ્રેક્ષક તરીકે પણ જેમણે પોતાનું દૃષ્ટિબિન્દુ રજુ કરવાની લેખિત ઈચ્છા વ્યક્ત કરી છે તેમને બોલવા માટે પ્રમુખશ્રીએ કહ્યું. એ પ્રમાણે ચાર ભાઈઓએ પોતાના દૃષ્ટિબિન્દુઓ રજુ કર્યાં તેમાં ખાસ વઢવાણના શ્રી રતિલાલ દરજીવનદાસ મણીઆર B A B T. અને ભાવનગરના શ્રી મોહનલાલ મ પારેખનાં દૃષ્ટિબિન્દુઓ પરિષદની ભૂમિકા બાંધનારાં હતાં. પછી બંધારણ ઉપર સુધારા વધારાનો રિપોર્ટ આવવાથી વિચાર કરવાના અવકાશ માટે વાંચી જવામાં આવ્યો.

બુધવાર તા. ૨-૬-૪૮ બેઠક સવારે ૮॥ વાગે શરૂ થઈ.પછી તો આખો દિવસ અને મોડી રાત્રી સુધી કાર્યવાહી ચાલતી રહી. બંધારણમાં સુધારા વધારાનો ઘડાયેલો ખરડો હાથ ધરવામાં આવ્યો અને તેની એકેએક કલમ બરાબર વાંચવામાં આવી અને તેના ઉપર જરૂરી સુધારા માગવામાં આવ્યા. તેમાં કોઈ કોઈ ખાસ વસ્તુઓ ઉપર ખૂબ સુધારાઓ અને ચર્ચા પણ થતી. અંતે એ બધું પસાર થયું. આ કામકાજમાં ખાસ ધ્યાન ખેંચવા જેવો ઠરાવો

નીચે પ્રમાણેની મતલબના પસાર થયા

(૧) ગોળ વિસ્તાર—કોઈ તાલુકાને દાખલ કરવા માટે ધારાની કલમ ૨ માં 'સર્વાનુમતે' શબ્દ છે તેને કાઢી નાખીને ૭૫ ટકા વધુમતે એટલો ફેરફાર કરવામાં આવ્યો આ વખતે ગામડાના પ્રતિનિધિઓનો સખ્ત વિરોધ ઉઠ્યો હતો એટલે વધુ એમ ઠરાવવામાં આવ્યું કે આ ફેરફારવાળો ધારો બીજી પરિષદ ભરાય ત્યારથી અમલમાં આવે અને તે પછી પાંચ વરસ સુધી આ ઠરાવમાં કાંઈ ફેરફાર ન કરવો એવું ઠરાવવામાં આવ્યું.

(૨) અગત્યનો ઠરાવ—જ્યાં જ્યાં ચુંટણીઓ કરવાનું લખવામાં આવ્યું છે ત્યાં ત્યાં ગુપ્તદાન (બેલટ) પદ્ધતિ વડે ચુંટણી પ્રથા દાખલ કરવામાં આવે છે. આ ઠરાવ વખતે સભામાં ખૂબ ઉત્સાહ પ્રેરિત ભાષણો થયાં અને ફક્ત બેજ વિરુદ્ધ મતે આખી સભાએ આ ઠરાવ મોટી બહુમતિ વડે પસાર કર્યો

(૩) હવે પછી પરિષદમાં મોકલાતા પ્રતિનિધિઓનું દરેકનું લવાજમ રૂ. ૧૦) તાલુકા મહાજન આપશે એવું ઠરાવવામાં આવે છે

(૪) નાણાના હિસાબકિતાબ સમજવા માટે અને દર વરસ તપાસને માટે બે સભ્યોની ઓનરરી ઓડીટર તરીકે નીમણુંક થઈ.

(૧) શ્રી. પુરુષોત્તમદાસ મટોરદાસ—બોટાદ
(૨) શ્રી. અનંતરાય જમનાદાસ—ગાડેર

(૫) આ ગોળનું બંધારણ ઘડાયાને આજે પચાસ વર્ષથી વધુ થયાં છે તેટલા લાંબા સમય દરમીયાન ગોળના અમલનો આપણને જે અનુભવ મળ્યો છે તે, તેમજ હાલના સંજોગો અને સામાજીક બાબતોમાં જે નવિન વિચાર શ્રેણી જોરદાર થતી જોવામાં આવે છે તે બધાનો વિચાર કરીને હવે આપણા ગોળનો ઉદ્દેશ, કાર્યક્ષેત્ર કે

બંધારણ અને અમલને અંગે કાંઇ ફેરફાર કે સુધારા વધારા કરવાની આવશ્યકતા છે કે નહિ? અને જો હોય તો કેવા પ્રકારનાં સુધારા વધારા કરવાં જોઇએ તે બાબતમાં તપાસ કરીને ત્રણ માસમાં પ્રમુખશ્રીને રીપોર્ટ કરવા નીચે પ્રમાણે ત્રણ સભ્યોની એક કમીટી નીમવાનો આ પરિષદ ઠરાવ કરે છે (૧) શ્રી પરમાણંદદાસ ગુલાબચંદ–મોરબી (૨) શ્રી મોહનલાલ મગનલાલ પારેખ ભાવનગર (૩) શ્રી. વેણીલાલ નરોત્તમદાસ મોદી-ભાવનગર

**ખાસ જમણનું આમંત્રણ:**– (૧) બુધવારે રાત્રે બોટાદ અને લીંબડી તાલુકાના મહાજને પરિષદના બધા મહેમાનોને એક ટંકનું જમણ આપ્યુ. (૨) ગુરૂવારે સવારે ધોળકા મહાજન જે બોળમાં દાખલ થવાનું છે તેમના તરફથી જમણ અપાયુ

**વિદાયમાન**–બપોરે પરિષદ નોતરનાર મોરબી સ્વાગત સમિતિને બીજા અન્ય તાલુકા મહાજનોએ એકઠા મળી આશરે રૂા ૧૫૦૦) ની તથા કોન્ગ્રેસ તરફથી રૂા ૧૦૦) પાઘડી તરીકે આપવામા આવ્યા. શ્રી. મોરબી તાલુકા સમિતિએ આમાથી રૂા ૫૧) શ્રી મોરબી મોઢ યુવક મંડળને ભેટ આપ્યા. અને પ્રેક્ષક ભાઇઓનાં જમણ ખરચના રોજના રૂા ૩) લેખે લેવાનુ ઠરાવ્યું હતુ તે તદ્દન માફ કરી લીધેલા પૈસા પાછા આપવામા આવ્યા.

**ઉપસંહાર**—આ વખતે પ્રમુખશ્રી સ્વાગત સમિતિના આભારની અને પરિષદનાં સફળ સંચાલનની ચાલેલી કાર્યવાહિની લાગણી નીચે હર્ષના આંસુએ લાગણીવશ બની ગયા હતા. અને યજમાનોના મહેમાનગતીનાં મુક્ત કંઠે કદર કરીને પરિષદની વસમી વિદાય જાહેર કરી હતી. આ પહેલાં આવતી પરિષદ દોઢ વરસ પછી આવતી દિવાળીએ વગાવદ મુકામે ભરવાનું શ્રી વગાવદ મહાજનનું આમંત્રણ સ્વીકારવામાં આવ્યુ હતું

**ખાસ નોંધવા જેવુ:**—આ પરિષદ વખતે છેલ્લા સમયે એક વિધવા બ્હેન ગં. સ્વ શ્રી જીવી બ્હેન વલ્લભદાસે સમાજમાં વિધવા બ્હેનોની કેવી દયાભરી સ્થિતિ છે અને કેળવણીનો અભાવ છે એના ઉપર બે શબ્દ બોલવાની હિંમત વ્યક્ત કરતાં પ્રમુખ શ્રીએ ખુબ હર્ષ સાથે સ્વીકાર કર્યો હતો એ બ્હેનના ભાષણમાંથી ખાસ વસ્તુ એ તરી આવે છે કે "આપણા સમાજમાં વિધવાને બહુજ નીચું સ્થાન છે એનુ કારણ એમ કહીએ તો ચાલે કે તેમની પ્રત્યે વડીલો તદ્દન દુર્લક્ષ રાખે છે તેથીજ મારા જેવી અનેક બ્હેનો આપણી જ્ઞાતિમાં રીબાતી હશે. હું મહુના વતી આપને વિનંતિ કરૂં છું કે કૃપા કરી મારા જેવી બ્હેનો પ્રત્યે દુર્લક્ષ ન રાખો તેમને કેળવણી આપી સ્વાશ્રયી થવામા સહાય કરો."

⁂ ⁂ ⁂

**મોઢેરા**– બસ સર્વીસ ચોમાસાને લીધે તા. ૧૫ જુનથી તા. ૧૫ ઓકટોબર સુધી બંધ રહેશે.

**અજમેરથી** ભાઇ આર. કે. મહેતા જણાવે છે કે હરગામથી આપણા જે ભાઇઓ અહિં આવ્યા છે તેમાંના જે વિદ્યાર્થીઓ ગરીબ હોય અને સાધનહીન હોય તેમને આપણી કેળવણીની સંસ્થાઓએ પ્રથમ પસંદગી આપવી જોઇએ.

**જુનાગઢ**—શ્રી સામળદાસ ગાંધી જુનાગઢના વડાપ્રધાન નીમાતા જુનાગઢની મોઢ જ્ઞાતિએ હર્દિક અભિનંદનનો તાર કર્યો હતો. તેમજ પ્રજાએ તેમને બહુ માન આપ્યું હતું.

## શેઠ ચુનીલાલ દેવકરણ નાનજીનું દુઃખદ અવસાન



અમને જણાવતા અતિ ખેદ થાય છે કે મર. શેઠ દેવકરણ નાનજીના જ્યેષ્ઠ પુત્ર શેઠ ચુનીલાલભાઈ ૫૯ વર્ષની વયે તા. ૧૦-૬-૪૮ ના રોજ સ્વર્ગવાસી થયા છે.

તેઓ છેલ્લા પંદરેક દિવસથી બિમાર હતા, પરંતુ તા. ૧૦ મીએ તેમની માંદગીનું સ્વરૂપ ઉગ્ર બન્યું હતું. તેમના પથરીના જુના રોગે જોર પકડ્યું હતું અને બપોરે હૃદયપર એકાએક હુમલો થતા હૃદય બંધ પડી ગયું હતું અને તેમણે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો હતો.

સ્વર્ગસ્થ શેઠ ચુનીલાલભાઈનો જન્મ સને ૧૮૮૯ મા થયો હતો. તેઓ ૨૧ વર્ષની ઉંમરે તેમના પિતાશ્રી સાથે વ્યાપાર-ધંધામાં જોડાયા હતા. તેઓ દેવકરણ નાનજી બેંક તથા અન્ય ઘણી સંસ્થાઓમા ડીરેક્ટર હતા; અને મેસર્સ દેવકરણ નાનજીના શેર સીક્યુરીટીઝ, રૂ, સોના-ચાંદી વગેરે ખાતાઓમાં ભાગીદાર હતા. તે ઉપરાંત તેઓ જુદી જુદી સખાવતી સંસ્થાઓમાં ટ્રસ્ટી હતા. તેમણે શેર બજારના ડીરેક્ટર તથા ઓન. ટ્રેઝરર તરીકે ઘણા વર્ષો સુધી સેવા બજાવી હતી. તેઓ સ્ટેમ્પના સંગ્રહ કરનારાઓની આલમમાં સી. ડી. દેશાઈના નામે જાણીતા હતા અને સ્ટેમ્પના સંગ્રાહક તરીકે દેશ-પરદેશમાં તેમની ખ્યાતિ ફેલાઈ હતી. તેમનો સ્ટેમ્પ સંગ્રહ હિંદુસ્તાનમાં અજોડ મનાય છે. તેમને સને ૧૯૪૭ માં હિંદની ફીલેટેલીસ્ટ સોસાયટીના પહેલા હિંદી પ્રમુખ તરીકે ચુંટાવાનું માન મળ્યું હતું. સ્વર્ગસ્થ શેઠ ચુનીલાલ મીલનસાર, ઉદાર અને ધર્મિષ્ઠ હતા.

તેમનાં અવસાનથી વ્યાપારી આલમમા અને આપણી અખિલ મોઢ જ્ઞાતિમાં શોકની લાગણી છવાઈ ગઈ છે. તેમના માનમાં શેર બજાર, રૂ બજાર, સોના-ચાંદી બજાર તથા મેસર્સ દેવકરણ નાનજી સાથે સંકળાએલી પેઢીઓ બંધ રહ્યાં હતાં.

તેમની સ્મશાન યાત્રામાં મુબઈના નામાંકિત વ્યાપારીઓ, ઉદ્યોગપતિઓ, શેઠ-શાહુકારો અને સોદાગરોએ ભાગ લીધો હતો.

તેઓ શેઠ પ્રાણલાલ દેવકરણ નાનજીના વડીલબંધુ થાય, તેઓ પોતાની પાછળ એક વિધવા, એક પુત્ર અને બે પુત્રીઓ, બહોળું કુટુંબ અને અસંખ્ય મિત્રોને વિલાપ કરતાં મૂકી ગયા છે.

સ્વર્ગસ્થના આત્માને ચીર શાંતિ મળો તથા તેમના વિયોગનું દુઃખ સહન કરવાનું બળ તેમનાં આપ્તજનોને મળો તેવી પ્રભુ પ્રાર્થના.

## પરિષદના આન. જ. સેક્રેટરી

# શ્રી જાદવરાય વલ્લભદાસ વોરાનો રીપોર્ટ.

મહેરબાન માનવંતા પ્રમુખ
સાહેબ તથા બાંધુઓ,

સંવત ૧૯૯૨ ના પહેલા ભાદરવામાં ધ્રાંગધ્રા પરિષદ્ થઇ ત્યારે મારી જનરલ સેક્રેટરી તરીકે નીમણુંક થઇ

નિયમ પ્રમાણે દર બે વરસે તાલુકાના વારા નક્કી થયા તે પ્રમાણે પરિષદ્ ભરવી જોઇએ અને તે રીતે તે તાલુકાને પરિષદ ભરવા માટે એકથી અનેક વખત અરજ, વિનંતિ, શક્ય પ્રયાસો અમારા તરફથી કરવામાં આવ્યા છતાં એક વા બીજા કારણે અનુક્રમ-વાળો અગર અનુક્રમ વગરનો બીજો કોઇ તાલુકો કે સદ્‌ગૃહસ્થ પરિષદ ભરવા તૈયાર થયો નહિ અને છેવટ પ્રભુકૃપાથી અને નિયત થયેલા વારા પ્રમાણે મોરબીએ પરિષદ એકત્ર કરી છે તે આપણા માટે ખુશી થવા જેવું છે

આ રીતે બાર વરસના લાંબા ગાળા સુધી મને સેક્રેટરી તરીકેની ફરજ બજાવવી પડી છે. જે દરમ્યાન અમારા મૂળ વતન રાજકોટ બહાર તબીઅતના કારણે જુદા જુદા ગામોમાં વારંવાર જવાનું બન્યું અને તેના પરિણામે તેમજ કેટલીક વખત મારી તબીયત વિશેષ નરમ રહેવાના કારણે કોઇ કામમાં વિલંબ થવા પામ્યો હોય તો તે આપને પણ ક્ષમ્ય જણાશે.

અત્યાર સુધીમાં જુદા જુદા ગામોમાં એકંદર દસ વર્કીંગ કમીટીની મીટીંગો બોલા-વવામાં આવી છે. તદુપરાંત બે વખત ચોત્રીસે તાલુકાના પ્રતિનિધિઓની સ્પેશીઅલ મીટીંગો બોલાવવામાં આવી છે અને દરેક વખતે જુદા જુદા ગામોમાં બોલાવવામાં આવી છે. અને જુદા જુદા ગામોમાં અરજદારોની સગવડ અને જુદા જુદા તાલુકાને ઉમંગ રહે, વાકેફગારી રહે અને પરિષદ ભરવા સંબંધી પ્રચાર કરી યોગ્ય કરી શકાય તે હેતુથી જુદા જુદા ગામોમાં રાખવામાં આવી હતી.

ઉપર મુજબ જરૂર પુરતી કમીટીઓ બોલાવી તેમાં જે અરજીઓ-ફરીયાદો વિગેરે અમારી પાસે આવેલ હોય તે રજુ કરી ફેસલ કરાવવામાં આવી છે. અને એ રીતે પરિષદ નહિ ભરાઇ શકાઇ હોવા છતાં કામોનો નિકાલ બનતી ત્વરાએ કરી અરજદારોને સંતોષ આપવા ઉપરાંત બાગધોરણનો અમલ કરવાનો પ્રયાસ કરેલ છે.

ગઇ તારીખ ૨૮-૯-૪૭ના રોજ હળવદ મુકામે કમીટી થએલ તેમાં મારી નાદુરસ્ત તબીઅતના કારણે કામને સંપુર્ણ રીતે પહોંચી શકાતું નહિ હોઇ તથા ધારા પ્રમાણે એક સુપ્રીન્ટેન્ડન્ટ પગારદાર રાખવા ફરમાન છતાં રાખેલ નહિ હોઇ મને કાર્યમાં મદદ રૂપ થઇ રહે તે હેતુથી સ્પેશીઅલ કેસ તરીકે જોઇન્ટ ઓનરરી સેક્રેટરીની માંગણી કરતાં કમીટીએ કાર્યવાહક કમીટીના સભ્યમાંથીજ બોટાદના રા રા. વડોદરીયા શાંતિલાલ મણિલાલની નિમણુંક કરતો ઠરાવ કરેલ છે અને ત્યારથી તેમના કામથી મને પૂર્ણ સંતોષ થયો છે અને તેમની મદદને લઇને મારી નાદુરસ્ત તબીઅતને રાહત મળી છે.

છેલ્લી પરિષદથી અત્યાર સુધી હિસાબમાં ખાસ જાણવા જેવી કાંઇ અગત્યની આવક-જાવક થએલ નથી. માત્ર એકાદ બે આસામીના દંડની રકમ વસુલ થએલી હતી અને શરૂ-આતમાં થોડાક વર્ષો પગારદાર નોકર રાખવો પડેલો તે તથા જરૂરી કંટીજન્સી અને

કાર્યવાહક કમીટીના ખર્ચ ઉપરાંત બીજી કોઇ ખાસ આઇટેમોની લેવડ-દેવડ થએલ નથી. મદદનું બાર વરસનું નામું રીતસર ગણવામાં આવ્યું છે અને દરેક કાર્યવાહક કમીટીમાં રજુ રાખી મંજુર કરાવવામાં આવ્યું છે. હાલ કેશિયર પાસે કોઇ રકમી દુંડ કે મોટી સીલીક નથી અને જે કાંઇ જુજ સીલીક છે તે અત્યાર સુધીના પ્રમુખ શેઠશ્રી સુખલાલભાઇ ઝવેરભાઇના નામે બેન્કમાં રાખી વ્યાજ ઉપજાવેલું અને માત્ર ૫૦૦-૭૦૦ જેવી સીલીક તેમની પેઢીમાં છે જેનો હિસાબ તેમની સાથે ખાતું મેળવીને કરવામાં આવ્યો નથી.

વિધવાસહાયકફંડનો હિસાબશ્રી લલ્લુભાઇ કિશોરભાઇ પાસે રહેતો હતો, જે ચોપડો તેમણે મને મોકલી આપેલ છે તે રજુ કરું છું.

અત્યાર સુધી મેં બજાવેલી સેવામાં જે કાંઇ ત્રુટીઓ આપને લાગી હોય અગર જે કોઇ વખત મારી તબીઅતના કારણે કોઇ કાર્યમાં શિથિલતા જણાણી હોય તો તે તરફ ઉદાર દિલથી જોઇ મારા ભાવ તરફ અને લાગણી ઉપર આપ લક્ષ આપશો.

* * *

**શ્રી ચોત્રીશ તાલુકા મોઢ વણિક કોળી પરિષદના મોરબી મુકામે ભરાયેલ નવમા અધિવેશન પ્રસંગે અત્રેના શ્રી મોઢ વણિક વિદ્યાર્થી મંડળને નીચે મુજબ ભેટ-સહાય મળેલ છે**

૨૦૧) શેઠશ્રી જીવરાજ મકનદાસ (કુંડલાવાળા) મુંબઇ. આશ્રયદાતા વિભાગમાં

૫૧) શેઠશ્રી સોમચંદ ભોગીલાલ પારેખ (વઢવાણવાળા) મુંબઇ આજીવન સભ્ય વિભાગમાં

૨૫) શ્રી શેઠશ્રી નારણદાસ ઓધડભાઇ વકીલ પરિષદના પ્રમુખ.

૨૫) શ્રી પારેખ પિતાંબરદાસ વીરચંદ ચોટીલા

.૨૫) ધોળકા મોઢ દશા અગ્રાલણ જ્ઞાતિ તરફથી હા. શેઠ કેશવલાલ માણેકલાલ ,

૨૪૯) જુદા જુદા પ્રતિનિધિ બંધુઓ તરફથી ફુલ

૧૨૨) જુદા જુદા તાલુકાના મોઢ-મહાજનો તરફથી ફુલ.

---

૫૯૮) કુલ રકમ મળેલ છે તે આભાર સાથે સ્વીકારવામાં આવેલ છે.

કાન્તિલાલ એમ. દોશી.
માનદ મંત્રી.

**શ્રી ચા. મો. યુવક મંડળ-વઢવાણ**—આખી જ્ઞાતિના વિદ્યાર્થીઓને જણાવવાનું કે જેમને ગઇસાલ પુસ્તકો, ફી, વિ. માં મદદ આપી છે તેમણે પુસ્તકો જે તે ગામના પ્રતિનિધિને પાછા આપી નવી મદદ માટે વિગતવાર માહીતી આરીસે મોકલી આપવી.

—લખો—જોઇતારામ પંડ્યા-માનદ મંત્રી, ઠે. સાંકડી શેરીના નાકે-વઢવાણ.

ભાવનગર—શ્રી. મનસુખલાલ લલ્લુભાઇને ત્યાં પુત્રી જન્મ.

ભાવનગર—સ્વ. પરીખ જીવણદાસ કેશવજીના પુત્ર વ્રજલાલને ત્યાં પુત્રી જન્મ જેઠ શુદ ૪ શુક્રવાર.

# સંસારને સીમાડેથી.

લેખક: શ્રી વિષ્ણુકુમાર કુબેરદાસ પંડ્યા
ઉપતંત્રી, 'શ્રી સયાજીવિજય'–વડોદરા.

**[ સમાજની પ્રવર્તી રહેલ કુરુઢિઓ અને કમનસીબ કિસ્સાઓને આલેખતી રસપ્રદ અને બોધક ઘટના.........ચૈત્રથી ચાલુ ].**

[ ૬ ]

છેવટે વડીલોએ લગ્નના લ્હાવા લીધાજ

અંગ્રેજીમાં 'હનીમુન', ઉર્દુમાં 'શબે વસ્લ' અને શિષ્ટ સમાજમાં 'મધુ–રજની'ના નામથી સંબોધાતો સુખી દિવસ પ્રત્યેક નવપરિણિત વર–વધૂના ભાગ્યમાં લખાયેલો હોય છે જ. તે દિવસે શરમાળ નવોઢા મર્યાદાથી તાણેલા અવગુંઠનથી અને રૂપેરી ઘંટડી જેવા મીઠા અવાજથી નવલોહિયા પતિને સ્નેહભર્યું સ્વાગત કરે છે. કેટલાયે દિવસથી મૂક, બીડાઇ ગયેલા લાલ ઓષ્ટ તે દિવસે કમળપત્રની માફક ખૂલે છે પુષ્પોની સુગંધી શોધનાર મધમાખી તેજ દિવસે પ્રણયામૃતપાન કરે છે. નવપરિણિત વધૂ પોતાના દેહનું ભાન ભૂલી પતિભક્તિમાં રાચે છે, નાચે છે અને અનેક દિવસના મુંગા સ્વપ્નો તોડી પોતાના હૃદયના ભાવ તે દિવસે પ્રકટ કરે છે સામાન્યતઃ આ છે લગ્ન પછીની પ્રથમ મિલનરાત્રીની રસિકતા. મહેન્દ્ર–માલતીને માટે પણ આ રાત્રી નિર્માઇ ચૂકી હતી. તે રાત્રીમાં રસિકતા, મુંગા મુંગા રોષ કે રીસના રંગ પુરાયા હશે કે કેમ તે જાણવા સુગ્ન વાચક વર્ગ આતુર હશે!

મહેન્દ્ર–માલતીના શયનખંડની બધીજ વ્યવસ્થા થઇ ચૂકી હતી. ઘડીયાળમાં રાત્રીના ૧૧ ના ટકોરા પડ્યા, પરંતુ વિચારમગ્ન બનેલી માલતીનું તે તરફ જરાપણ લક્ષ ખેંચાયું હોય તેવો કોઇપણ ભાવ તેની મુખાકૃતિ ઉપર પ્રકટ થયેલો જણાયો નહિ મહેન્દ્ર કંઇક વિષાદપૂર્ણ વદને શયનખંડમાં દાખલ થયો તેના અંગમાં જડતા તરી આવતી હતી અને હૃદયમાં ધબકારાનો વેગ વધી રહ્યો હતો. તેને આ વિલક્ષણ સંયોગ સંકોચરૂપ લાગતો હતો. માલતીની સુકુમાર સુંદર દેહલતા અને ઘુંઘટમાંથી ચંદ્રનો પ્રતિબિંબની માફક જણાઇ આવતા વદન પાછળ શું છુપાયું હશે તે મહેન્દ્રને માટે અકલ્પ્ય હતું

બન્ને યુવાન હૃદયના ધબકારા અને શરીરમાંથી નીકળતા ઉષ્ણ શ્વાસ સિવાય નિઃશબ્દતાનું વસમું વાતાવરણ સર્જાયું હતું માલતીની નજરને ચૂકવી મહેન્દ્ર કવચિત્ તેની તરફ દૃષ્ટિ ઢાળતો અને પલકમાં પાછી ઉઠાવી લઇ શું કરવું તેની અકથ્ય મુંઝવણ અનુભવતો. અંગ્રેજી શિક્ષણદ્વારા આત્મસંયમના સંસ્કારો ઝીલતી માલતી આજે મૂગી બની ગઇ હતી. તેની આંખમાં નવોઢાની લજ્જા લપાઇ હતી. આવા નિઃશબ્દ વાતાવરણથી અકળાઇ છેવટે પુરુષે પહેલ કરી.

'હું તમારો ગુન્હેગાર છું. મને માફ કરો' મિતભાષી મહેન્દ્રની આંખમાંથી મોતી જેવડા બે અશ્રુ સરી પડ્યાં. માલતી જોઇ જશે એ ડરથી તેણે તરત લૂછી નાખ્યાં, પરંતુ ચકોર માલતીથી તે છૂપું રહ્યું નહિ. માલતીને મહેન્દ્ર પ્રત્યે માન ઉત્પન્ન થયું.

'તમે મારા ગુન્હેગાર! ના. ના. એવું બોલશો નહિ.' નીચા નયન ઢાળીને જ માલતીએ જવાબ આપ્યો.

બન્ને જણ એકજ સ્થિતિ અનુભવી રહ્યાં હતાં. બંને શિક્ષિત હતાં–લાગણી પ્રધાન હતાં. સામા માણસની લાગણી દુઃભાય તે બંનેમાંથી કોઇને રુચતું નહિ.

માલતી આગળ મહેન્દ્ર કંઇક દીનપદ

અનુભવનો. જર્મનીનો મહાન્ નેતા હિટલર કહેતો કે, 'સ્ત્રીનું મન ત્રણ બાબતમાંજ પરોવાયેલું રહેવું જોઇએ. ધર્મ, બાળકો અને રસોડું (Church, Child & Kitchen)' પરંતુ મહેન્દ્રને ભય હતો કે માલતી આ ત્રણમાંથી એક પણ બાબતમાં મન પરોવે તેમ જણાતું ન હતું; કારણકે તે કોલેજમાં ભણતી હતી. પોતાના કરતાં વધુ શિક્ષણ પામી હતી એટલે તેના જ્ઞાન આગળ પોતાને જરા ઝાંખા પડવાનો ભય હતો વળી તે માનતો કે આજની પામાલ કેળવણીથી સ્ત્રી શક્તિનો વિકાસ થવાને બદલે વિકાર થઇ તે વિકૃત છે કુવામાંનો દેડકો જાણે એકદમ પૃથ્વી પર આવી વિશાળતા નિરખે છે તેમ તે સ્ત્રીના ગૃહજીવનમાંથી જગતની વિશાળ પ્રવૃત્તિઓમાં ભાગ લેતી થઇ પુરૂષની સાથે ઉભી રહી નકામી ભીડ કરે છે આ યોગ્ય નથી, કારણ કે સ્ત્રીનો સાચો વિકાસ ગૃહજીવનના સંચાલન અને સંભાળ દ્વારાજ થઈ શકે છે. સ્વામી અને સંતાનની સેવામાં જ તેનુ કાર્ય સમાયેલું છે. હિંદની પનોતી પવિત્ર માતાઓ અંગ્રેજી શિક્ષણ પામ્યા સિવાય પણ સંસારને ઉજાળી પોતાના નામ અમર કરી ગઈ છે માલતી કોલેજમાં શિક્ષણ લેતી તે મહેન્દ્રને જરાપણ પસંદ ન હતું. પોતાનો આ વિચાર માલતીને જણાવી દેવાની તેની ઇચ્છા થઇ આવી, પરંતુ તેમ કરતાં તે અચકાતો હતો.

"તમને અહિં ગમશે ને?' પ્રસરેલા મૌનનો ભંગ કરતાં મહેન્દ્રે મીઠા અવાજે પૂછ્યું

'હા. પણ તમે મને 'તું' કહીને જ સંબોધો તેમાં વધુ મિઠાશ છે.' માલતીને બહુમાનનું શિષ્ટ સંબોધન રૂચ્યું નહિં.

'વારુ, પરંતુ તું મને કેવી રીતે સંબોધીશ?' મહેન્દ્રને આ વાતમાં રમુજ જણાઇ.

'જે રીતે આર્ય સ્ત્રી તેના પતિને સંબોધતી આવી છે તે રીતે જ.' મહેન્દ્રે માલતીના મુખ ઉપર અજબ ચમકાર દીઠો.

આ જવાબથી મહેન્દ્રના આનંદનો પાર ન રહ્યો શરમ અને સંકોચની છાયા દૂર થઇ અને આનંદ આવેશમાં આવી જઇ, માલતીના હાથને પોતાના હાથમાં પ્રેમથી પકડી લીધો અને તેની આંખો સામે એકીટસે જોયું. માલતીએ આંખો નીચે ઢાળી

'માલતી! ખરેજ તું મને ચાહે છે?' મહેન્દ્રે માલતીની હડપચીને ઉંચી કરી તેની સામે યાચકની પેઠે દૃષ્ટિ ફેરવી.

બન્નેની આંખો પહેલીજ વાર બરાબર બેઠી. માલતીએ ફરીથી આંખો નીચે ઢાળી દીધી. મહેન્દ્રને આ ગમ્યું નહિ

'માલતી' તું કેમ અવાક્ છે? કહે, હું તને સુખી કરી શકીશ?' મહેન્દ્રે માલતીને વધુ નિકટ લેતાં ગદ્‌ગદ્ સ્વરે પૂછ્યું. મહેન્દ્રના આ વ્હાલભર્યાં શબ્દોની વેધકતાએ માલતીની જીભને ખોલી નાખી.

'એવું કેમ બોલો છો? મને તમારા સિવાય બીજા શામાં સુખ હોઇ શકે?' માલતીના આ જવાબે મહેન્દ્રની બધી શંકાઓને ખંખેરી નાખી.

બન્ને યુવાન આત્માઓની પ્રેમગોષ્ટિ શરૂ થઇ ઘડીયાળમાં ૧ નો ટકોરો પડ્યો.

'મારી કોલેજ આવતા અઠવાડીયામાં ખૂલે છે, તેથી હું તો જઇશ, પણ હૃદયમાં કોઇ જાતનાં ક્ષોભ. શોક કે શંકા રાખશો નહિ.' માલતીનો મીઠો કંઠ ટહુકી ઉઠ્યો.

મહેન્દ્ર નિરુત્તર રહ્યો

'કેમ? બોલોને. શું કહો છો?' માલતીએ પ્રશ્નને ફરી રજુ કર્યો

'માલતી! એક વાત ન માને? જો કે કેળવણી લેવાનો હક પુરુષ અને સ્ત્રીને સરખોજ છે, છતાં બંનેનું કાર્યક્ષેત્ર નિરાળું છે. તું કોલેજમાં જવું બંધ કરી, તારાં ગૃહજીવનને જ ન શોભાવે-સંભાળે? મહેન્દ્રે

પોતાની અંતરની ઇચ્છા અચકાતાં અચકાતાં જણાવી.

આ સાંભળી માલતી વીજળીની માફક ચમકી. શું મહેન્દ્ર સ્ત્રી–શિક્ષણનો આટલો વિરોધી છે! મહેન્દ્રની સંકુચિત મનોવૃત્તિથી તે કંપી.

'તમને તેમાં શો વાંધો છે?' નિરાશ માલતીએ ચપળ નયને મહેન્દ્ર તરફ જોયું.

'આજની પરદેશી કેળવણીનો પવન અમે તેવા પવિત્રને પણ કલુષિત કરે છે અને હવે તેની જરૂર પણ શી છે?' મહેન્દ્રે ધીમા સાદે કહ્યું.

'ના ના. એવું કંઇજ નથી. કેટલીયે ભૂલો આપણે સંસારમાં કરીએ છીએ અને કેટલીયે ભૂલ ભરેલી કલ્પનાઓને પોષીએ છીએ. હમણાં એકાદ બે વર્ષ નીકળી જાય તો સારૂં. તમને મારી કાયાનો ડર હશે પરંતુ મને તો કાયા અને માયા બનેની બીક છે.' માલતીને બી. એ. થઈ જવાની ઇચ્છા હતી.

માલતીના આ મક્કમ જવાબથી મહેન્દ્ર કંઇ આગળ બોલી શક્યો નહિ. માલતીને નાખુશ કરવા તે ઇચ્છતો ન હતો.

'કંઇ નહિ, માલતી! હું તો તારી જરાંક મજાક કરતો હતો. તું કોલેજમાં જાય અને હું દાક્તરકુલનો નિશાળીયો તે જરા તારે અને મારે બન્નેને શરમાવા જેવું છે' મહેન્દ્રે નિખાલસભાવે સ્પષ્ટતા કરી.

'જ્ઞાનની સરખામણી અમુક વય અગર વ્યક્તિ મુજબ ના થય શકે. જ્ઞાન લેનારને કોઇપણ બંધન અવરોધી શકતું નથી. સ્ત્રી અગર પુરૂષને જ્ઞાન લેવાનો સરખો જ હક છે.' માલતીને જ્ઞાનની ભૂખ હતી.

'એ ખરૂં પરંતુ સમાજ શું કહેશે?' મહેન્દ્રે આતુરભાવે પૂછ્યું.

'આપણો હેતુ શુદ્ધ છે તો પછી સમાજથી શામાટે ડરવું?' માલતી તેના વિચારમાં મક્કમ હતી.

મહેન્દ્રને તેનો વિરોધ કરવાનું ઉચિત જણાયું નહિ.

રાત્રી વધવા લાગી હતી અને આ નવ-પરિણિત વર વધૂ અંધકારને આશ્રયે પડ્યાં. અંધકારે શયનખંડમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપી દીધું અને મંદમંદ વહેતો પવન શયનખંડના દ્વારપર અથડાઇ પાછો ફર્યો. પવને જાણ્યું કે આજે શયનખંડમાં પોતાને સ્થાન નથી. દ્વાર કમાડનોએ બંધ થઇ ગયાં હતાં!

 

વેવિશાળ—ચોરવાડ-શા. નાગરદાસ હરિદાસના પુત્ર રસિકલાલનું વેવિશાળ શેઠ શામળદાસ હરચંદના ભાણેજ શા પાનાચંદ રૂગનાથની પુત્રી વિજયાલક્ષ્મી સાથે.

મોરબીના રહીશ જગજીવનદાસ તલકસીના પુત્ર જયંતિલાલનું વેવિશાળ. માંગી વનેચંદ ભાણજીની પુત્રી જશવંતી સાથે.

અમદાવાદ—જામનગરના મહેતા હરજીવનદાસ છગનલાલના પુત્ર ચી. જનકરાયનું વેવિશાળ જામનગરવાળા મણીયાર જયંતિલાલ પુરૂષોત્તમદાસની પુત્રી હસુમતી સાથે. વૈશાખ વદ ૬.

માથકવાળા અમીચંદ લવજીના પુત્ર હીરાલાલ ઉ. વ. ૨૧ નું વેવિશાળ વિરમગામના શ્રી પાનાચંદ નરસીદાસની પુત્રી જયાગવરી સાથે.

## સમાચાર સંગ્રહ

મુંબઈ ચોત્રીસ તાલુકા મોઢ વણિક સંસ્થાની મીટીંગ તા. ૧૬-૫-૪૮ ના રોજ ગુલાલવાડીમાં મોરબી મુકામે ભરાનારી પરિષદમાં કાયદાની ધારાપોથીમાં કયા કયા સુધારાના જરૂર છે તેની ચર્ચા કરી પાસ થએલ સુધારા પરિષદની ઓફીસે મોકલી આપવા માટે મળી હતી. સભામાં સભ્યોની સારી સંખ્યા હાજર હતી. ઉપરાંત આ માસિકના ઓન. સેક્રેટરી શ્રી ડી. પી. દેસાઈ તથા વ્યવસ્થાપક શ્રી જગજીવનદાસ મણિયાર પણ હાજર હતા. શરૂઆતમાં સભાના મંત્રી શ્રી લક્ષ્મીદાસ પરમાણંદદાસ મહેતાએ સભા બોલાવવાનું કારણ દર્શાવી સભાએ મંજુર કરેલ સુધારાઓ કાયદા પોથીમાં દાખલ થઈ શકે તે માટે પ્રયત્ન કરવા અહિંથી એક વજનદાર પ્રતિનિધિ મંડળ મોકલવાની સૂચના કરી હતી.

પરિષદના સ્વાગત પ્રમુખ શ્રી દાકેમચંદ કુંવરજીવનદાસ મણિયારે પોતાના વિચારો દર્શાવતાં જણાવ્યું હતું કે ગોળ બાંધવામાં આવ્યો ત્યારે આપણી પુત્રીઓનું હિત લક્ષમાં રાખવામાં આવ્યું હતું. કાન્યાકુબ્જ કન્યાવિક્રય ખૂબ વધી ગયો હતો તે અટકાવવાનો મુખ્ય હેતુ હતો. અત્યારે તે હેતુ કેટલેક અંશે પાર પડયો છે હવે એવો જમાનો આવ્યો છે કે ગોળમાં છોકરાઓ અને છોકરીઓને સમાન હક મળવા જોઈએ ધારાપોથીમાં બંને માટે સમાન બંધન હોવા જોઈએ. આ સભાએ પસાર કરેલ સુધારાઓ ધારાપોથીમાં દાખલ કરાવવા હું બનતો પ્રયત્ન કરીશ. તે પછી ધારાપોથીના કલમો વાંચી સભાએ યોગ્ય સુધારા મંજુર કર્યા હતા અને તે પરિષદને પ્રમુખની સહીથી મોકલી આપવાનું ઠરાવવામાં આવેલ હતું. પરિષદમાં મોકલવા માટે એક પ્રતિનિધિ મંડળ ચુંટાયા પછી સભા મોડેથી વીખરાણી હતી.

મુંબઈ શ્રીયુત છોટાલાલ ઉજમશીએ શ્રી ભાવનગર બોર્ડીંગને રેડીયો ૧ કિંમત રૂા. ૬૮૫ નો અર્પણ કર્યો છે

મુંબઈ—હિંદ સરકાર તરફથી સ્ટર્લીંગ માટે મંત્રણા કરવા મોકલવામાં આવેલ પ્રતિનિધિ મંડળના સભ્ય તરીકે સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ તા ૧-૬-૪૮ ના રોજ લંડન ગયા છે.

મુંબઈ—શ્રીયુત રમણલાલ ગોકળદાસ મરૈયા એ. બી. ઈ. ના પ્રમુખપદે ઇજીપ્તમાં એક પ્રતિનિધિ મંડળ મોકલવામાં આવેલ હતું. આ કમીટીએ જણાવ્યું છે કે ઇજીપ્ત હિંદને લાંબા તારનું રૂ, શણ, તેલીબીયાં, ચા અને બીજી વસ્તુઓના બદલામાં આપી શકશે તેણે વધુમાં સૂચના કરી છે કે હિંદ સરકારે હિંદમાં લાંબા તારનું રૂ ઉગાડવા માટે સારી રીતે ધ્યાન આપવું જોઈએ અને તે માટે સરકારે પેરૂ અને યુકવેડોરમાં લાંબા તારના સારી જાતના રૂના છોડ લાવવાને વનસ્પતિ વિશારદોને મોકલવા જોઈએ.

શ્રી મોઢ વણિક યુવક મંડળ-ભુજના—આશ્રય હેઠળ તથા શ્રી વિઠ્ઠલજી જગજીવનના પ્રમુખપણા હેઠળ એક મેળાવડો તા. ૩૦-૫-૪૮ ના રોજ યોજવામાં આવેલ જેમાં જ્ઞાતિના વિદ્યાર્થીઓ તથા બાળાઓએ રસપૂર્વક ભાગ લીધો હતો. મેળાવડાનો

કાર્યક્રમ શરૂ થાય તે પહેલાં મંડળના પ્રમુખ શ્રી ભિખારીલાલ નારણજી એલ. એલ. બી. એ મંડળની પ્રગતિ વિષેનો આછો ખ્યાલ શ્રોતાઓને આપેલ હતો અને ત્યારબાદ મેળાવડાનું કામકાજ શરૂ થયેલ હતું મેળાવડામાં મનોરંજન કાર્યક્રમ ગોઠવવામાં આવેલ હતો, અને આ કાર્યક્રમ લગભગ બે કલાક સુધી ચાલેલ હતો. મેળાવડામાં ભાગ લેનાર ભાઈ-બહેનોએ બહુજ સુંદર રીતે કામ કરી પ્રેક્ષકોની પ્રશંસા મેળવી હતી મેળાવડાનો, કાર્યક્રમ પુરો થતાં ઈનામ વહેંચણીનું કામ શરૂ થયેલ હતું, જેમાં શ્રી મોઢ વણિક યુવક મંડળ તરફથી એક નોટબુક તથા એક પેન્સીલ મેળાવડામાં ભાગ લેનાર દરેક ભાઈ અને બહેનને આપવામાં આવેલ તે સિવાય બીજા ભાઈઓ તરફથી ઈનામને માટે રકમ આવેલ છે.

આ સિવાય શ્રી વૃજલાલ જીવણ તરફથી કાર્યક્રમમાં ભાગ લેનાર બાળાઓને પોલકાના રેજાઓ આપવામા આવ્યા હતા

પુનર્લગ્ન—રોદાવાળા જમનાદાસ વલ્લભદાસ કલ્યાણીએ ઉનાવાળા હીરાચંદ જગજીવનદાસની વિધવા પુત્રી બાઈ લીલાવતી ઉ વ ૨૧ સાથે પુનર્લગ્ન કર્યું.

વેવિશાળ—મુબઈ-અમરેલીવાળા પારેખ રણછોડદાસ કરશનદાસના પૌત્ર ભાઈ દ્વારકાદાસનું વેવિશાળ મોરબીવાળા મહેતા મથુરાદાસ ચતુર્ભુજની પુત્રી હિરાલક્ષ્મી સાથે

લગ્ન—સુરત-સ્વ. શા. રતિલાલ પરશોતમદાસ ચોકસીના પુત્ર શ્રી જયંતના લગ્ન, શા. ચંદુલાલ નિર્ભુખણદાસની પુત્રી ઉષા સાથે વૈશાખ વદ ૨ તથા શ્રી પ્રવિણનાં લગ્ન શા મંગળદાસ હામેરદાસની પુત્રી સુધ્રા સાથે વૈશાખ વદ ૪.

રાજકોટ—આટકોટવાળા કલ્યાણી નરભેરામ વીરચંદના પુત્ર નંદલાલનો લગ્ન ગાંધી પરમાણંદદાસ હેમચંદનો પુત્રી પ્રભાવતી સાથે વૈશાખ વદ ૯.

સાયલ—સ્વર્ગસ્થ શેઠ ચુનીલાલ છગનલાલના પુત્ર જીવણલાલનું લગ્ન રાંમપુરના રહીશ પ્રેમચંદ જાદવજીની પુત્રી લીલાવતી સાથે વૈશાખ શુદ ૧૧.

બોપાલ—શ્રી કીશન નથમલના પુત્ર જ્ઞાનેન્દ્રકુમારના લગ્ન પુનામાં શેઠ માંગીલાલજી રામનારાયણજીની પુત્રી જમનાબાઈ સાથે.

દીવ—શાહ જીવણદાસ લાલચંદનાં લગ્ન કુંકાવાવના શા. કાનજી રતિલાલની પુત્રી વિજયાલક્ષ્મી ઉ. વ. ૨૧ સાથે

વેરાવળ—શાહ કાળીદાસ હરિદાસના પુત્ર હરકીશનદાસનાં લગ્ન ચોરવાડ શા. નાગરદાસ હરિદાસની પુત્રી ધનલક્ષ્મી સાથે વૈશાખ શુદ ૧૪.

વિરમગામ—સ્વ. શાહ ચીમનલાલ જગજીવનદાસના પુત્ર ચંદુલાલનાં લગ્ન સ્વ. શેઠ સોમચંદ અમૃતલાલના પુત્રી મધુકાંતા સાથે વૈશાખ વદ ૪.

પારી. ભગવાનજી જેઠાભાઈના પુત્ર મનહરલાલના લગન ગાંધી મણિલાલ ગીરધરની પુત્રી રમાગૌરી સાથે વૈશાખ વદી ૧૦

પાણીયાદ—વડો મણિલાલ ઝુંઝાભાઈના પુત્ર છબિલદાસનાં લગ્ન વિરમગામના વકીલ વાડીલાલ કાળુભાઈની પૌત્રી ચંદ્રકળા સાથે વૈશાખ શુદ ૧૧.

પ્રાગપ્રા—ગાંધી પુરશોત્તમદાસ ભુરાભાઈના પુત્ર બાપલાલનાં લગ્ન વિરમગામના વકીલ વાડીલાલ કાળુભાઈની પૌત્રી બેન મંજુલા સાથે વૈશાખ શુદ ૧૧.

દાઠાવદ—વોરા મોહનલાલ પુંજાભાઇના પુત્ર કાંતિલાલનાં લગ્ન ગાંધી મોહનલાલ અજરામરની પુત્રી સાથે વૈ. વ. ૪.

મુંબઈ—પાળીયાદવાળા પારેખ જાદવજી વખતચંદના પુત્ર ચંદુલાલનાં લગ્ન ભાવનગરવાળા પારેખ કાંતિલાલ જમનાદાસની પુત્રી ઇન્દુમતી સાથે વૈશાખ વદ ૨.

ભાવનગર—પરી. મોહનલાલ છોટાલાલના પુત્ર અનંતરાયનાં લગ્ન પરી. વેણીલાલ ભક્તિદાસની પુત્રી સાથે વૈશાખ વ. ૪

સુરત—શા. કાંતિલાલ ઘેલાભાઇ ચોકશીના પુત્ર સુરેન્દ્રનાં લગ્ન વૈશાખ વદ ૧ ના રોજ થયાં

સુરત—મુંબઇના ગુણવંતલાલ મંગળદાસ મહેતાનાં લગ્ન નિરંજના હીરાલાલ જરીવાલા સાથે.

જંબુસર—રાજકોટના વડો. તલકશી પરશોતમની પુત્રી શેવંતબાળાનાં લગ્ન પારેખ હરજીવનદાસ કેશવચંદના પુત્ર આત્મારામ સાથે વૈશાખ વદ ૯.

**પરીક્ષામાં પાસ**—મોઢ બોર્ડીંગ ભાવનગર—ગાંધી મગનલાલ દલીચંદ તથા પારેખ રમણિકલાલ વિઠ્ઠલદાસ બી. એસ. સી. પરી. શાંતિલાલ પોપટલાલ ઇન્ટર સાયન્સ. મહેતા રમણિકલાલ ગોરધનદાસ. શાહ હરિલાલ કરશનદાસ, શાહ હિરાલાલ કસ્તુરચંદ, શાહ જગમોહન વનમાળીદાસ, વડો. ભૂપતરાય છગનલાલ, શાહ હિંમતલાલ કલ્યાણજી, ઇન્ટર આર્ટસમાં પાસ. ગાંધી રમણિકલાલ જમજીવન, ગાંધી લલિતચંદ્ર મોહનલાલ, વોરા મનસુખલાલ નાનચંદ, પરી. ચંદુલાલ વનરાવનદાસ, દોશી નટવરલાલ કીરચંદ, દાણી ઇશ્વરલાલ વૃજલાલ, પરી. હરસુખરાય જમનાદાસ, મોદી ચંદ્રકાંત વેણીલાલ, એફ. વાય. આર્ટસમાં પાસ દોશી ચીમનલાલ નંદલાલ મેટ્રીકમાં પાસ.

મેટ્રીકમાં પાસ—મહેતા હરિલાલ ચત્રભુજ—ધ્રાંગધ્રા સુખડીયા અનન્તરાય મોહનલાલ ધોળકા, પરી. નટવરલાલ બલદેવદાસ ધોળકા, મહેતા રસિકલાલ પરશોતમ વઢવાણ કેમ્પ, મહેતા પ્રભુદાસ ચુનીલાલ અને વોરા કાંતિલાલ છગનલાલ—સોનગઢ. વડો. નવિનચંદ્ર શાંતિલાલ. પરી. જયંતિલાલ જમજીવન અને શાહ ઉદયકાંત શાંતિલાલ—બોટાદ. મહેતા ચુનીલાલ શીતલદાસ—લીંબડી, મહેતા મનહરલાલ ચત્રભુજ તથા મહેતા શાંતિલાલ ત્રીકમલાલ વઢવાણ સીટી પરી ગુણવંતરાય સુખલાલ તથા વડો. મનહરલાલ ભુરાભાઇ—રાણપુર.

સુરત—હેમલતા જયદેવલાલ કાજી અને ઉર્મિલા ઠાકોરદાસ આરસીવાળા બી. એસ. સી. માં પાસ.

ભાઇ લલીતકુમાર મથુરાદાસ ભાવનગર બી. એસ. સી માં પાસ.

વાંકાંનેર—ભાઇ કૃષ્ણલાલ છગનલાલ મેટ્રીકમાં, પ્રવિણકાંત ગોકળદાસ ગાંધી બી. કોમમાં પાસ.

ભાવનગર—મણિયાર ગુણવંતરાય રમણિકલાલ બી. એસ. સી (સેકન્ડ ક્લાસમાં) તથા મણિયાર પ્રવિણચંદ્ર મણિલાલ ઇન્ટર કોમર્સમાં પાસ.

અમરેલી—પારેખ ભૂપતરાય ઓધવજી ઇન્ટર સાયન્સમાં પાસ.

ભાવનગર—વડો. ગુણવંતરાય ત્ર્યંબકલાલ એફ. વાઈ. કોમર્સમાં, વડો. પ્રતાપરાય નટવરલાલ એફ. વાય સાયન્સ તથા વડો. હર્ષદરાય જગજીવનદાસ મેટ્રીકમાં પાસ વડો. જસવંતરાય જયંતિલાલ એફ. વાય. સાયન્સમાં.

| | | |
|---|---|---|
| ૧૧) | શા ભાઇચંદ જીવરાજ | મુંબઇ |
| ૭) | ,, અમૃતલાલ ભોગીલાલ | વીલેપારલે |
| ૫) | ,, મણિલાલ એલ કોઠારી | મુંબઇ |
| ૫) | , ચુનીલાલ છગનલાલ | ,, |
| ૫) | ,, શામળદાસ જગમોહનદાસ | થાણા |
| ૫) | , પંકજ જયકૃષ્ણ | મુંબઇ |
| ૫) | , કીશન નથમલ મહેતા તરફથી ચિ જ્ઞાનેન્દ્રકુમારનાં લગ્ન પ્રસંગે | ભોપાલ |
| ૨) | સદ ચુનીલાલ છગનલાલ તરફથી ચિ જીવણલાલનાં લગ્ન પ્રસંગે | સાયન |
| ૭) | શાહ જીવણદાસ લાલચંદ તરફથી તેમનાં લગ્ન પ્રસંગે | દીવ |
| ૫૧) | શ્રી જેઠાલાલ માધવલાલ જશ લાઇફ મેમ્બરની વધારેલી રીના | અમદાવાદ |

વ્યવસ્થાપક.

## "મોઢ મહોદય"ને રૂા અઢી કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ

| | | |
|---|---|---|
| ૫) | રા ભૂપતભાઇ પ્રાણભાઇ | ધોળકા |
| ૨॥ | , પ્રભુદાસ ચતુરદાસ | વિરમગામ |
| ૨॥ | , ચુનીલાલ પરમાણંદદાસ | જામનગર |
| ૨॥ | , કૃષ્ણલાલ જેઠલાલ | , |
| ૨॥ | શ્રી કમળાવતી નગીનદાસ | મુંબઇ |
| ૨॥ | રા હિંમતશી ભોલાભાઇ | જુનાગઢ |
| ૩॥ | ,, નટવરલાલ પાનાચંદ | માટુંગા |
| ૬) | ,, નારણદાસ મથુરાદાસ | કાલીકટ |
| ૨॥ | ,, રમણલાલ સી શેઠ | ભાવનગર |
| ૩) | ,, મનસુખલાલ આર કોઠારી | મુંબઇ |
| ૨॥ | અમૃતલાલ ગોરધનદાસ | વીલેપારલે |
| ૪) | ,, જયંતિલાલ કાળીદાસ | , |
| ૪) | , અમૃતલાલ ભોગીલાલ | , |
| ૨॥ | ,, મણિલાલ હીરાચંદ | મુંબઇ |
| ૨॥ | , દેવીદાસ માધવદાસ | , |
| ૨॥ | ,, મગનલાલ ત્રીભોવનદાસ | , |
| ૨॥ | ,, પ્રાણલાલ જમનાદાસ | |
| ૨॥ | મહેન્દ્ર નારદલાલ | ,, |
| ૬) | ,, રુગનાથજી માધવજી | ,, |
| ૨॥ | ,, ચુનીલાલ છગનલાલ | ,, |
| ૩॥ | ,, જગન્નાથ હરિલાલ | , |
| ૨॥ | ,, સુખલાલ તનકશી | ,, |
| ૨॥ | ,, કાંતિલાલ ધનજીભાઇ | ,, |
| ૨॥ | રા રમણિકલાલ ઠાકોરદાસ | મુંબઇ |
| ૨॥ | ,, છગનલાલ જાદવજી | ,, |
| ૩) | ,, ભાઇચંદ રુગનાથ | રોહા |

—અપૂર્ણ વ્યવસ્થાપક.

Regd. N. B. 1416.

# દેના [illegible]

[illegible]

| | | |
|---|---|---|
| સત્તાવાર થાપણ ... | ... ... રૂ. | ૧,૦૦,૦૦,૦૦૦ |
| ભરાયેલી અને પગાર થયેલી | ... રૂ. | ૫૦,૦૦,૦૦૦ |
| રીઝર્વ ફંડ ... | ... ... રૂ. | ૧૫,૦૦,૦૦૦ |
| કુલ ડીપોઝીટ તા. ૩૦-૪-૪૮ | રૂ. | ૭,૨૬,૦૩,૦૦૦ |
| કુલ વર્કીંગ ફંડઝ... ,, | ... રૂ. | ૮,૬૦,૦૩,૦૦૦ |
| ખાતાંઓની સંખ્યા... ,, | ... | ૬૧,૦૦૦ |
| શાખાઓની સંખ્યા | | ૪૭ |

## બોર્ડ ઓફ ડીરેક્ટર્સ :

પ્રાણલાલ દેવકરણ નાનજી, જે. પી. ચેરમેન

ચુનીલાલ દેવકરણ નાનજી, રતનચંદ હીરાચંદ, એમ. એ.

એચ. એચ. મહારાજા નટવરસીંહજી, પોરબંદર જયંતીલાલ આર. ત્રીવેદી

શ્રીયુત કે. એમ. મુનશી, લલીતચંદ્ર સી. ડી. નાનજી,

પીરોજશા એન. મહેતા, લક્ષ્મીકાન્ત એસ. દાભોલકર, જે. પી.

નટવરલાલ એસ. ચોકસી, ગજમીત્ર આર. એસ માનેપાટીલ, સી. આઈ. ઇ.

પ્રવીણચંદ્ર વી. ગાંધી, જે પી., મેનેજીંગ ડીરેક્ટર.

## હેડ ઓફીસ : દેવકરણ નાનજી બીલ્ડીંગ્ઝ, કોટ. મુંબઈ.

### શાખાઓ :

| | | | |
|---|---|---|---|
| મુંબઈ | વીલેપારલે | ભરૂચ | મદ્રાસ |
| એસ્ટ્રી-રટન સર્કલ | અંધેરી | વલસાડ | નવસારી |
| [illegible]ર | માથેરાન | બરહાનપુર | પોરબંદર |
| [illegible]સ્ટ બ્રીજ | ઉનાળા દરમ્યાન | સીટી | પુના |
| કાલબાદેવી | અમદાવાદ | મીલ સબ-ઑફીસ | [illegible] પેઠ |
| માંડવી | ગાંધી રોડ | | બુધવાર પેઠ |
| ઝવેરી બજાર | મસ્કતી માર્કેટ | ધ્રાંગધ્રા | કેમ્પ |
| ભુલેશ્વર | માણેકચોક | ગોધરા | રાજકોટ |
| દાદર | દીલ્હી ચકલા | લુણાવાડા | સોલાપુર |
| કોલાબા | અહમદનગર | મનમાડ | સુરત |
| શેર બજાર | અમરેલી | | ભગાનપુરી ભાગોળ |
| માટુંગા | આણંદ | નાસીક | [illegible] |
| ખાર | વડોદરા | નાસીક સીટી | વીરમગામ |
| સાન્તાક્રુઝ | ભાવનગર | નાસીક રોડ | વઢવાણ કેમ્પ |

બેંકીંગ લગતું દરેક કામકાજ કરવામાં આવે છે.

# મોઢ મહોદય







આદ્ય પ્રમુખ સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.

| | |
|---|---|
| સંચાલક | ૪૨ વર્ષ |
| છબિલદાસ અમીચંદ દેશાઈ. | અષાડ ૨૦૦૪ |
| પ્રકાશક અને વ્યવસ્થાપક | જુલાઈ ૧૯૪૮ |
| ગોરધનદાસ અમીચંદ મણિયાર. | અંક ૯ |






સ્વ૦ પારેખ ભીખાભાઈ ગોપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમાં નવજીવન પ્રેરી
તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ માસિક

## અનુક્રમણિકા







વાર્ષિક લવાજમ પોસ્ટેજ સહિત રૂ. ૨—૦—૦ વી પી ખર્ચ અલગ

ભાવનગર—શ્રી કૃષ્ણ પ્રિંટીંગ પ્રેસમાં આ માસિકના સંચાલક માટે છાપ્યુ
અને પ્રકાશકે મોઢ મહોદય ઓફીસ ભાવનગરથી પ્રગટ કર્યું

# ધર્મ.

લખક — શેઠશ્રી રતનલાલ લલ્લુભાઇ

ધમ એ એવી વસ્તુ છે કે મનુષ્યને તેના પાલન માટે બળવાન બનાવે છે અને અધમ નિર્બળ બનાવે છે ધમની અદર વીરતા છે ધીરતા છે, તેમજ ઉદારતા પણ છે ત્યારે અધમની અદર કાયરતા અધીરતા તેમજ કૃપણતા છે ધર્મ માટે નાનું બાળક અધર્મી મોટા માણસ આગળ મોટા પવત જેવું ભાસે છે કારણ કે તેનામા રહેલી ધમ શક્તિ અદ્દભુત અને અગાધ છે ધર્મ એનું નામ કે જે અજબ શક્તિદ્વારા સવ જગત્ ધારણ થઇ શકે છે જે શક્તિવડે એક બીજાથી વિરુદ્ધ થઈ શકાતું નથી તેનું નામ ધર્મ

સૃષ્ટમાના બે પદાર્થો જે જડ અને ચૈતન્ય તેમાના કે ઇપણ પદાથમા જે શક્તિ રહેલી છે તે શક્તિનો નાશ થવ થી તે પદાર્થોની સત્ત જ રહેતી નથી તે જે શક્તિ તેનુ નામ ધમ દાખલા તરીકે જમ અગ્નિમા દાહક શક્ત છે જેથી આપણે દાઝીએ છીએ પરતુ તેના ઉપર જળ રેડવાથી તેની દાહક શક્તિના નાશ થય છે દાહક શક્તિ જતી રહેવાથી આપણે દાઝી શકતા નથી અને દાહક શક્તિ જવાથી તેનું રૂપાતર થઈ નીચી પદવી કોલસો કહેવામા આવે છે અગ્નિમા જે દાહક શક્તિ હતી તેજ અગ્નિનો ધમ તેણે પોતાનો ધમ ત્યજ્યો જેથી તેનો નાશ થયો મનુષ્ય ધમ મનુષ્યત્વ પશુનો ધમ પશુત્વ છે સૃષ્ટમા જેમ જડ ચેતન પદાર્થો ધમથી બધાએલા છે તેમ દેવો પણ ધમથી બધાએલા છે

સૂર્ય અને ચદ્ર પોતાનો પ્રકાશ આપવાનો ધમ ચુકે તો ઘોર અધારામા આપણી કેવી દશા થાય! વરૂણદેવ પોતાનો ધમ ચુકે તે જળ વિના આપણી કેવી દશા થાય! વાયુદેવ જો ધમ ચુકે તો હવા વગર આપણી કેવી દશા થાય! શું આ ધમની શક્તિ ઓછી છે તેની સત્તા પ્રબળ છે તેનું રાજ્ય પશુ મનુષ્ય અને દેવો ઉપર પ્રવૃત્તિ રહ્યું છે

ધમ વિનાનું કાઈજ નથી ધર્મ એજ સત્ય તત્ત્વ છે ધમ એજ-ધનભડાર ધર્મ વડેજ સંસાર અને સવ વહેવાર છે ધર્મ એ સહજ વસ્તુ છે ધમ માટે કેટલાએ જણાએ પોતાના બલિદાનો આપ્યા છે ધમની સત્તા વિના જગત્ એક ક્ષણપણ રહી શકતું નથી ધમની સત્તા હમેશને માટે કાયમ છે

પિતા પુત્રી ભગિની-ભ્રાતા એકાતમા હોવા છતા એક બીજાના હૃદયમા દુષ્ટ વાસના ઉત્પન્ન નહીં થવા દેનાર જે શક્તિ તે ધમની છે માટે ધર્મનો ત્યાગ કરવોજ નહીં

કામને વશ થઇને ધર્મનો ત્યાગ કરવો નહીં ભયને વશ થઇને ધર્મનો ત્યાગ કરવો નહીં લોભને વશ થઇને ધમનો ત્યાગ કરવો નહીં કેમકે ધર્મ નિત્ય છે અને સુખદુખ અનિત્ય છે જીવ નિત્ય છે અને તેનો હેતુ અનિત્ય છે ધર્મ જો ડુબ્યો તો તે સર્વને ડુબાડે છે અને તેનું રક્ષણ થયુ તો તો તે સૌની રક્ષા કરે છે તે માટે ધમનો નાશ કરવો નહીં

# નવો જમાનો.

લેખક : :: :: :: :: :: :: :: :: :: શ્રી મગનલાલ દ. ગાંધી.

૧. બુદ્ધિનો અભાવ હોવા છતાં, સભા વચ્ચે ગંભીર રહી મૌનતા સેવી, દરેક વસ્તુ બરાબર સમજતા હોવાનો દેખાવ કરવો એ નવો જમાનો.

૨. દેશ નેતાનું દુઃખદ અવસાન થયું છે, તેથી લગ્ન નહિ કરવાની બીજાને સલાહ આપવી અને લગ્નના બહાના હેઠળ ગોઠવાએલ મિજબાનીમાં ભાગ લેવો એ નવો જમાનો.

૩. પોતાની શક્તિનો વિચાર કર્યા વગર બીજાનું વધારે પડતું સારૂં બોલી આગળ આવવાના વિચાર સેવવા એ નવો જમાનો.

૪. ચારિત્રહીન થયા પછી ચારિત્રશુદ્ધતાનો દેખાવ કરવા ઢોંઇને હેરાન કરાવવા એ નવો જમાનો

૫. વાર્ષિક પરીક્ષાઓમાં લાગવગથી પાસ થવું અને 'વકીલ' કે 'ડોક્ટર', થવાની ઇમારતો બાંધવી એજ નવો જમાનો.

૬. સમાજવાદને શોભે તેવું એક પણ કાર્ય કર્યા વગર સમાજવાદી હોવાનો દાવો કરવો એ આજનો નવો જમાનો.

૭. પિતા માતાની જાણ બહાર યુવક-યુવતીએ સાથે ફરવું અને ઘરમાં આજ્ઞાંકિત પુત્ર-પુત્રી હોવાની માન્યતા બંધાવવી એ આજનો જમાનો.

૮. યુવક-યુવતીના સંબંધ બાંધતી વખતે માતા પિતારૂપી અંકોડાથી "યુવકેજ" યુવતીને પસંદ કર્યાની સંમતિ કે અસંમતિ દર્શાવવી એ નવો જમાનો.

૯ પુત્રીનાં લગ્ન વખતે 'ગીત'ના પૈસા લઈ પુત્રીને પાછા ન આપતાં, પોતાની પાસે રાખવા એ આજનો નવો જમાનો.

## મીઠાં ઝરણાં.

લેખકઃ—શ્રી કોકિલ પરીખ. અમદાવાદ

૧ પ્રગતિના પગરણ માંડવા હોય તો હિંમતરૂપી શસ્ત્ર હાથ ધરો અને બળરૂપી બખ્તર ધારણ કરો.

૨ આશા મનુષ્યનું જીવન છે, જીવનદાતા છે.

૩ અસત્ય બોલવું એ દુર્બળતાની નિશાની નહિ તો બીજું શું?

૪ સંગીત એ દુઃખનો દિલાસો છે.

૫ જીંદગી વહેતા પાણી જેવી છે. જે કાર્ય કરવું હોય તે અત્યારેજ કરો.

૬ મૈત્રી એ આશિર્વાદ છે. એના વગર દુઃખ સામે ઝઝુમી શકાતું નથી.

૭ મનુષ્યે ઉન્નતિને માટે બહાર મથતા પહેલાં, પોતાના વિચારોને ઉન્નત કરવા જોઈએ.

# :: :: :: :: :: :: :: તંત્રીસ્થાનેથી.

એકમન્ અનાદિત્વઃ—અત્યારે ચોતરફ એકમની જ વાત થઈ રહી છે અને જ્યાં ત્યાં જુદાં જુદાં રાજ્યોનાં પ્રાદેશિક અનુકૂળતાએ એકમો રચાઈ રહ્યાં છે. એકમની આ ભાવના તદ્દન નવીન છે એવું નથી. આપણા ધર્મના સિદ્ધાંત પ્રમાણે 'હું' એક અનેક રૂપે થાઉં છું' એ પ્રમાણેના પરબ્રહ્મ પરમાત્માના ઉદ્ગારો એકમના અનાદિત્વને સાબિત કરે છે અદ્વૈતવાદનો સિદ્ધાંત પણ ઈશ્વર એક છે અને અનેક રૂપે ભાસતો જણાય છે એમ સૂચવે છે. મૂળ એકમ રૂપી પરબ્રહ્મમાંથી સારાયે જગતની અને જગતમાંની જડ વસ્તુ અને ચૈતન્યમય પ્રાણીઓની ઉત્પત્તિ છે અને બધા જીવોના પ્રયાસો પોતે જે પર બ્રહ્મમાંથી ઉત્પન્ન થયા છે તેમાં ભળી જઈ તેની સાથે એક થઈ જવા માટેના છે આ હિસાબે એકમમાંથી અનેકત્વ અને અનેકત્વનું એકત્વ એ જાતની ચાલી આવતી પ્રણાલિકા એકમ જુગજુનું છે એ સિદ્ધ કરે છે. પણ ભિન્નત્વની ભાવના રફતે રફતે એટલી હદસુધી પહોંચવા પામી છે કે અત્યારે એકમનું સર્જન એ જાણે કેમ તદ્દન નવું હોય એમ ઘડીકભર લાગે. અરે ! ઉંડા વિચાર કરીએ તો અવશ્ય માલમ પડે કે એકમ ઉપર તો આખી આલમ અવલંબી છે. ગૃહ, કુટુંબ, જ્ઞાતિ, સમાજ, રાષ્ટ્ર, દેશ, ખંડ અને સારૂંયે વિશ્વ એ બધાં ઉત્તરોત્તર નાનાં મોટાં એકમો જ છે, અને આ બધાં ભિન્ન ભિન્ન એકમો આબાદ એટલે વિશ્વ શાંતિની સહજતા. પણ આપણે તો 'વસુધા એજ કુટુંબ છે' એ જાતનાં મોટાં એકમની મોટેથી વાતો કરવી છે અને ભિન્નત્વ એટલી હદ સુધી કેળવવું છે કે એક ઘરમાં પણ જોઈએ તેવી સંતોષકારક ઐક્યતાદ્વારા ઘરનું એકમ પણ આબાદ બનાવી શકાતું નથી.

આ સાબિત કરે છે કે એકમ માટેની આપણી બધી વાતો ઉપલકીઆ છે ખરૂં જોતાં, બાહ્ય એકમના ડિંબાગ કરતાં આંતરિક એકમ કેળવવાની પ્રથમ આવશ્યક્તા છે. સારાયે વિશ્વમાં વસનાર સર્વ પ્રાણીઓ એક પરમાત્મા પિતાનો પરિવાર છે એ જાતની ભાવના જો દિન પ્રતિદિન સમાજમાં દ્રઢ બનતી જાય તો પરસ્પર બાઈચારો સહેજે કેળવાય. પણ જ્યાં આગળ અત્યારે આખીયે દુનીઆમાં કોમીભેદ, રંગભેદ, ધર્મભેદ અને જાતિભેદ એવા જુદા જુદા ભેદનાં કારણે પૂરતી વિષમતા વ્યાપી રહી છે અને વિષમતા વૈર વર્ધક અને ખુનામરકી, આગ, લુંટફાટ તેમજ તરતોફાનનાં કારણરૂપ બની છે ત્યાં આગળ આવી વિષમથી વ્યાપક વિષમતાને ફેલાવવા અને સુખકર સમતા સ્થાપવા કેવા પ્રબળ પ્રયાસની જરૂર છે તે સહેજે સમજાય તેવું છે.

જુદા જુદા ધંધાદારીઓનાં એસોશીએશનો પણ એકમનાંજ સ્વરૂપો છે. આ એસોશીએશનોમાંના ઘણાખરાં તો

સમાજને સુખરૂપ બનવાને બદલે સમાજને સુસવાર જ મારક પડ્યા છે

આપણું શાસન કરનારા એકમો એકમના સત્ય સિદ્ધાંતને સમજી, પરસ્પરનું સાચું ઐક્ય કેળવી જનસમૂહના એકમના હિતને હૈયે ધરી નિસ્વાર્થ વૃત્તિથી તેમજ નિષ્પક્ષપાતપણે યોગ્ય શાસન કરે અને અનેક રીતે પિસાઈ રહેતી પ્રજા સુખ અને શાંતિનો સાચો સ્વાદ અનુભવે તોજ એકમોના આવિર્ભાવનો અનેરો આનંદ પ્રભુ આ વખત વહેલો લાવે

× × ×

ગોળ પરિષદની સફળતા —પ્રભુ કૃપાએ આપણી મોરબી મુકામે ભરાયેલી ગોળ પરિષદ્ સફળ રીતે પાર ઉતરી અને બંધારણ વગેરેમાં ઘરતા ફેરફારો પણ કરાયા આ બધી વિગતથી વાચકવર્ગ અતાંકમાના પરિષદ્ ઉપરના લખાણથી સારી રીતે વાકેફ થયો હશે

આ પરિષદમાં ગંગસ્વરૂપ જીવીબ્હેનનું વક્તવ્ય ખાસ મહત્વનું ગણાય તેમનાથી અપાએલો વિધવાઓની કરૂણ સ્થિતિનો ચિતાર ખરેખર હૃદયભેદક છે જો આ પરિષદમાં વિધવાઓની કરૂણ દશા મિટાવવા નિમિત્તે અને તેમને હુન્નર ઉદ્યોગના રસ્તે ચડાવવા નિમિત્તે એક ફંડની શરૂઆત કરવામાં આવી હોત અને તેને માટે સક્રિય પગલા લેવાયા હોત તો પરિષદની કારકીર્દિ વધુ ઉજ્જવળ બનત, કારણકે અગાઉનું વિધવા ફંડ ખલાસ થવા આવ્યું છે એ વાત જાણીતી છે

બીજી બાજુ મરજાદ ભોગવતા અને આર્થિક દ્રષ્ટિએ પિસાતા કઈક કુટુંબો પડ્યાં છે તેમને પણ આર્થિક સહાય અર્થે જો પરિષદે ભંડોળની શરૂઆત કરી હોત તો તે બાબત પણ જરૂરી હતી

પરિષદ્ ભરાયા પહેલા, પધારો પરિષદ્ મૈયા' એ લેખમાં અમે તંત્રી સ્થાનેથી ખાસ ઉલ્લેખ કર્યો હતો કે જો એક મધ્યસ્થ ફંડ ઉભુ કરાય તો તેમાંથી નિસહાય એવા કઈકને રાહત આપવાનું બનવા પામે

અલબત્ત મોઢ શુભેચ્છક ફંડ' આ બધી બાબતોમાં પોતાથી બનતું કરે છે પણ ગરીબ અને નિરાધારોની રંગ એટલી મોટી બનવા પામી છે કે તેને પહોંચી વળવું આ ફંડથી નજ બને એટલે ગોળનું એકમ ગોળની અંદર આ જાતની રાહત રાખવાનો પ્રબંધ કરે તો ઉપરના ફંડમાંથી બીજા વધુ જણને લાભ મળવા પામે

વળી એ બાબત પણ લક્ષમાં લેવા જેવી છે કે જ્યાંસુધી આવા મધ્યસ્થ ફંડનો અભાવ છે ત્યાંસુધી ગોળની અંદરના શ્રીમંતોની એ અનિવાર્ય ફરજ છે કે તેમણે આ 'મોઢ શુભેચ્છક ફંડ' તરફ પોતાનો પૂરો ઉદાર હાથ લંબાવવો કેમકે આ ફંડ સમગ્ર મોઢ જનતાના હિતાર્થે છે અને દશા વિસાના ભેદભાવ વગર સાચી જરૂરિઆતવાળા જણને તેમાંથી સહાય કરાય છે

હવે મળનારી પરિષદની કાર્યવાહક

કમીગી મધ્યસ્થ ફંડની વાત લક્ષમા પ્રબંધ કરવા પ્રયાસ આદરે તો એ લઈ તે માટે ઘટતા સક્રિય પગલાનો ઇચ્છનીય છે



જન્મ—જામનગર મેતા રમણિકલાલ દ્વારકાદાસને ત્યાં પુત્ર જન્મતા ૧૧-૬-૪૮

# શ્રી મોરબી મોઢ વણિક ગોળ પરિષદ

## એક સમાલોચના.

લેખક—શ્રી રતિલાલ દરજીવનદાસ મણિયાર બી. એ. બી. ટી. વઢવાણકેમ્પ.

**લાયક પ્રમુખની ચૂંટણી**—'મોઢ મહોદય' ના વૈશાખ માસના અંકમાં 'શ્રી મોરબી ગોળ પરિષદ-કેટલીક સૂચનાઓ' નામક મારા લેખમાં મેં જાહેર કર્યું હતું કે ગોળ પરિષદની સફળતા મુખ્યત્વે યોગ્ય પ્રમુખશ્રીની ચૂંટણીપર અવલંબે છે. તદનુસાર પરિષદને **શ્રી નારણદાસ શેઠ** જેવા યુવક વયના, ઉત્સાહી, આક્રોશ, જ્ઞાતિહિતની ધગશવાળા, વ્યવહારકુશળ, સેવાભાવી જૂન સાથી અને નૂતન માનસ બન્નેને સંતોષી શકે તેવા પ્રમુખશ્રી મળ્યા, જેથી મોરબી પરિષદ ફતેહમંદીથી ઇશ્વર કૃપાએ પાર પડી પ્રમુખસ્થાનેથી અપાયેલ ભાષણ મનનીય છે એટલુંજ નહિ પણ આ પરિવર્તનકાળને સાચું માર્ગદર્શન આપનારૂં છે.

**યુવકો અને પ્રતિનિધિત્વ**—પરિષદના પ્રતિનિધિઓ ચૂંટણીની જૂની રીત-રસમ મુજબ મોટા ભાગે ચૂંટાઇને આવ્યા હતા તેથી યુવકોને પ્રતિનિધિત્વ બહુ જૂજ મળ્યું હતું. અમુક તાલુકાઓમાં મહાજનના શાણા અગ્રેસરોએ ખાસ જોઇને યુવાનોને સ્થાન આપ્યું હતું, પણ મોટે ભાગે યુવાનોને પ્રતિનિધિત્વ મળ્યું ન હતું હવે પછી પરિષદના પ્રતિનિધિઓની ચૂંટણી બૅલટ ગુપ્ત મતદાન પદ્ધતિએ કરવી, એવા પરિષદમાં પસાર થયેલા ઠરાવે યુવકોમા ઉત્સાહ અને આનંદ પ્રેર્યો હતો. લોકશાહીના આ જમાનામાં આ વ્યાજબી પ્રથા છે એની ગેરૂ ના પાડી શકે તેમ નથી, છતાં તેમાંય પૂરતી સાવધાનતા રાખવાની ખાસ જરૂર છે.

**યુવકોનો નિરધાર**—આજનો યુવાન રચનાત્મક કાર્યક્રમમાં માને છે. યુવકો પરિષદને તોડી પાડવા માગતા નથી; ઉલ્ટું **પરિષદને સંપૂર્ણ સાથ આપી ફતેહમંદ બનાવવા માગે છે, એવા યુવકોના સ્પષ્ટ નિરધારે પરિષદના વાતાવરણને સ્વચ્છ અને સુંદર બનાવ્યું હતું.** યુવકો, વડીલો, મુરબ્બીઓનો વિશ્વાસ સંપાદન કરી, સાથ મેળવી કાર્ય કરવા ઇચ્છે છે એવી આ **સેવકની જાહેરાતે** પરિષદમાં સારૂં વાતાવરણ જન્માવ્યું હતું. આ પરિષદમાં યુવાન માનસનો સારો એવો પડઘો પડ્યો હતો અને તેમાંય કેટલેક અંશે સફળતા પણ પ્રાપ્ત થઇ છે. આ પરિવર્તનકાળનું એક શુભ ચિન્હ છે. વડીલો, મુરબ્બીઓ, યુવકોના વક્તવ્યથી કેટલેક અંશે ભડકતા બંધ થવા છે એ પણ સમયની બલિહારી છે

**ગોળની સરહદ વિસ્તાર**—પરિષદે ધારાપોથામાંથી ગોળ વિસ્તારની બાબતમાં **સર્વાનુમતિની** અગત્યભરી કલમને રદ કરીને જ્ઞાતિના સમજદાર વર્ગને ભારે સંતોષ આપ્યો છે. આ રીતે પરિષદે ગોળની **સરહદ વિસ્તાર કરવાનો સિદ્ધાંત ઘણા લાંબા વખતે સ્વીકાર્યો** એ બીના આનંદજનક છે. ધોળકા તરફની અરજી ગોળમા ભળવા માટે આવી હતી એ બાબત પરિષદે સર્વાનુમતિથી ઠરાવ કર્યો કે ધોળકા માટે એક તપાસ કમીટી નીમી તપાસ કરાવવી અને કમીટીનો રિપોર્ટ સંતોષકારક જણાય તો કાર્યવાહક કમીટીએ ધોળકાને ગોળમાં ભેળવવું. આ રીતે પરિષદે **ગોળ વિસ્તારના પ્રશ્નને** અપનાવેલ છે એ પણ વ્યાજબી થયેલ છે. ગોળ વિસ્તારથી

જ્ઞાતિનું હિત વધશે જ એમાં હવે શંકાને સ્થાન નથી. મર્યાદિત વિસ્તારના મળગતા અને મોરબી પરિષદે સારું માર્ગદર્શન આપ્યું છે.

**ધારાધોરણમાં યોગ્ય સુધારા-વધારા**—પરિષદે સમયાનુસાર ધારાધોરણમાં યોગ્ય સુધારા-વધારા કર્યા છે. એ પણ વ્યાજબી થયું છે. પરિષદ જો લાંબા વખત સુધી ન ભરાય, નિયમિત ન ભરાય અને પોતાને અપાયેલા ફેંસલાઓ માટે જેમને પરિષદને અપીલ કરવી હોય તે બધાને ખૂબ રાહ જોવી ન પડે તે માટે દર ત્રીજે વર્ષે ચોવીસ તાલુકાના એક એક પ્રતિનિધિને બોલાવી તેમાંથી દશ સભ્યોની એક ન્યાય કમીટી નીમી તેવા પ્રશ્નોનો નિકાલ લાવવો. ખરેખર આ યોગ્યજ થયું છે. આ ઉપરથી પરિષદ નિયમિત ભરાવી જોઈએ, એને દરકત ન આવે એ ખાસ જોવાવું જોઈએ. મર્યાદિત વિસ્તારના સુધારાએ પરિષદમાં થોડું ભંગાણ પાડ્યું હતું પણ જ્ઞાતિના શાણા આગેવાનોની સમજાવટથી એ ભંગાણ થોડાજ કલાકોમાં સંધાઈ ગયું અને પરિષદનું કાર્ય આગળ ચાલ્યું. સજાઓની બાબતમાં એકજ પ્રકારની શિક્ષા હતી તેને બદલે ગુન્હાના પ્રકારને ધ્યાનમાં લઈ ઘટતી શિક્ષા કરવા કાર્યવાહક કમીટીને છૂટ અપાય છે તે યોગ્યજ થયું છે. આપણા ગોળનો ઉદ્દેશ, કાર્યક્ષેત્ર અને બંધારણ અને તેના અમલને અંગે કાંઇ ફેરફાર કે સુધારા વધારા કરવાની જરૂરિયાત છે કે નહિ અને જો જરૂરિયાત હોય તો કેવા પ્રકારના સુધારા વધારા કરવા એ બાબતમાં પરિષદે એક તપાસ **સમીતિ** નીમી જમાનાની સાથે આગેકૂચ કરી છે એ ચોકસ છે. પ્રમુખશ્રીને વધારાના પાંચ પ્રતિનિધિઓ નીમવાની સત્તા આપવામાં આવી છે તે યોગ્ય થયું છે.

**કોંગ્રેસની નવી કાર્યવાહક કમીટી**—નવી કાર્યવાહક કમીટીની ચૂંટણી માટે પ્રથમ ૧૬ નામો રજુ કરાયા હતા, જેના ઉપર બીજા ૨૧ નામો બીજા સ્થળોએથી સૂચવવામાં આવ્યા હતા. એમાંથી થોડા ઉમેદવારો ખસી જવાથી છેવટે ૨૮ નામો રહ્યા હતા. **ગુપ્ત મતદાન પદ્ધતિએ કાર્યવાહક કમીટીની ચુંટણી કરવામાં આવી હતી એ ઘણું સારું થયું** છે અને તેમાં પ્રથમ રજુ કરાયેલાજ ગૃહસ્થો ચૂંટાયા હતા. બેલટ પદ્ધતિ આપણી જ્ઞાતિમાં તદ્દન નવી હોઇ શરૂઆતમાં **કેટલીક ખામીઓ દૃષ્ટિગોચર થતી હતી** દા. ત. અમુક તાલુકાઓના પ્રતિનિધિઓ અંદરોઅંદર એકજ નામોના લીસ્ટની નકલ કરતા જોવામાં આવ્યા હતા. ભવિષ્યમાં આ પ્રથામાં સુધારો થશે એમ આશા રખાય છે. નવી કમીટીમાં **વાંકાનેર, સાયલા, પાળીયાદ, શિહોર**ના નવા તત્વોને આ વખતે સ્થાન આપવામાં આવ્યું છે તે વ્યાજબી થયેલ છે. યુવકોમાંથી નૂતન [illegible] પરિષદમાં આવેલા **વઢવાણકેમ્પવાળા શ્રી રતિલાલ હરજીવનદાસ મણિયારને ચાલીસ મત અને અમરેલીવાળા શ્રી જીવરાજભાઇ લલ્લુભાઇને પાંત્રીસ મત** મળ્યા તે સમયનો પ્રવાહ યુવકોની તરફેણમાં બદલાયો છે તે સૂચવે છે. કમીટીમાં સભ્યોની જગ્યા ખાલી પડયે લાયક યુવકોને પ્રમુખશ્રી સ્થાન આપશે એવી આશા રાખવામાં આવે છે.

**ન્યાય કમીટી, હિસાબ કમીટી**—પરિષદની ન્યાય **કમીટીએ** અપીલો સાંભળીને ગુન્હેગારોને થયેલી શિક્ષામાં જે રાહત આપી છે તે પ્રશંસનીય છે. ન્યાય કમીટીના સભ્યો બધા નિષ્પક્ષપાત હતા અને તેમના ચૂકાદાએ પરિષદમાં સારું વાતાવરણ પેદા કર્યું હતું. પરિષદની **હિસાબ કમીટીએ** પરિષદના હિસાબમાં જે ખામીઓ બતાવી છે તે દિલગીર થવા જેવું છે. ભવિષ્યમાં આવી ખામીઓ ન રહે અને દરવર્ષે હિસાબ નિયમિત

અને ઓડીટ થાય અને બહાર પડે તે માટે પરિષદે એક કમીટી નીમી જે પ્રબંધ કર્યો છે તે પ્રશંસનીય છે.

**"મોઢ મહોદય" ને અંજલી—** અખિલ મોઢ વણિક કોમના એકના એક વાજીંત્ર 'મોઢ મહોદયે' જ્ઞાતિની ઘણી સેવા કરી છે. 'મોઢ મહોદયે' જ્ઞાતિ સમાજને પચે તેવી રીતે સુધારાનો રાહ જ્ઞાતિને બતાવી જ્ઞાતિની સેવા કરી છે તેની કોઇ ના પાડી શકે તેમ નથી. 'મહોદય' ના વૈશાખ માસના અંકમાં તંત્રીસ્થાનેથી હિંમતપૂર્વક જે સૂચનો પરિષદ પ્રસંગે રજુ કરવામા આવ્યા છે તે **'મહોદય' ની નીતિ જૂનવાણી નથી, બલ્કે સુધારણાની સંપૂર્ણ તરફેણ કરનારી છે એમ સૂચવે છે.** જ્ઞાતિબંધુઓ 'મહોદય' ને પોષી, તેને સંપૂર્ણ સાથ આપી **'મહોદય' જ્ઞાતિની વધુને વધુ સેવા કરવા તત્પર થાય એવું વાતાવરણ જન્માવશે.** 'મહોદયે' વખતોવખત યુવક માનસને પ્રકટ થવા દીધુ છે, તેની કોઇ ના પાડી શકે તેમ નથી. પરિષદના પ્રમુખશ્રીએ 'મોઢ મહોદય'ને મદદ કરવા અને તેને પોત્સાહન આપવા જે અપીલ કરી છે તેને હું સંપૂર્ણ ટેકો આપુ છું અને ઇચ્છું છું કે જ્ઞાતિબંધુઓ દરેક પ્રકારે 'મહોદય'ને મદદ કરી અપનાવશે

**ઉપસંહાર—મોરબી મોઢ મહાજને** પરિષદના મહેમાનોની જે સમતાપૂર્વક સરભરા કરી છે તેને માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. પરિષદના **સ્વયંસેવકોએ, પ્રગતિ સંઘના સભ્યોએ** સેવા કરવાની વૃત્તિથી પોતાની ફરજ યથાર્થ રીતે બજાવી જ્ઞાતિબંધુઓને સંતોષ આપ્યો છે. આગામી પરિષદ હળવદ મુકામે સં. ૨૦૦૫ ના આસો માસમાં ભરવા માટે હળવદ મહાજનવતી શ્રી પુરષોત્તમદાસ મહાદેવભાઇએ આમંત્રણ આપ્યું છે. આવતી પરિષદ હળવદ મુકામે નિશ્ચિત સમયે નિયમિત રીતે ભરાશેજ એવી આશા રાખવામાં આવે છે. હળવદ મહાજનનો ઉત્સાહ જોતાં તેમાં કોઇ શંકાને સ્થાન નથી. શ્રી નારણદાસભાઇની સુંદર દોરવણીથી પરિષદ ઉત્માહના વાતાવરણમાં સારૂં કાર્ય કરી ફતેહમંદીથી પાર પડી છે તે માટે તેઓને અભિનંદન ઘટે છે. **મોરબી પરિષદ ઝિંદાબાદ !!**



અભિનંદન—ભાવનગર. શ્રી વ્રજલાલ વોરાની ગોહિલવાડ જીલ્લા પ્રજા-સમિતિના ઉપપ્રમુખ તરીકે વરણી થઇ છે. શ્રી વ્રજલાલ જેવા બાહોશ અને સેવાભાવી ગૃહસ્થની યોગ્ય કદર થવા માટે અમારાં અભિનંદન.

# ઉન્મની અવસ્થા.

:: લેખક ::
શેઠ રમણલાલ લલ્લુભાઈ અમદાવાદ.

જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે, જેણે તત્ત્વદષ્ટિથી તત્ત્વનો વિચાર કર્યો છે, તેજ સ્વ. સ્વરૂપને પ્રાપ્ત થાય છે. અને સ્વ. સ્વરૂપને પ્રાપ્ત થયો એટલે તેના અંતઃકરણમાં ઉત્તમ સમાધાન થાય છે જ્ઞાનથીજ જન્મ મરણ નિવૃત્ત થાય છે. જેમને જ્ઞાન થયુ છે તેઓજ તર્યા છે, અને જેમનાં બંધન તુટી ગયાં છે તેઓજ મુક્ત થયા છે. જન્મ મરણના ફેરામાંથી મુક્ત થવું તેનુ નામજ મોક્ષ છે અને બ્રહ્મનો વિચાર કરવાથીજ તે મોક્ષરૂપી બ્રહ્મ વસ્તુની પ્રાપ્તિ થાય છે, અને તેથીજ આપણે પોતેજ તે પરબ્રહ્મ છીએ અર્થાત્ "સો ऽहं" એ મહા વાકયનું તાત્પર્ય મહાપુરૂષો સ્વ મુખે બતાવે છે.

પરમાત્મા નિર્ગુણ અને નિરાકાર છે અને અપાર છે. નિત્ય-નિરંતર જેવોને તેવો એક રસજ છે. સર્વમાં વ્યાપક છે. અનેકમાં એક છે. વિવેક, વિચારથી તથા તર્કથી પર છે. હું અને નિર્ગુણ એવા પરમાત્માની ઓળખાણ કરવાથી આત્મનિવેદન થાય છે અને ભક્ત પરમાત્માના શાશ્વતપણાનો અનુભવ કરે છે: આ પ્રમાણે ભક્ત પરમાત્માને ઓળખતાં ઓળખતાં પરમાત્મામાજ તદ્રુપ થઇ જાય છે અને પરમાત્મામાં તથા ભક્તમાં બીલકુલ ભિન્નતા રહેતી નથી, જે પૃથક હોતો નથી તેજ ભક્ત છે, બદ્ધ હોતો નથી તેજ મુક્ત છે.

માયા અને બ્રહ્મ, જીવ અને શિવ, સાર અને અસાર, ભાવ અને અભાવ એનું જ્ઞાન મેળવવાથી જન્મ મરણ નષ્ટ થાય છે. કર્તા કોણ છે અને બંધન મોક્ષ કોને થાય છે, એનું નિશ્ચયપણે જ્ઞાન મેળવવાથી છુટો થાય છે. જે માણસ પરમાત્માં નિર્ગુણ છે એમ જાણે છે, હું કોણ છું તે જાણે છે, અને એક-નિષ્ટપણાંના લક્ષણોને જાણે છે તે મુક્ત થાય છે. જેણે જેટલું જાણ્યું તેણે તેટલું દશ્ય જગતને આળેગ્યુ સમજવું. તેનું તો હુંપણાનું મુળજ નષ્ટ થઈ જાય છે જાણનારને જાણ્યા વિના નાના પ્રકારના કરોડો સાધન કરવામાં આવે તો પણ તે મોક્ષનો અધિકારી થતો નથી. માયા અને બ્રહ્મને ઓળખવા જોઇએ. પોતાને પણ પોતે જાણવો જોઇએ. આટલું કરવાથી જન્મ મરણનો ફેરો ટળી જાય છે.

બ્રહ્મની પ્રાપ્તિ, દશ્યનું નિરાકરણ કરતાં સ્વાનુભવથીજ થાય છે. અનુભવ ગમ્યજ છે. જ્ઞાનદષ્ટિએ જોવાની વસ્તુ ચર્મચક્ષુથી દેખાતી નથી. અંતરના અનુભવની વાત હૃદયની વસ્તુજ જાણી શકે છે. સર્વસાક્ષીણી એક તુર્યાવસ્થાજ માત્ર એક બ્રહ્મને માયાને અને અનુભવને જાણનારી છે. એનું સાક્ષિત્વવૃત્તિનું કારણ છે એટલે કે વૃત્તિ તુર્યામાં રહે છે અને પછી ઉન્મની અવસ્થા અર્થાત્ નિવૃત્તિની દશા છે. એ ઉન્મની અવસ્થામાં વિજ્ઞાન પણ લય પામી જાય છે. એ ઉન્મની અવસ્થામાં અજ્ઞાન નષ્ટ થઈ જાય છે, જ્ઞાન પણ રહેતું નથી અને વૃત્તિ પરમ બ્રહ્મમાં લીન જાય છે. એજ પરબ્રહ્મ છે. એમાં કલ્પનાનો અંત આવી જાય છે. એજ યોગીજનોનું વિશ્રામ છે. એ અનુભવથીજ જાણી શકાય છે. ઓમ્ ઇતિ.

# ડૉ. મદનજી જેઠાભાઈ સૅમીચેરીટેબલ લૅબોરેટરી.

આ નામની સંસ્થા રાજકોટમાં છે અને તે આપણા જ્ઞાતિ પ્રિય લોકસેવક સુપ્રસિદ્ધ સદ્ગત ડૉ. મદનજીભાઈના સુપુત્ર ડૉ. બિહારીલાલે ઇ. સ. ૧૯૪૫ માં રાજકોટમાં પોતાના પુણ્યશ્લોક અને વંદનીય પિતાના પુણ્ય નામથી જનતાની સેવા કરી શકાય એ આશયથી ચાલુ કરી છે. રાજકોટની અંદર આ જાતની પહેલીજ સંસ્થા ચાલુ થયેલ છે. બલ્કે સાથે સૌરાષ્ટ્રમાં આ પહેલીજ સંસ્થા છે. આ સંસ્થાનો, મધ્યમ વર્ગના તથા ગરીબ વર્ગનાને પુરતો લાભ મળે તે ભાવનાથી ગરીબો માટે તદ્દન મફત અને મધ્યમ વર્ગના માટે ઓછી ફી લઈને કામ કરાવી શકાય છે.

આજના મોંઘવારી ને કટોકટીના જમાનામાં બીમારોને તો આવા ખર્ચના મતાર ઉભા થતા જ નથી. ગરીબોને



ડૉક્ટર મદનજી જેઠાભાઇ.




દરવાજાનો ભાગ.



અંદરનો ભાગ.

માટે હૈસ્પીટલોમાં પણ સગવડતા હોય છે, ખરી અગવડતા મધ્યમવર્ગના માણસોને જ ભોગવવી પડે છે

અત્યારના મકાનોમાં દર્દીઓની ચિકિત્સા કરવા માટે આવી લેબોરેટરીની કેટલી જરૂરીઆત છે તે વિષે લખવું યોગ્ય નથી યોગ્ય સમજે. દર્દીઓની બિમારી દરમ્યાન, આ સાધનોથી અને સગવડતાથી, ડોકટરને સુગમતા પડે છે અને દર્દીઓને ઘણી રાહત મળે છે. ચિકિત્સા એજ રોગની મારવાનું પહેલું,



લેબોરેટરી

પમથીયું છે અને સમયસર ચિકિત્સા થઇ એટલે અધું દર્દ ઓછું થયાં એમ ડોકટરોને જાણ થાય છે અને તેઓને પછીની સારવાર કરવામાં ઘણી સરલતા પડે છે. અલબત્ત, આધુનિક સગવડતાઓ સામાન્ય અને સાધારણ કુટુંબે માટે બહુ ખર્ચાળ થઇ પડે છે. જ્યાં દવાઓનું ખર્ચ પણ મોંઘુ પડે ત્યાં આવી ખાસ તપાસો તો ક્યાંથી કરાવી શકાય? આથ

આવાં કુટુંબોને આ સગવડતા મળે એ એ ભાવનાથી ઉપરની સંસ્થા અસ્તિત્વમાં આવી છે અને અત્યારસુધીની સેવાની ઘણી કદર કરવામાં આવી છે.

આજકાલના ડૉકટરો પણ લોહી, પેસાબ, થુંક વગેરે તપાસવાની ભલામણ દરેક પ્રકારના દર્દીઓને કરે છે ત્યારે આ સંસ્થાથી મધ્યમવર્ગનાને ઘણોજ ફાયદો થયો છે અને થાય છે.

સદ્‌ગત ડૉ. મદનજીભાઇના સતકાર્યની રૂપરેખા "મોઢ મહોદય" ના વાચકોને, મોઢ જ્ઞાતિ બંધુને અજાણી નથી. તેમણે રાજકોટની જનતાની જે સેવા કરી છે તેથી આજે પણ રાજકોટની જનતાના હૃદયમાં એટલા જ પુણ્ય સ્મરણીય બની વસી રહેલા છે. તેમની જ્ઞાતિ સેવાથી જ્ઞાતિજનો પણ તેટલા જ તેમના ઋણી છે તેમાંય તેમના સુપુત્ર ડૉ. બિહારીલાલે આ સંસ્થા ઉભી કરી માત્ર રાજકોટમાં જ નહીં પણ સમસ્ત સૌરાષ્ટ્રમાં એક અનોખી જનસેવાની વિરલ ભાત પાડી છે.

ડૉ. બિહારીલાલભાઇ, મુંબઇ યુનીવર્સીટીના ડબલ ગ્રેજ્યુએટ છે. તેમણે B. Sc તથા M. B. B. S. પાસ કરી છે. વળી રેડીઓલોજીની ડીપ્લોમા D. M. R. પણ મેળવી છે. પરન્તુ તેઓ મેડીકલ પ્રેકટીસ નહીં કરતા ધંધામાં જોડાઇ ગયા છે.

પિતાનો "પરોપકારાય સતાં વિભૂતયઃ" નો સુવર્ણ મંત્રનો વારસો પુત્રને મળેલો છે અને આવાજ બીજા જનકલ્યાણના કામો કરે એજ જગતકર્તા પ્રત્યે પ્રાર્થના.

ડૉ. બિહારીલાલભાઇની આંતરિક ઇચ્છા એવી છે કે આ સંસ્થા ગરીબ અને શ્રીમંતના કશા ભેદભાવ વગર સૌને કંઇપણ ચાર્જ લીધા વિના સરખો લાભ આપે. સંસ્થાને સ્થપાયાં હજી બે વર્ષ થયાં છે, પણ આ બે વર્ષ દરમ્યાન જે હેતુથી સંસ્થા સ્થાપવામાં આવી છે તે હેતુ મોટાં પ્રમાણમાં બર આવ્યો છે. પરમાત્મા ડૉ. બિહારીલાલભાઇની ઇચ્છા બર લાવો.

⁂ ⁂ ⁂

**શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઇ મોઢ વિદ્યાર્થી ભવન** રાજકોટને—૧૯૪૮ મે તથા જુન માસમાં રૂા. ૨૫) અને તે ઉપરની રકમની મળેલ ભેટોની યાદી.

૮૦) શ્રી પી. વી. ગાંધી તરફથી એક વિદ્યાર્થીને સ્કોલરશીપ.
૯૦) ,, અમરસી ગુરાભાઇ તરફથી એક વિદ્યાર્થીને સ્કોલરશીપ.
૨૫) ,, ગોરધનદાસ વેલસી અમદાવાદવાળા તરફથી લગ્ન પ્રસંગે ભેટ.
૧૦૧) ,, વલ્લભદાસ હીરાચંદ ગગેડ તરફથી તેમના શ્રી દ્વારકાદાસભાઇના શુભ લગ્નની ખુશાલીમાં ભેટ.
૨૫) શ્રી મનસુખલાલ જીવરાજ ગાંધી તરફથી બોર્ડીંગમાં પધારતા ખુશાલીમાં ભેટ.
૩૨૧)

રાજકોટ.
તા. ૪-૭-૪૮

જયસુખલાલ શાહ.
ગૃહપતિ.
શ્રી મો. વ. વિ. ભવન-રાજકોટ.

# શ્રીયુત ગુલાબરાય છગનલાલ ગાંધી–ભાવનગર–નું

## જાપાન ગમન.



શ્રીયુત ગુલાબરાય છગનલાલ.

અહિંના સુપ્રસિદ્ધ ઘડીયાળી ભાઇશ્રી ગુલાબરાય ગાંધી આપણા દેશમાં ઘડિયાળો બનાવવાના ઉદ્યોગની શક્યતા છે કે કેમ તેનો અભ્યાસ કરવા, તેમજ તેવી શક્યતા હોય તો તેને અંગેની મશીનરી ખરીદવા જાપાન ગયા છે અત્યારના સંજોગોમાં જાપાન જવા માટે ઘણી મુશ્કેલીઓ છે પરંતુ તે બધી મુશ્કેલીઓ પાર કરી શ્રી ગુલાબરાય મુંબઇથી તા. ૨૮–૬–૪૮ ના રોજ એર રસ્તે નીકળી તા ૩૦ મીએ ટોકીયો પહોંચી ગયા છે.

શ્રી ગુલાબરાય એક ઉત્સાહી, સેવાભાવી અને રાષ્ટ્રના ઉદ્યોગોની ખીલવણીમાં રસ લેનાર યુવક છે. તેઓ સ્ટા. જન. એસ્યોરન્સ કું. લી. ના સૌરાષ્ટ્ર બ્રાન્ચ મેનેજર, ભાવનગર મ્યુનિસિપાલ મેમ્બર અને ભાવનગર ચેમ્બર ઓફ કોમર્સના ઓન સેક્રેટરી છે

તેમની વિદાયગીરીના માનમાં અને તેમની સફલ સફર ઇચ્છવાને તેમના મિત્રો અને શુભેચ્છકો તરફથી જુદા જુદા મેળાવડાઓ યોજવામાં આવ્યા હતા. ચેમ્બર ઓફ કોમર્સ તરફથી તા. ૨૧–૬–૪૮ ના રોજ ભાવભર્યું વિદાયમાન આપવામાં આવ્યુ હતુ તે ઉપરાત શેઠ હાકરશી ડોસાભાઇ, મહાલક્ષ્મી મીલ્સવાળા શેઠ ભોગીલાલભાઇ, ડૉ. જયંતિલાલભાઇ તથા શેઠ જુદાભાઇ વોરા તરફથી તેમના માટે સત્કાર સમારંભો ગોઠવવામાં આવેલ હતા. તા. ૨૧–૬–૪૮ ના રોજ રાત્રે અહિંના મોઢ શુભેચ્છક બન્ધુ મંડળના પ્રમુખ શ્રી અનંતરાય જમનાદાસ વોરા તરફથી શ્રી હાલાભાઇ ભાઇચંદભાઇ વોરાના પ્રમુખસ્થાને જ્ઞાતિ બન્ધુઓનો એક નાનો સત્કાર સમારંભ યોજવામાં આવ્યો હતો. તે વખતે શ્રી ગોરધનદાસ મખિયારે જણાવ્યું કે આપણી સ્થાનિક જ્ઞાતિમાંથી અત્યાર સુધીમાં ફક્ત પાંચ ભાઇઓએ વિદેશ ગમન કર્યું છે તેમાં બે ગૃહસ્થોએ વિદ્યાભ્યાસ અંગે અને બાકીના ત્રણ ગૃહસ્થોએ વેપાર–ધંધા અંગે વિદેશ ગમન કર્યું છે ત્યારે ભાઇ ગુલાબરાય દેશમાં ઉદ્યોગ વધારવાની દૃષ્ટિએ વિદેશ ગમન કરે છે તે ઘણી આનંદદાયક ઘટના છે. આવા મુશ્કેલી અને કટોકટીના વખતમાં તેમને જાપાન જવા માટે પરમીટ મળી છે તે આપણા સદ્ભાગ્ય છે. તેઓ જાપાન સુખરૂપ પહોંચે અને ત્યાં જે મુરાદથી તેઓ જાય છે તે મુરાદ પાર પડે અને આપણી વચ્ચે વહેલાસર સુખરૂપ આવી પહોંચે તેવી મારી આપણા સૌ વતી ઇશ્વર પ્રાર્થના છે.

ભાઇશ્રી ગુલાબરાયે જવાબમાં જણાવ્યું હતું કે ઘડીયાળોનું કારખાનું દેશમાં બનાવી શકાય કે નહિ તેની વિચારણા ઘણાં વર્ષો હું કરતો આવ્યો છું. ઇ. સ. ૧૯૩૭ માં તે શક્ય ન લાગ્યું, પછી લડાઇ આવી, લડાઇ દરમિયાન બની શકે તેમ નહોતું. અત્યારે જાપાન જઇ હું તેનો અભ્યાસ કરવા લાગું

છું અને બની શકે તો મારા શ્રીમંત મિત્રોની સહાય વડે જાપાનથી મશીનરી લાવી અહિ એક ઘડીયાળનું કારખાનું કરવા માગું છું. અત્યારે આપણો દેશ સ્વતંત્ર બન્યો છે, કોઇપણ દેશે જો પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવું હોય તો તેના પ્રજાજનોએ પોતાને ત્યાં ગૃહઉદ્યોગો અને કારખાનાઓની ખીલવણી કરવીજ જોઇએ આપણા સ્વાધીન દેશમાં આપણી ફરજ છે કે આપણાથી બની શકે તેટલા ઉદ્યોગશીલ આપણે થવું જોઇએ. હું આ રીતે દેશની યત્કિંચિત સેવા કરવાને જાપાન જાઉં છું તેમાં આપની શુભેચ્છાઓ મને સહાયરૂપ થાઓ.

મોડી રાત્રે બાપુશ્રી મુસાફરની સફર સફળ ઇચ્છી તથા આ રીતે તેમને મળવાની તક આપવા માટે શ્રી અનંતરાયનો આભાર માની સૌ જુદા પડ્યા હતા.

## શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઇ મોઢ વિદ્યાર્થી ભવન-રાજકોટ.

## જનરલ સભા માટે નિમંત્રણ

વિશેષ વિનતિ જે—આ વિદ્યાર્થી ભવનની જનરલ સભા રાજકોટમાં ભવનના કાર્યાલયમાં રવિવાર તા. ૧-૮-૪૮ ના રોજ સાંજના છ વાગ્યે મળશે. તેમાં પ્રત્યેક સભ્યને સમયસર પધારવા વિનંતિ છે, સભામાં નીચે મુજબ કામકાજ કરવાનું છે.

૧ સને ૧૯૪૮-૪૯ નું બજેટ તથા ૧૯૪૭-૪૮ નો હિસાબ તથા અહેવાલ મંજુર કરવાનો.
૨ ઓડીટરોની નવેસર ચુંટણી કરવાનુ.
૩ હાલની મોંઘવારીના અસાધારણ સમયમાં દરવરસે બોર્ડીંગના જનરલ ફંડમાંથી સારી એવી રકમ ખર્ચાઇ જાય છે તે બાબત વિચારી નિર્ણય કરવાનું.
૪ ચાલુ વર્ષમા સંસ્થાને ૨૫ વર્ષ પૂરા થાય છે તેના રજત-મહોત્સવ ઉત્સવ વિષે વિચારણા કરવાનુ.
૫ બોર્ડીંગમાં હાલ ૮૦ ની સંખ્યા છે તેમ છતાં ૫૦ અરજીઓ ના મંજુર કરવામાં આવી હતી. ૧૦૦ વિદ્યાર્થીઓ રાખી શકાય તેવી ગોઠવણ કરવા માટે ડાબીબાજુની વિંગ ઉપર માળ બાંધવાનું
૬ બીજી કાંઇ દરખાસ્તો સેક્રેટરી અગર કાર્યવાહક મંડળ તરફથી રજુ થાય તેનો નિર્ણય કરવાનો.

લી. આપના નમ્રસેવકો,
પોપટલાલ છે. અંબાણી
ચુનીલાલ કા. શેઠ
મંત્રીઓ શ્રી મોઢ વિદ્યાર્થી ભવન-રાજકોટ.

---

**સૂચના-૧** કોરમના અભાવે મુલતવી રહેલ મીટીંગ અર્ધોકલાક પછી શરૂ કરવામા આવશે.
૨ રૂા. ૫૦) રોકડ કે તેટલી કિંમતની બીજા કોઇપણ સ્વરૂપમાં સંસ્થાને ભેટ આપનાર જનરલ સભાના સભાસદ ગણાય છે.
૩ જનરલ સભાના સભ્ય જાતે હાજર રહી ન શકે તો બીજા કોઇને તેમના વતી હાજર રહી મત આપવા માટે અધિકાર પત્ર આપી મોકલી શકશે.

## સતી મહાત્મ્ય.

રજુ કરનાર:—
શ્રી ગોવર્ધનદાસ ગોવિંદજી રાઠોડ.

સતી સ્ત્રી હજારો પુરૂષોનો ઉદ્ધાર કરે છે. પતિવ્રતા સ્ત્રીનો પતિ બધાં પાપોથી મુક્ત થઇ જાય છે. સતીના વ્રતના પ્રભાવથી એમના પતિને કર્મભોગ ભોગવવો પડતો નથી. એ બધા કર્મબંધનથી મુક્ત થઇ સતી પત્નીની સાથે ભગવાન વિષ્ણુના ધામમાં આનંદ અનુભવ કરે છે. પૃથ્વી ઉપર જેટલાં તીર્થો છે તે બધાં સતી સાધ્વી સ્ત્રીના ચરણમાં આવી રહે છે. સર્વ દેવતાઓ અને મુનિઓનું જે તેજ છે તે બધું સ્વાભાવિક રીતે સતી સ્ત્રીઓમાં હોય છે. તપસ્વી પુરૂષોના બધા તપ, વ્રત કરવાવાળાઓના વ્રતના તમામ ફળ અને દાન કરનારાઓના દાનનું સમસ્ત ફળ એ તમામ પતિવ્રતા સ્ત્રીઓમાં વ્યાપેલાં હોય છે. સાક્ષાત ભગવાન નારાયણ, ભગવાન શિવ, જગત્-વિધાતા બ્રહ્માજી તથા સર્વ દેવતા અને મહર્ષિ પણ પતિવ્રતા બીથી ડરે છે. સતીના પગની રજ પડતાંજ પૃથ્વી તરત પવિત્ર બને છે. પતિવ્રતાને નમન કરવાથી માણસ બધા પાપોથી છૂટી જાય છે. મહાન પુણ્યવાળી પતિવ્રતા સ્ત્રી હંમેશાં પોતાના તેજથી ત્રણુ લોકને એક ક્ષણમાં ભસ્મ કરી દેવાની શકિત ધરાવે છે. પતિવ્રતાનો પતિ તેમજ પુત્ર હંમેશાં નિર્ભય રહે છે, એમને દેવતા અને યમનો પણ ભય નથી હોતો. જેણે સૌજન્યથી ઉત્તમ પુન્ય એકઠું કરેલ છે એમના ઘરમાંજ પતિવ્રતા કન્યા જન્મ લ્યે છે. પતિવ્રતાને જન્મ દેવાવાળી માતા પરમપવિત્ર છે અને એમના પિતા જીવનમુક્ત છે. સમસ્ત દુનિયાને બનાવનાર વિધાતાએ કયાંય પણુ સ્ત્રીઓ સિવાય કોઈ બીજું રત્ન પેદા કરેલ નથી કે જે દેખતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં અને સ્મરણુ કરતાં આનંદ આપનાર હોય, એમના માટેજ ધર્મ અને અર્થનો સંગ્રહ થાય છે. પુત્ર સંબંધી સુખ પણ એમનાથીજ મળે છે. માટે આદરમાન જેનું ધન છે એવા પુરૂષોનો ધર્મ છે કે ઘરમાં અબળાઓને ગૃહલક્ષ્મી સમજી હંમેશાં એમનું સન્માન કરે. (જે માણસો માત્ર વૈરાગ્ય માર્ગના આશ્રય લઇ સ્ત્રીઓના ગુણોને છોડી ફકત એમના દોષને વર્ણવે છે એ દુર્જન છે એમ માઇં અનુમાન છે. એ દોષવાક્ય એમના મોઢામાંથી સદ્‌ભાવના વગરનું હોય છે.)

(વારાહ મિહિરકૃત બૃહત સંહિતા
કલ્યાણમાંથી )

# દાન પુણ્ય ક્યાં કરશો ?

## ( સૌ દાનોમાં અન્નદાન શ્રેષ્ઠ શા માટે ? )

લેખક :: શ્રી હિંમતલાલ નાગજીભાઈ વોરા.

અનાદિકાળથી આ ભારતવર્ષમાં દાન, દયા અને આતિથ્ય સત્કારના ભાવોનો સામાન્ય જનતા ઉપર એટલોબધો પ્રભાવ પડતો આવ્યો છે કે ભૂખ્યા માનવીને કોઈને કોઈ ઠેકાણેથી કોઈપણ પ્રકારે અન્ન મળ્યાજ કરે છે.

"અન્નદાનની મહત્તા વિષે આપણાં શાસ્ત્રો કહે છે કે " (૧) મહાભારતના શાંતિપર્વમાં મહારાજા યુધિષ્ઠિરને ભીષ્મપિતામહે અન્નદાનનો મહિમા બતાવતાં કહ્યું કે, દેવો અને ઋષિઓ સર્વેએ અન્નની પ્રશંસા કરી છે, સર્વનું જીવન એના આધારે ટકે છે. અન્નદાન જેવું કોઈ દાન ન હતું, નથી અને નહિ હશે પ્રજાપતિએ અન્નને અમૃત ગણ્યુ છે, અન્નજ મનુષ્યોના પંચભૌતિક શરીરનુ પાલન કરે છે એ દિવ્ય છે, બધો જીવન વ્યવહાર એનેજ આધારે થાય છે, એ ન હોય તો શરીર જર્જરિત થઈ જાય છે. બળવાનોનું બળ પણ જતું રહે આચારવિચાર, યજ્ઞ વિગેરે કાંઈપણ એના વગર થઈ શકતું નથી. ધર્મપાલન માટે અન્નદાન અવશ્ય કર્તવ્ય છે અન્ન આપનારને બળ, ઓજસ, યશ તથા સુખ સહજ પ્રાપ્ત થાય છે.

(૨) અગ્નિ પુરાણમાં અન્નને ધર્મ, કામ, મોક્ષનું પરમ સાધન જણાવ્યુ છે.

(૩) સ્કંદ પુરાણમાં પણ કહેવામાં આવ્યું છે કે, ગર્ભમાં રહેવાવાળું અને જન્મનારું બાળક, યુવાન, વૃદ્ધ, દેવ, દાનવ અને તપસ્વી સર્વને આહાર જોઈએ છે. સર્વ જીવોમાં ક્ષુધા મોટામાં મોટી વ્યાધિ છે, એની દવા કેવળ અન્ન છે. અન્નદાન આપનાર પ્રાણદાન આપનાર છે, માટેજ સર્વ દાનો કરતાં અન્નદાનનું ફળ વિશેષ છે.

(૪) વિષ્ણુ ધર્મોત્તર પુરાણમાં કહેવામાં આવ્યું છે કે અન્નનું દાન આપવામાં પાત્રની પરીક્ષા આવશ્યક નથી. તેમજ કાળ, નિયમ અને દેશ જાણવાની પણ જરૂર નથી કૂતરાં, કૃમિ, કીટ, પતંગ, પશુ, પક્ષી, ચાંડાળ, સૌ કોઈને સદૈવ અન્ન આપવું આવશ્યક છે. ક્ષુધા જેવું કોઈ દુઃખ નથી, ભૂખ જેવો કોઈ રોગ નથી, માટેજ અન્નદાન જેવું કોઈ પુણ્ય કાર્ય નથી.

(૫) અન્નદાન લેવાને માટે આવેલા કોઈને પાછો કાઢવો નહિ તે મત્ત છે

(૬) ધર્મશાસ્ત્રમાં લખ્યું છે કે અન્નદાન મહાપવિત્ર છે અને ત્રણ તાપનો નાશ કરનાર છે. માટે તે હંમેશાં શ્રદ્ધાપૂર્વક દેવું, અન્નદાન કરનાર પુરૂષ અક્ષય સુખને પામે છે અને આ લોકમાં ઉત્તમ યશ પામીને મોક્ષપદને પામે છે.

(૭) હજારો ઘોડાનું દાન કરો, લાખો ગાય અને હાથીઓનાં દાન કરો, સુવર્ણ અને રૂપાંના પાત્રો આપો, સમુદ્ર પર્યંત પૃથ્વીનું દાન કરો અને નિર્મળ કુળવધૂઓની મોટી કન્યાઓનાં દાન કરો, પણ સર્વ દાનમાં પ્રધાન એવા અન્નદાનની તુલ્ય કોઈ દાન થતું નથી.

(૮) અન્ન અતિ ઉત્કૃષ્ટ પદાર્થ છે અને લક્ષ્મી સ્વરૂપ છે. અન્નદ્વારા આયુષ્ય, તેજ,

વીર્ય અને બળ થાય છે. પરાશર મુનિ કહે છે કે જે મનુષ્ય મહા એકાગ્ર મનથી અન્નદાન કરે છે તેને કદિ કષ્ટ આવતા નથી.

(૯) થાકેલા અને પૂર્વે નહિ દીઠેલા પથિકને શ્રદ્ધાપૂર્વક જે અન્ન આપે તેને મોટું પુણ્યફળ પ્રાપ્ત થાય છે અને નિત્ય અતિથિઓને જમાડ્યા પછી જમવું એ સમાન કાંઇ સ્વચ્છ અને પવિત્ર નથી.

(૧૦) અન્ન બ્રહ્મની ઉપાસના કરો આખી દુનિયાનો આધાર અન્ન ઉપર છે. યથાશક્તિ અન્નદાન કરો, અતિથિ યજ્ઞની મહત્તા વિચારો અને અભ્યાગતોને સૌમ્ય દૃષ્ટિથી જુઓ, જે અન્નદાન આપે છે તેના દ્વારમાં ભિક્ષુક, અનાથો આવી પ્રાણ ધારણ કરે છે, સંજોગોવશાત્ રાજા રંક બની જાય છે અને રંક રાજા બની જાય છે; જેમકે નળ અને યુધિષ્ઠિર વિગેરે રાજાઓએ કેટલાક અન્નક્ષેત્રોમાંના અન્નથી પ્રાણ ધારણ કર્યા છે અને જ્યારે તેઓને પુનઃ રાજ્ય પ્રાપ્ત થયું ત્યારે ઘણાં અન્નક્ષેત્ર બંધાવી અન્નદાનનો પ્રચાર કરેલો છે.

(૧૧) વિદ્યાદાન જરૂર ઉત્તમ છે પણ તે બધાનો આધાર અન્નદાન ઉપરજ છે જે અન્નદાન કરે છે તેને સર્વ જપ-તપ, યોગ અને તીર્થનું ફળ મળે છે, માટે અન્નદાન યથાશક્તિ અવશ્ય કરવું જોઇએ.

(૧૨) અન્નદાન એ સર્વ દાનોના પ્રાણ છે, જ્યાંસુધી અન્ન ઉદરમાં ગયું નથી ત્યાંસુધી ધ્યાન, જપ, સમાધિ, ભક્તિ, મોક્ષના વિચાર એ કાંઇ સૂઝતું નથી. આવાજ કારણોને લઇને શાસ્ત્રોએ ગૃહસ્થાશ્રમને શ્રેષ્ઠ કહ્યો છે, કારણકે બીજા આશ્રમીઓને ગૃહસ્થો અન્નપ્રદાન કરે છે.

ઉપરના લખાણથી સર્વ કોઇના ધ્યાનમાં આવશે કે અન્નદાનની મહત્તા સર્વ દાનો કરતાં શ્રેષ્ઠ બતાવી છે માટે ભાઇઓ અને બહેનો અન્નદાન કરો, અન્નદાન કરો, અન્નદાન કરો.

* * *

મુંબઇના મોઢ શુભેચ્છક ફંડનો સંવત ૨૦૦૩ નો હિસાબ તથા સરવૈયાની બુક આ ઓફીસને મળી, તેમજ તે સંબંધમાં 'મહોદય'ના ગતાંકમાં પણ તેનો વિગતવાર હેવાલ આપવામાં આવેલ છે, તે ઉપરથી સર્વને ખ્યાલમા આવી જશે. ઉપર્યુક્ત ફંડમાં મે. પ્રમુખ સાહેબ પોતે તથા તેઓ સાહેબનાં ધર્મપત્ની તેમજ ટ્રસ્ટી સાહેબો, પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપી ફંડની સેવા કરી રહ્યા છે. તદુપરાંત પોતાના પદરથી પણ મદદ આપવા ચુકતા નથી. સિવાય બીજા ભાઇ-બ્હેનો પણ ઉદાર હાથે પોતાનો ફાળો આપી ફંડ નિભાવે જાય છે જે બદલ સર્વે ધન્યવાદને પાત્ર છે.

તેઓનું કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ. છેવટે ખાસ વિજ્ઞપ્તિ સાથ જણાવવાનું કે મજકુર ફંડ આપણી જ્ઞાતિની વિધવા બ્હેનોને અન્નદાન આપી અજબ સેવા બજાવી રહેલ છે તો આ અન્નક્ષેત્રમાં દરેક સુખી ભાઇ-બ્હેન અવશ્ય પોતાનો ફાળો આપી, આ લોક તથા પરલોકનું ભાતું બાંધી પોતાનું કલ્યાણ સાધવા સમર્થ બનશે.

અસ્તુ.

* * *

પરીક્ષામાં પાસ—મુંબઇ ભાઇ શશિકાંત હરિદાસ પારેખ બી. એ. માં પાસ.
ચાણ્યા—પ્રવિણકાંત ગોકળદાસ ગાંધી સેકન્ડ ક્લાસ બી. કોમ.
મુંબઇ—મહેતા પ્રદ્યુમનલાલ ભગવાનદાસ તથા ભાઇ રતિલાલ કરશનદાસ મેટ્રીકમાં પાસ.

# બાલ કુંજ.

સંપાદકઃ—શ્રી નટવર બી. વોરા.

## શું લખશો ?

ગયા માસ પહેલાના માસમાં તમને પાચ જુદા જુદા વિષયો લખવા માટે આપ્યા હતા, એ વિષય ઉપર સારાં લખાણો આવ્યાં છે. કોઇ ઉતાવળ ન કરે, ધીરે ધીરે એ લખાણો પ્રગટ થતાં જશે.

આ વખતે નીચેના વિષયો તમને લખવામાં મદદરૂપ થાય એ માટે સૂચવ્યા છે. વિષયો–(૧) વર્ષા, (૨) જળપ્રલય, (૩) મારૂં માદમ, (૪) રમુજી પ્રસંગ, (૫) રાષ્ટ્રસેવા, (૬) વિદ્યાર્થીજીવન, (૭) જનસેવા.

આ વિષયોપર ઉત્સાહી ભાઇ–બહેનો, બાળકોને લગતા લખાણો લખવા પ્રયત્ન કરે અને તે નીચેના શિરનામે પાઠવી આપે.

પ્રતિ,

**શ્રી નટવર બી. વોરા**

સંપાદક–'બાલકુંજ' 'સોઢ મહોદય'

દિનકર નિવાસ,

૫ સરોજની રોડ,

વિલેપાર્લે (પશ્ચિમ)

મુંબઇ ૨૪

— સંપાદક —

∴

## સોનેરી સૂત્રો.

**શ્રી પ્રસન્નવદન વકીલ.**

(૧) આત્મ પ્રશંસાથી હંમેશા દૂર રહો.
(૨) તેજસ્વીતા કદિપણ ઢાંકી ઢંકાતી નથી.
(૩) સફળતા પ્રાપ્ત કરવા પદ્ધતિસર કાર્યો કરો
(૪) રોજનીશી એ જીવનની પારાશીશી છે.
(૫) મન, વચન અને કાર્યની એકતા રાખો.
(૬) વૈભવ કરતા તંદુરસ્તી વધુ ઉત્તમ છે.
(૭) નિરાધારની સેવા એજ પ્રભુસેવા છે.
(૮) વજ્ર જેવી ઇચ્છાજ ઈંદ્રાસન અપાવે છે.
(૯) દામથી મેળવેલી કીર્તિ ધૂળ બરાબર છે.
(૧૦) જો ધન એજ જીવનનું ધ્યેય હોત તો ઇશ્વરને રખે કોઇ યાદ કરત !

∴

## પ્રાર્થના.

**શ્રી પ્રદેન.**

એક સરસ્વતીદેવી એક અરજ,
એક સરસ્વતીદેવી એક અરજ.
તું એક કર કૃપા...એક...(ટેક)

ભાષા છે અમ એક, પણ પુસ્તક અનેક,
શબ્દ ભલો છે એક, પણ અર્થ અનેક;
વિદ્યાર્થી પાસ નવ મન જ્ઞાન,
આશ કરૂં, હું યાચું એક...એક.

આપ બુદ્ધિને આપ તું જ્ઞાન,
આપ વિવેકને સાથે કામ;
બસ! એકતા પ્રસરાવ દેવી,
તું દે અમને આશિષ!...એક.

•••

## ચારિત્ર્યની મહત્તા.

### શ્રી રમણીકલાલ એચ. દોશી.

ચારિત્ર્ય એજ પ્રત્યેક વ્યક્તિની સાચી સંપત્તિ છે અને એને જાળવવા અનેક ભારે મુશીબતોનો સામનો કરવો પડે છે. જેટલા મહાન્ ચારિત્ર્યવાન પુરૂષો થયા છે તેઓએ પોતાના જીવનને કાયમ રાખવા ખાતર કષ્ટ સહન કર્યા છે, પરંતુ છેવટે તો તેઓએ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે. આવા પુરૂષોના નામ હંમેશ માટે અમર થઇ જાય છે, લોકો તેમને માન આપે છે અને કદર કરે છે. તેઓના સ્મારક કાયમને માટે ઉભા કરાય છે. સત્ય, શિષ્ટાચાર ઇત્યાદિને કાયમ રાખવા માટે ચારિત્ર્યવાન મનુષ્યો પોતાના પ્રાણની પણ પરવા કરતા નથી.

આપણી જ્ઞાતિના ગૌરવરૂપ પૂજ્ય મહાત્માજીનેજ દાખલો લઇએ. પોતાના ઉત્તમ ચારિત્ર્યબળ વડે દેશહિતના કેટલાક મહાન્ કાર્યો તેમણે કર્યા છે. સત્ય, અહિંસા, ભ્રાતૃભાવને ધ્યાનમાં રાખી, તેઓએ કષ્ટ અને યાતનાઓ સહન કરી છે, તેમનું ચારિત્ર્ય ઉજ્જવળ હતું. ભારતમાં જાગૃતિ લાવનારા તેઓજ એક મહાન પુરૂષ હતા, તેમની કઠોર સાધના, ત્યાગ અને બલિદાને ભારતમાતની જંજીરો તોડાવી ગુલામીની ધોર ઉખેડી નાંખી.

આત્મબળથી તેઓ નોઆખાલીમાં ફર્યા, ત્યાંના કોમી-રમખાણો શાંત પાડ્યા, ભયંકર વિનાશનો સામનો કર્યો, ઠેર ઠેર ધૂણી ધખાવી અને અંતે વિજયી બન્યા. એ સઘળું ચારિત્ર્યબળને આભારી છે. આથીજ તેઓ વિશ્વવંદનીય થયા.

આ જાતના ચારિત્ર્યને કેળવવા માટે કષ્ટ સહન કરવાની જરૂર છે અને એથી મહા જબ્બર શક્તિ ઉત્પન્ન થાય છે જેનો સામનો ભાગ્યેજ કોઇ કરી શકે છે.

•••

•••　　•••　　•••

## ગતાંકની પૂર્તિ.

ગતાંકમાં પાને ૨૯૬ માં પહેલી કોલમમાં પહેલા પારીગ્રાફ પછી નીચેનું લખાણ વાંચવું.

"ગોળ જે વખતે બંધાયું તે વખતે ઘર ઘર દીઠ આ બંધારણ મંજુર છે તેવી સહીઓ લેવાણી છે, અને આપણે જ્યારે આવો Material ફેરફાર કરવો હોય ત્યારે અને એ ફેરફાર દરેકને effect કરતો હોય ત્યારે આપણે જ્ઞાતિઓવાર અને ગામવાર Plebisite લેવો જોઇએ આ પ્રમાણે કરવાને માટે એક કમીટી પણ નીમવી જોઇએ અને જો Plebisite નો નિર્ણય 'સર્વાનુમતે' શબ્દને બદલે બહુમતે આવે તો આ ફેરફાર આપણે કરવો જોઇએ. આગામી પરિષદ સં. ૨૦૦૫ માં દળવદ ભરવાનું આમંત્રણ પણ મળી ગયું છે, એટલે આમાં લાંબુ થાય તેમ નથી, અને એ રીતે ચુડાવાળા ગોરધનદાસના ટેકો આપ્યો હતો."

# "સંતતિ પ્રત્યે માબાપનું કર્તવ્ય."

રજુ કરનારઃ—વોરા અમૃતલાલ મગનલાલ—વિરમગામ.

જે દેશમાં પ્રજાની સંસ્કૃતિ પર વધુ લક્ષ અપાય છે તે દેશ સુખી અને આબાદ હોય છે, કારણકે સારાયે રાષ્ટ્રની ઉન્નતિનો આધાર પ્રજાની સંસ્કૃતિ પર નિર્ભર છે. સુપ્રણય દંપતીના ગૃહસ્થાશ્રમના ફળ રૂપે ઉત્પન્ન થયેલી સંતતિના ગર્ભપ્રવેશથી માંડીને પુખ્ત ઉમર પર્યંત માતાપિતાએ તેઓ પ્રત્યે કેવી જાતનું વર્તન રાખવું ઘટે અને તેમનામાં કઈ જાતના સંસ્કારો રેડવા ઘટે તે વસ્તુને આ પ્રકરણમાં વિચારીશું.

**પિતાની ફરજ:**—ગર્ભધારણ થયા પછી પ્રસુતિકાળ પર્યંત પત્નીસંગ કરવો તે એક ભયંકર પાપ છે. એટલુંજ નહિ બલ્કે ત્યાંસુધી પત્ની પ્રત્યે વિકારી દૃષ્ટિથી જોવું કે વિકારી વાતો કરવી તે પણ પાપવૃત્તિનુંજ એક સ્વરૂપ છે, કારણકે બાળક જ્યારથી ગર્ભમાં આવે છે ત્યારથી માતાની અને તેની નાડી એકજ હોય છે. માતાના શ્વાસોચ્છ્વાસદ્વારાજ ગર્ભ જીવે છે. તેથી માતા પર થતી સારી કે માઠી અસર સંતતિ પર પણ તાત્કાલિક પડે છે. જે સંતતિના માતપિતા બાળક દૂધ પીતું થાય ત્યાંસુધી પરિપૂર્ણ બ્રહ્મચર્ય પાળે છે, તે સંતતિ બ્રહ્મચારી અને બલિષ્ઠ બને છે. પરંતુ જે સંતતિના માતાપિતા પોતાની ભૂરી વાસનાને રોકી શકતા નથી, તેમની સંતતિ વિકારી અને રોગિષ્ઠ બને છે. તેવા માબાપો તે સંતતિના ધર્મમાતા કે ધર્મપિતાને બદલે સંતતિના સંહારક સમા ગણાય છે, એટલે માબાપનું સંતતિ પ્રત્યેનું સૌથી પ્રથમ આજ કર્તવ્ય છે. જે માબાપો પોતાના આ કર્તવ્યને ચુક્યા પછી ભવિષ્યમાં પોતાની સંતતિ તરફથી સદ્ભાવના કે સેવાની આશા રાખે છે, તેઓ બાવળનું બીજ વાવી કેરીની ઇચ્છા રાખનાર મૂર્ખના જેવું બેહુદું કાર્ય કરી રહ્યા છે તેમ લાગે છે.

**પુરૂષોને ઉપાલંભઃ**—આવે સમયે ગર્ભની માતા કરતાં પિતાની જવાબદારી અધિક છે. પરંતુ તેઓમાંથી પોતાની ફરજ સમજનાર બહુ થોડોજ વર્ગ આજે નજરે પડે છે. વિશેષાંશે તો એવા મૂર્ખ અને વાસનામય પુરૂષો હોય છે કે જે પ્રસુતિકાળ થતા સુધી પણ પોતાની કારમી વાસનાને રોકી શકતા નથી. ખરેખર આવા પુરૂષો પિતાના પવિત્ર નામને પણ લજાવે છે. કસુવાવડ અને ખોડીલી સંતતિનું ઉત્પન્ન થવું, એ એ વાસનાનુંજ પરિણામ છે. સ્ત્રીઓનાં અનેક દર્દોનું આ એકજ પ્રબળ કારણ છે આજે સુવારોગોનો તો રાફડો ફાટયો છે. સેંકડે ૨૫ ટકા માતાઓ તો સુવાવડમાં મૃત્યુ પામે છે; અને બાકીની જે જીવે છે તે શક્તિહીન થઇ જીવન પૂર્ણ કરે છે, તેમનું નૂર ચોરાઇ ગયેલું હોય છે, પ્રદર, હિસ્ટીરીઆ અને એવાં જીવલેણ દર્દોથી તે હંમેશાં પિડાતી રહે છે પછી અનેક શક્તિવર્ધક પીણાંઓ જે શારીરિક અને ધાર્મિક દૃષ્ટિએ હાનિકારક અને ત્યાજ્ય હોય છે, તેમનું તેને સેવન કરવું પડે છે. છતાં પણ ગયેલું સ્વાસ્થ્ય તેને ફરીથી સાંપડી શકતું નથી, અને બે, ચાર બાળકોની માતા બની ગયા પછી ભલેને વય માત્ર ૩૦ વર્ષની હોય પરંતુ એક ૮૦ વર્ષની ડોશી કરતાં તે ઓછી ઘરડી કે ઓછી શિથિલ દેખાતી નથી. આ બધા દર્દોનું મૂળ

વિકારની વાસનાજ છે. અતિ વિકારનું પરિણામ કેવળ પુરૂષોનેજ ભોગવવું પડે છે તેવું કાંઈ નથી. તેની અસર આ રીતે સ્ત્રીઓ ઉપર પણ બહુ બૂરી થાય છે. આવી રીતે ગુમાવેલાં આરોગ્યને મેળવવા જે સંતતિ નિયમનના ઉપાયો માટે ફાંફાં મારે છે, તેમણે થાકીને તો આખરે પોતાની વિકારી વાસનાને કાબુમાં લાવવાના રસ્તેજ વળવું પડશે. પરંતુ પછીથી વળવું તે કરતાં અન્યથા પ્રથમથી વળવું એ વધુ ઉચિત છે કારણ કુદરતના કાનુનને આધીન થઇ આખરે તેમ વર્તવાની ફરજ અવશ્ય ઉભી થાય છે

**સ્ત્રીઓને સુચનઃ**—આ પરિસ્થિતિમાં સંતતિની માતા કઇ ઓછી જવાબદાર નથી. તેણે આવા પતિને સદ્બોધ દ્વારા પોતાની પવિત્ર ફરજનું ભાન કરાવવું ઘટે અને જો તે ન માને તો સત્યાગ્રહથી પણ તેને ઠેકાણે લાવવાનો પ્રયત્ન કરવો જોઇએ; પરંતુ આવી વાસનામય વૃત્તિને આધીન તો કદિ નજ થવું ઘટે. પતિની આવી વાસના તૃપ્ત કરવામાં કોઇ પતિભક્તિ સમજતું હોય તો તે કેવળ ભ્રમ છે. યાદ રાખવું જોઇએ કે પત્ની એ પતિની ગુલામડી (વિષયવાસનાની તૃપ્તિ અર્થે) નથી, પણ જીવનની સાથીદાર છે. તેથી આવા પથભ્રષ્ટ થયેલા પતિને ભાનમાં લાવવા માટે શક્ય તેટલા બધા પ્રયત્નો કરવાનો તેને સંપૂર્ણ હક છે. આવા સમયે જો તે આટલી પણ નૈતિક હિંમત ન દાખવે તો તે અત્યાચારી પતિની પેઠે પોતે પણ ગુન્હેગાર બને છે, અને તેજ વખતે તે સંતતિની પાવન જનની મટી ઘાતિની બની રહે છે.

**સંયમનું શુભ પરિણામઃ**—જે માબાપો પોતાની સંતતિ ત્રણ ચાર વર્ષની થતાં સુધી બ્રહ્મચર્ય પાળે છે તેમની સંતતિ સૌંદર્ય, સ્વાસ્થ્ય, અને સંસ્કારથી ભરપૂર દેખાય છે. તેના વદન ઉપર લાલી ચમકે છે, તેનું લલાટ ભવ્ય અને સુરેખ જણાય છે, અને 'આવું' બે વર્ષનું બાળક પણ પાંચ વર્ષની વય જેટલું પુષ્ટ લાગે છે.

(પૂ. મુનિશ્રી સંતબાલજીના "આદર્શ ગૃહસ્થાશ્રમ" પુસ્તકના આધારે.)

* * *

**શ્રી મોઢ શુભેચ્છક ફંડ-મુંબઇ**—આ ફંડનો સંવત ૨૦૦૩ નો હિસાબ તથા સરવૈયું છપાવીને બહાર પાડેલ છે. આ સાલમાં ૧૭૬ વ્યક્તિ અને કુટુંબોને રૂા. ૨૫૯૨૩) ની મદદ ચાલુ મોંઘવારીને લઇને નિર્વાહ સારૂ અપાતી મદદોમાં આગલી સાલો મુજબ ૫૦ ટકા જેટલો વધારો કરીને ૧૩ મહિનામાં અપાઇ છે.

ચાલુ સાલમાં ૧૯૯ અરજી મળી હતી તેમાંની ૧૭૫ અરજીઓ પાસ કરી મદદની જોગવાઇ કરી અપાઇ હતી. સાલની આખરીએ ૧૫૧ મદદો રૂા. ૧૫૪૮) અને મોંઘવારી અંગે વધુ રૂા. ૪૭૯) અપાઇ છે. જેમા ૨૦૦૪ માં વધુ રકમો મળેથી ચાલુ રખાશે

શ્રી માળવા મોઢ માંડલીઆ વણિક વિદ્યોત્તેજક ફંડ સંબંધી વિગત પણ આ રિપોર્ટમાં છે..

કેઇક નિરાધારોનાં આંસુ લુછતું, કઇકની કકળતી આંતરડી ઠારતું, કઇક નિઃસહાયને આશ્વાસન આપતું આ ફંડ જેટલાં પ્રમાણમાં આર્થિક દષ્ટિએ પોષાશે તેટલાં પ્રમાણમાં તેમાંથી સારો લાભ અપાશે તો દરેકે દરેક ધનિકબંધુ આ ફંડ તરફ ઉદાર હાથ લંબાવવા ન ચૂકે.

# સંસારને સીમાડેથી.

લેખકઃ શ્રી વિજયકુમાર કુબેરદાસ પંડ્યા.
ઉપતંત્રી, 'શ્રી સયાજીવિજય'–વડોદરા.

[ સમાજની પ્રવર્તી રહેલ કુરૂઢિઓ અને કમનસીબ કિસ્સાઓને આલેખતી રસપ્રદ અને બોધક ઘટના........ગતાંકથી ચાલુ ].

(૭)

[કોલેજને ફીવડી ગઇ. માલતી પણ તેના પતિની રજા લઇ કોલેજમાં દાખલ થઇ.

આખી કોલેજમાં માલતીનું પ્રભુત્વ અજબ હતું ઘણા છેલબટાઉ, પટીયાં પાડી, ફેન્સી કોટ–પાટલુન પહેરી, ચહેરા પર પફ–પાવડર લપેડી, નિસ્તેજ આંખો પર ચશ્માના ડગલા ચઢાવી, મોમાં સીગારેટ સાથે ફરનારા કેટલાય નાજુક કોલેજીયન યુવાનો માલતીને પોતાની તરફ ખેંચવા–આકર્ષવા અવનવા પ્રયોગો અજમાવતા, પરંતુ માલતીનાં વિશાળ, નિર્દોષ તેજસ્વી નયનો સામે મીટ માંડવાની આથેજ પોતાની લાગણીઓ–માગણીઓ વ્યક્ત કરવાનું સાહસ કોણ જાણે તેમનાથી થઇ શકતું નહિ, તેમ કરતાં તેમના ઓષ્ટ સીવાઇ જતા–નયનમાં ઝાંખી વળતી. આથી કોલેજમાં માલતીને સૌ 'દેવી'ના ઉપનામથી સંબોધતા. અભ્યાસમાં પણ તે બીનહરીફ હતી 'ડીબેટીંગ સોસાયટી'માં જ્યારે તેની તેજસ્વી અને વિદ્વતાપૂર્ણ વાગ્ધારા છૂટતી ત્યારે સૌ તેના ભાષણમાં ગરકાવ થઇ જતા. તેની ભાષાની પ્રવાહિતા, દલીલની સચોટતા, વિચારોની ઓજસ્વિતા અને નિર્મળ–નિખાલસ હૃદયની અધ્યાપકો પણ મુક્તકંઠે પ્રશંસા કરતા. કોલેજ તરફથી પ્રકટ થતા સામયિકમાં માલતીનો સુંદર અભ્યાસપૂર્ણ લેખ હોવજ.

તે ઇન્ટરમાં હતી. તેના વર્ગમાં એક યુવક સૌથી જુદોજ તરી આવતો હતો. તેના અસ્તવ્યસ્ત વિખરાયેલા વાળ આઠ–દશ દિવસની ઉગેલી દાઢી, વિશાળ અને મજબુત કસાયેલી કદાવર કાયા ઉપર એક સ્વચ્છ કફની, છુટી પાટલી રાખીને પહેરેલું ધોતીયું અને પગમાં સાદાં દેશી ચંપલ...આ બધું શોખીન અને પફ–પાવડર કરનારા કૃશકાય કોલેજીયનો કરતાં તદ્દન જુદુજ તરી આવતું હતું. તે આર્ય સંસ્કૃતિનો સેવક–પૂજારી હોઇ તેનો પોશાક, આચાર–વિચાર ગણુ આદર્શ અને અસલ આર્યત્વને છાજે તેવા હતાં. તે માનતો કે આજના ઉગતા કિસ્ગુંખન છોકરાઓ ઉપરની ટાપટીપ કરી, સુંદર કપડાં પહેરી પોતાની ભવિષ્યની અર્ધાંગનાને છેતરે છે અને પાછળથી જ્યારે અસલ સ્વરૂપ–સ્થિતિ ઓના જાણવામાં આવે છે ત્યારે જીવન ઝેરમય થઇ જાય છે. માટે તે બને તેટલી રીતે અનાકર્ષક રૂપમાંજ રહેતો કે જેથી કોઇ ભોળી રમણી આવા પ્રપંચો જોઇ પોતાના તરફ આકર્ષાય નહિ. તે સ્ત્રી વર્ગથી સવિશેષ અળગો રહેતો. પોતે વ્યાયામ પ્રિય હોઇ શિયાળાની ઠંડી ઋતુમાં હોસ્ટેલમાં રહેતા બીજા કોલેજીયનો જ્યારે પોતાની કોમળ બનાવી દીધેલી કાયાને રજાઇઓ અને ગરમ ધાબળાથી ઉષ્મા આપતા સવારના આઠ વાગ્યા સુધી બિછાનામાં પાસા ઘસતા પડ્યા રહેતા ત્યારે આ વિચિત્ર યુવાન સવારે વહેલા ચાર વાગે ઉઠી ત્રણ–ચાર માઇલની દોડ કરી, દંડ–બેઠક મલખમ વિગેરે વ્યાયામથી પરવારી છ–સાત વાગતાં સ્નાનાદિક પતાવી અભ્યાસરત બની જતો. કોઇ કોલેજીયન તેની ટીખળી કરતાં ડરતા કારણકે તેના ઉગ્ર સ્વભાવની સર્વેને સંપૂર્ણ જાણ હતી. આ મસ્ત એકાકી યુવાનનું નામ હતું રસનિધિ.

એક દિવસ માલતી કોલેજમાંથી છૂટી

રસ્તા પર ચાલી રહી હતી ત્યારે સામી બાજુથી એક સાયકલ સવાર તેની સાથે જોશથી અથડાતાં ચોટ લાગી માલતી નીચે પડી ગઇ. તેનાં પુસ્તકો રસ્તામાં વેરાઇ ગયાં. તેની પાછળ આવતા બીજા કોલેજીયન વિદ્યાર્થીઓએ આ દૃશ્ય જોઇ ટીખળ અને હસાહસ કરવા લાગ્યા. દૂરથી આવતા રસનિધિએ આ અકસ્માત જોઇ ઝડપથી દોડી આવી નીચે પડેલી માલતીને બેઠી કરી તેનાં પુસ્તકો એકઠાં કરી લીધાં અને ટીખળીખોર કોલેજીયન વિદ્યાર્થીઓ સામે રહેજ કરડી આંખ કરી પુરવાર કરી આપ્યું કે સૌ ધર્મથી અળગો રહેતો રસનિધિ સંકટ સમયે મદદ માટે તેની વધુ સમીપ જઇ શકે છે.

સેવાભાવી વૃત્તિથી પોતાને મદદ કરનાર આ નિખાલસ અને નિરાભિમાની યુવક પ્રત્યે માલતીને માનની લાગણી ઉત્પન્ન થઇ

'તમારું નામ?' માલતીએ પ્રેમથી પુછ્યું.

'રસનિધિ' ટુંકોજ જવાબ મળ્યો.

'જ્યારે બીજા કોલેજીયન મારી મશ્કરી ઠઠ્ઠા કરતા હતા ત્યારે તમે તેમાં સામેલ કેમ થયા નહિ?' માલતીએ હસતા હસતાં મજાક કરી

આ પ્રશ્નથી રસનિધિને કંઇક આશ્ચર્ય થયું અને જરાક ક્રોધ પણ ચઢ્યો. પરંતુ મનને તુર્તજ વાળી લીધું અને પોતે કંઇ કામ સિવાય એક અજાણી યુવતી સાથે વાતચીત કરી રહ્યો છે એ જાણી અકળાયો.

'નમસ્તે' કહી રસનિધિએ ત્યાંથી ચાલવા માંડ્યું.

આ વિચિત્ર-વિલક્ષણ વ્યક્તિ પ્રત્યે માલતીને વધુ મમતા અને માન ઉત્પન્ન થયાં. પોતાની ફરજ બજાવી આ યુવક ચાલ્યો ગયો. ધન્ય છે! તેની માણસાઇને-મર્દાનગીને! માલતી તેની પીઠ તરફ તાકી રહી અને ફરીથી તેને પુકાર્યો.

'કોણ?' વિચાર તંદ્રામાંથી જાગ્રત થતા માનવીની પેઠે રસનિધિએ પાછળ જોયું.

'મારી સાથે દવાખાના સુધી આવશો? હું તમારી આભારી થઇશ' માલતીના હાથ પર વહેતું થોડુંક રક્ત જોઇ રસનિધિ કંપ્યો.

તેણે તુર્તજ ઘોડાગાડી ભાડે કરી, માલતીને દવાખાના તરફ લીધી. આ કર્તવ્યપરાયણ યુવક પ્રત્યે માલતીને અનહદ માન ઉત્પન્ન થયું. તે વિચારવા લાગી કે જો આજના યુવાનો આ પ્રમાણે કર્તવ્ય પરાયણ બને તો હિંદ પોતાનું અનોખું આદર્શ સ્થાન ઝટ પુનઃસ્થાપિત કરી શકે. પરંતુ પેલા ટીખળીખોર કોલેજીયન વિદ્યાર્થીઓ યાદ આવતાં પુનઃ નિરાશ થઇ! રસ્તામાં કોઇ કોઇની સાથે બોલ્યું નહિ. દવાખાનું આવતાં ગાડી થોભી ત્યારેજ બન્નેને ખબર પડી કે તેઓ નિયત જગ્યાએ આવી પહોંચ્યાં છે.

ડોક્ટરે ડ્રેસીંગ કરી પાટો બાંધ્યો માલતીએ ઘોડાગાડીમાં બેસતાં સાથે રસનિધિને પણ પોતાના ઘર સુધી આવવા વિનંતિ કરી:

'મારી હવે કંઇ જરૂર છે? તમે એકલા ઘેર જઇ શકો તેવી સ્થિતિમાં છો.' રસનિધિએ ગાડીનો દરવાજો બંધ કરતાં કહ્યું.

'ના, ના, એવું નહિ ચાલે. તમે મારા માટે બહુજ શ્રમ લીધો છે, મારા ઘર સુધી આવવુંજ પડશે.' માલતીએ ખૂબ આગ્રહ કર્યો.

'અરે, હું એમાં શ્રમ શાનો? અને ઘેર આવવાથી કંઇ વધુ છે? રસનિધિએ નીચું મોં રાખીને જવાબ વાળ્યો.

'તમે નાહકની જીદ શામાટે કરો છો? હું તમારો વધુ વખત નહિ બગાડું" માલતીએ રસનિધિને ખરા ભાવથી અતિ આગ્રહ કર્યો.

'વારુ, જેવી તમારી ઇચ્છા.' રસનિધિએ માલતીને નિરાશ ન કરી. રસનિધિ ગાડીમાં બેસી ગયો.

મૌન છવાયું. રસનિધિ તો કામ સિવાય હાલે કે ચાલે તેવો ન હતો. આખરે માલતીએ

વાત ઉપાડી: 'તમે મારા ઉપર ખુબજ ઉપકાર કર્યો છે.'

'એમાં ઉપકાર શાનો ! એક માણસ તરીકેની ફરજ સિવાય મેં બીજું કંઇજ અધિક કર્યું નથી.' રસનિધિની નજર, સામે રસ્તાના લીમડાં ઝાડોની હાર તરફ હતી.

ગાડીવાનને જલદીથી હાંકવા રસનિધિએ સૂચન કર્યું, કારણકે સંધ્યાકાળનો સમય હતો અને રખેને આ યુવતીને ઘેર મોડું થઇ રાત્રી પડી જાય તેવી તેને ભીતિ હતી. થોડાજ વખતમાં માલતીનું ઘર આવી ગયું.

ગાડીમાંથી ઉતરીને રસનિધિએ તુર્તજ ભાડાના પૈસા ચૂકવી દીધા. માલતી આ વિવેકથી વિસ્મય પામી

'આ યુવકની સાથે મારે ખાસ પરિચય નથી છતાં મારો કોઇ આત્મીય હોય તેવું વ્હાલ મને તેના તરફ થાય છે' માલતી અંતરમાંથી બબડી.

માલતીએ અભ્યાસ માટે અમદાવાદમાં ઘણાવડું મકાન ભાડે રાખ્યું હતું. બન્ને જણ એક ઓરડામાં આવ્યાં કે જેનો ઉપયોગ માલતી તેના 'અભ્યાસ ખંડ' તરીકે કરતી હતી. રસનિધિએ બાજુના ખંડમાંથી એક આરામ ખુરશી ખેંચી લાવી માલતી સામે ધરી અને પોતે બીજી ખુરસી પર બેઠો.

માલતીએ નોકરબાઇને બે કપ દૂધ લાવવા કહ્યું.

'તમે શાથી જાણ્યું કે હું ચાહ પીતો નથી ! દૂધની શી જરૂર છે !' રસનિધિએ આછું સ્મિત કર્યું.

'તમારા ટુંક પરિચયથીજ હું જાણી ગઇ કે તમે ચાહને અડકી પણ ન શકો તો પછી પીવાની તો વાતજ ક્યાંથી !' માલતીએ પોતાના શરીરને આરામ ખુરસીમાં લંબાવ્યું.

બાઇ દૂધના બે કટોરા ભરી લાવી.

રસનિધિએ તુર્તજ ઉભા થઇ પોતાની પાસેની ટી-પોઇને માલતીની આરામ ખુરસી સામે લઇ જઇ તેના ઉપર માલતી માટે દૂધનો કટોરો મૂકયો અને પોતે પ્યાલાને હાથમાં ગ્રહીનેજ દૂધને ઇન્સાફ આપવા લાગ્યો. વિવેકના નાનકડાં નાના આ પ્રકારે માલતીનું રસનિધિ તરફ અજબ માન ઉપ્તન્ન કર્યું. તે કંઇજ બોલી શકી નહિ.

સદ્ગુણી સંધ્યા સરકી જવાની તૈયારીમાં હોઇ શર્વરીનાં સામ્રાજ્ય સમીપ જણાતાં હતાં. રસનિધિએ એકદમ ઉભા થઇ 'નમસ્તે' કહી ચાલવા માંડ્યું.

'નમસ્તે. કોઇ કોઇ વખત આવતા રહેજો.' માલતી અનિમેષ નયને આ નિર્દોષ સેવાભાવી યુવાનની પાછળ બારી વાટે મીટ માંડી રહી અને જ્યારે તે દેખાતો બંધ થયો ત્યારે વિચારોના ઊંડા ગર્તમાં ગરકી પડી.

—(અપૂર્ણ)

શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઇ મોઢ વિદ્યાર્થી ભુવન રાજકોટમાં—૧૯૪૮ ના માર્ચમાં નીચેના વિદ્યાર્થી ભાઇઓ કોલેજ તથા મેટ્રીકની પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયા.

૧ હસમુખલાલ રમણીકલાલ મઢીઆ B. A, ૨ ધીરૂભાઇ બલદેવદાસ મહેતા ઇન્ટર આર્ટસ. ૩ બાબુલાલ હેમચંદ મુછાળા F. Y Sc. ૪ ગોપાલદાસ કરશનદાસ મોદી. F. Y. Sc. ૫ ધીરજલાલ જમનાદાસ વડોદરીઆ. F. Y. Sc. ૬ રમણુભાઇ મગનલાલ દોશી. ૭ મુકુન્દરાય નાગરદાસ શાહ. ૮ ધીરજલાલ ન્યાલચંદ મણીઆર. ૯ ધીરજલાલ દલીચંદ દોશી ૧૦ હરસુખલાલ ગોકુલદાસ મહેતા. નંબર ૬ થી ૧૦ મેટ્રીકમાં પાસ

# પરિષદનું પરિણામ.

લેખક—શ્રી ડી પી દેશાઈ.

મોરબી મુકામે ચોત્રીસ તાલુકા ગોળની મોઢ પરિષદ ભરાણી, ધાર્યા પ્રમાણે વિદ્વાન તથા યુવક પ્રમુખની વરણી થઈ. યુવકોએ ચુંટણી બાબત સારો પ્રચાર કરેલો અને ઠરાવોમાં તેની યત્કિંચિત્ અસર પણ થઇ, પરંતુ એક સોનગઢીના વિધવા બ્હેન જેના શ્વસુરપક્ષે ખોરાકી આપવા જ્ઞાતિએ ઠરાવ કરવા છતાં આજ વીસ વરસથી એક પાઇ આપી નથી અને તે કારણે તેને જ્ઞાતિ બહાર પણ મૂકેલ છે. તેણે પોતાના ભાષણમાં કહ્યું હતું કે પચાસ વરસની ગોળની કારકીર્દિ દરમ્યાન પરિષદે સગપણ થાય, છૂટે, સહેસર જાય વિગેરે બાબતોના ફેંસલા કરવા સિવાય કોઇ સંગીનકાર્ય કર્યું નથી પરંતુ એક કામ પ્રાંગધ્રા પરિષદ ભરાણી ત્યારે થયું હતું અને તે વિધવા સહાયક ફંડ થયુ હતું તેનો રિપોર્ટ મોરબી પરિષદમાં વંચાણો તેમાં બહુ ઓછી બ્હેનોને સહાય અપાણી છે અને લગભગ ત્રણસો રૂપીઆ હવે શિલીક રહી છે. આજસુધી એ ફંડની વ્યવસ્થા રા રા. લલ્લુભાઇ કિશોરદાસ મણિઆર ભાવનગરવાળાએ કરી અને હવે પછી તેની વ્યવસ્થા કરવા ખાસ કમીટી કે કોઇ ગૃહસ્થને સોંપવામાં આવેલ સાંભળેલ નથી. આવા સખ્ત મોંઘવારીના સમયમાં કેટલી બ્હેનો તથા વિધવાઓ મુસ્કેલી ભોગવતી હશે તેનો ખ્યાલ તો તેવી બ્હેનોની ખાસ મુલાકાત કરવામાં આવે તોજ થાય તેમ છે. બાર વરસે પરિષદ ભરાણી. તાલુકાઓએ મોરબી મહાજનને સારી શુભ પાઘડી આપી, જમણો બે મહાજને આપ્યા ને તેઓનો ભાર હળવો કરી દીધો, પરતુ આ વિધવા સહાયક ફંડ જે વપરાતાં હળવું થઇ ગયુ, રકમ પણ બહુ મોટી થઇ નહોતી તે માટે પરિષદમાં ચર્ચા કરીને સારૂં ફંડ થયું નહિ તેમજ જ્ઞાતિમાં કેળવણી પામેલા બહુ ઓછા ભાઇઓ છે અને ખાસ કરી ઉચ્ચ કેળવણી માટે ખાસ કોઈ ફંડ નથી, જેના અભાવે વિદેશ ગમન કરી ખાસ અભ્યાસ કરવા જઇ શકાતું નથી તેમજ દેશમાં રહીને પણ ખાસ અભ્યાસ જેવો કે દાકતર, એન્જીનીયર, ખેતી, વેપાર, કેળવણી, હુન્નર, ઇત્યાદિ લાઇનો લેવા સ્કોલરશીપો મળતી હોય તો ઘણા વિદ્યાર્થીઓ તૈયાર થઇ શકે, પરંતુ એવા કેળવણી ફંડની શરૂઆત પણ પરિષદમાં થઇ નહિ

આજના જમાનામાં સૌ કોઇ કબૂલ કરશે કે કેળવણી સારી લીધેલ હશે તો પોતાની જ્ઞાતિને આગળ લાવશે અત્યારે ઉચ્ચ અભ્યાસ કરેલ કન્યાઓ માટે તેને લાયક મુરતીઆ મળતા નથી એ ખૂબ છે માટે આદર્શ જ્ઞાતિજન બનવા માટે ઉચ્ચ કેળવણી લેવાની ખાસ જરૂરીઆત છે અને તેના માટે કેળવણી ફંડ કરવાની અગત્ય છે.

વિદ્યાદાન સાથે અન્નદાનની પણ ઓછી કિંમત નથી અને આવા કટોકટીના સમયમાં તો વિધવા સહાયક ફંડની મોટી જરૂર છે. પરિષદના પ્રમુખ આ કાર્ય માટે હવે પછી મળે તે કમીટીની બેઠકમાં ઉહાપોહ કરી તે માટે ખાસ વ્યવસ્થા કરશે એવી આશા રાખું છું, નહિ તો પરિણામ શૂન્ય ગણાશે યુવાનો પણ આ પ્રશ્ન ઉપાડી લેશે. ઇત્યલમ્.

[ પ્રસ્તુત લેખના લેખક શ્રી ડી. પી. દેશાઇ જ્ઞાતિ ઉન્નતિ માટે ખૂબજ ધગશ ધરાવે છે. તેઓ તન, મન, ધનથી અને શક્ય રીતથી જ્ઞાતિસેવા કરવાને હંમેશા ઉત્સુક છે. અમે ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ કે ગોળના વિધવા સહાયક ફંડનો વહીવટ તેમને સોંપવામાં આવે અને તેઓ પસંદ કરે તે વ્યક્તિને તેમની સાથે કાર્યમાં જોડવામાં આવે તો ઉપર્યુક્ત ફંડની વ્યવસ્થા બહુ સુંદર થશે. એ ફંડમાં સારી વૃદ્ધિ થશે અને ઘણી બહેનોને સહાય મળશે. આશા છે કે કાર્યવાહક કમીટી અમારા મંતવ્ય ઉપર વિચાર કરી યોગ્ય કરશે. સંચાલક. ]

## સમાચાર સંગ્રહ

**સ્વ. બોટાદકરના તૈલચિત્રની અનાવરણ વિધિ**—સુમધુરતાની 'સ્રોતસ્વિની' વહાવનાર, 'કલ્લોલિની'ના સર્જક, રાસતરંગિણી' વડે આનંદ વહાવનાર સ્વ. બોટાદકરના તૈલચિત્રની અનાવરણ વિધિ સૌરાષ્ટ્રના નાયબ વડા પ્રધાન શ્રી બળવંતરાય મહેતાએ બોટાદ મુકામે કરી હતી. આ વખતે ગોહિલવાડના કલેકટર શ્રી જાદવજી મોદી પણ હાજર હતા. શ્રી બળવંતરાયે સ્વ. બોટાદકરના જીવનની ટુંકી રૂપરેખા આપી હતી. સ્વ. બોટાદકરે પૂરી ગરીબી અવસ્થામાં પણ સ્વમાન સારી રીતે જાળવ્યું હતું જેવો તેમની બુદ્ધિનો ઝળઝળાટ હતો તેવી જો તેમની શારીરિક સંપત્તિ સારી હોત તો તેઓ પોતાનાં જીવન દરમ્યાન ચોતરફથી પૂરેપૂરી ખ્યાતિ અને નામના જરૂર મેળવત.

આ પ્રસંગે બોટાદકર સ્મારક સમિતિના પ્રમુખ પ્રો. રવિશંકર જોષીએ આ સ્મારકનો ઇતિહાસ રજુ કર્યો હતો. આ ફંડમાં રૂ ૬૨૦૦) જેટલા ભરાયા છે, સ્થાનિકના તો માત્ર રૂ. ૨૫૦) છે. આ ફંડમાથી અહિંની હાઈસ્કુલના ઉપલા વર્ગના એક વિદ્યાર્થીને રૂ. ૧૫) ની શિષ્યવૃત્તિ અપાશે

શ્રી જાદવજી મોદીએ સાહિત્ય પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કર્યું હતું.

**શ્રી દશા મોઢ વણિક વિદ્યોત્તેજક મંડળ—ભરૂચ**-આ મંડળની જનરલ મીટીંગ તા. ૧૬-૫-૪૮ ને રોજ બોલાવેલી હતી. સભામાં સભ્યો ૧૫ હાજર હતા, ઉત્સાહ સારો જણાતો હતો, સભ્યોની સંખ્યા ૧૯૪૮-૪૯ ના વર્ષ માટે ૪૮ ની છે જેમાં ૧૦ લાઈફ મેમ્બર છે, પહેલા લાઇફ મેમ્બર ૯ હતા અને આ વર્ષે ૧ લાઇફ મેમ્બર સ્રી થયા છે, જેમનું શુભ નામ સૌ. શારદાગૌરી કૃષ્ણલાલ બાપાલાલ ઝવેરી, જેમણે આ મંડળને રૂ. ૧૫૦૦) આપવા ઇચ્છા રાખી છે; જેમાંથી રૂ. ૫૦૦) આ વર્ષે આપ્યા છે, ને બીજા બાકી આવતા વર્ષમાં આપવા કહ્યુ છે.

### મીટીંગનો કાર્યક્રમ.

**ઠરાવ ૧** ગયા વર્ષની મીનીટસ મંજુર.

**ઠરાવ ૨** મંડળની આ મીટીંગનું પ્રમુખસ્થાન શ્રી હીરાલાલ અચરતલાલ ઝવેરીને આપવામાં આવ્યું હતું. એઓ ગયા વર્ષ માટે વાઇસ પ્રેસીડન્ટ હતા.

**ઠરાવ ૩** ૧૯૪૮-૪૯ ના વર્ષ માટે કાર્યવાહક કમીટીની ચુંટણી કરવામાં આવી હતી.

**પ્રમુખ—દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

**ઉપપ્રમુખ—શ્રી નટવરલાલ માણેકલાલ સુરતી**

**ઠરાવ ૪** ૧૯૪૭-૪૮ ના મંડળના ખર્ચ મન્જુર કરવામાં આવ્યા હતા.

**ઠરાવ ૫** ૧૯૪૮-૪૯ ના વર્ષ માટે ચોપડીઓ નવી લેવામાં રૂ. ૫૦) તથા મેળાવડો વિગેરે કરવા માટે રૂ. ૫૦) મંજુર કર્યા છે

**ઠરાવ ૬** આ વર્ષ માટે દરેક ભણતાં છોકરાઓને અને બાળાઓને ચાલતાં પુસ્તકો (Text Book) આપવી. તે કામ આ વર્ષ માટે શ્રી સનત્‌કુમાર સુ. મજમુદારને સોંપ્યું છે.

**શ્રી મોઢ યુવક મંડળ-મુંબઇ**—મંડળ તરફથી જુન માસથી શરૂ થતા નવા સત્રમાં મંડળના નાના ભંડોળમાંથી આ વર્ષે કુલ અઢાર અરજીઓ પાસ કરી છે. મંડળની પ્રવૃત્તિ દહાડે દહાડે વધતી જાય છે, મફત દવાની યોજનાનો લાભ સારી રીતે લેવાય છે. ઉપર્યુક્ત પ્રવૃત્તિને કારણે મંડળને ઓફીસની જરૂર છે, તેમજ પૈસાની પણ પુરેપુરી જરૂરીઆત છે. મંડળના નાના ભંડોળને કારણે આ વખતે ઘણા વિદ્યાર્થીઓને નિરાશ કરવા પડ્યા છે, ચોપડીઓની પણ એટલીજ માગણી છે. આ માટે કમીટીએ એક યોજના તૈયાર કરી છે જે થોડા વખતમાં અમલમાં આવશે. ઉપરની પ્રવૃત્તિ જોતાં દરેક જ્ઞાતિબંધુએ સારા પ્રસંગોમાં મોઢ યુવક મંડળને ભૂલવું ન જોઇએ.

લી. બાબુલાલ હ દાણી
વલ્લભદાસ જ શાહ
માનદમંત્રી,
શ્રી મોઢ યુવક મંડળ.

**નાશિક**—મોઢ વણિક મંડળની એક ખાસ બેઠક તા. ૧૨-૬-૪૮ ને રવિવારના રોજ રાત્રીના સાડાઆઠ વાગતે શેઠ ભગવાનદાસ મૂળચંદ વાલ્ટ્ણજી સેનેટોરીયમમાં શ્રીયુત વેણીલાલ અમૃતલાલ ગાંધીના પ્રમુખપણા હેઠળ શેઠશ્રી ચુનીલાલ દેવકરણ નાનજીનાં અવસાન બદલ શોક પ્રદર્શિત કરવા મળી હતી જેમા નીચે મુજબ ઠરાવ પસાર કરવામાં આવેલ.

ઠરાવ—નાશિક મોઢ વણિક મંડળની આજની આ સભા આપણી જ્ઞાતિના વિદ્વાન, ધર્મિષ્ટ તથા જ્ઞાતિહિત ચિંતક શેઠશ્રી ચુનીલાલ દેવકરણ નાનજીના થયેલ અવસાન બદલ શોક પ્રદર્શિત કરે છે, તથા તેમના કુટુંબીજનો પ્રત્યે ઉંડી દિલસોજીની લાગણી દર્શાવે છે. પરમ કૃપાળુ પરમાત્મા સદ્‌ગતના આત્માને શાન્તિ આપો એવી ઇશ્વર પાસે પ્રાર્થના કરે છે.

લી સેક્રેટરી,
જમનાદાસ કપુરચંદ શાહ.

---

## જોઇએ છે મોઢ વણિક જ્ઞાતિની કન્યા

ચોત્રીસ તાલુકા માંહેના મુરતીઆ પાંચ ઝરીઆ કોલફીલ્ડમાં રહેનારને માટે ઉ. વ. ૧૪ થી ઉ. વ. ૨૪ સુધીની કન્યા.

પુનંલગ્ન કરાવવા ઇચ્છતા કન્યાના વાલીઓએ તકલીફ લેવાની ખાસ જરૂર છે.

દરેક મુરતીઆની ઉંમર, અભ્યાસ, વતન, કુટુંબ તથા માસિક આવક માટે પુછાવનારે પોતાના તરફની હકીકત જણાવવા મહેરબાની કરવી.

પત્રવ્યવહાર કરવાનું શીરનામું.
**માણેકલાલ નારાયણજી ગાંધી.**
ટીસરા Po. ઝરીઆ (માનભુમ) (E. I. Rly).

**શ્રી મોઢ શુભેચ્છક ફંડ-મુંબઇ—ને ચાલુ સાલમાં મળેલ ભેટની પહોંચ.**

જાવક ફંડ ખાતે—

૧૦૧) ડૉ. ચમનલાલ માણેકલાલ મહેતા — મુંબઈ
૨૫૧) શેઠ ઠાકોરદાસ એમ. પારેખ — ,,
૧૦૧) શેઠ ગોવિંદદાસ ભુખણદાસ — ઔરંગાબાદ
૭૦૦૦) સર પરશોતમદાસ ઠાકોરદાસ — મુંબઈ
૧૦૧) શેઠ આત્મારામ નારણદાસ — રાંદેર
૫૦૧) મેસર્સ દેવકરણ નાનજી એન્ડ સન્સ સ્વ. શેઠ ચુનીલાલનાં સ્મરણાર્થે — મુંબઇ
૧૦૧) શેઠ મનમોહનદાસ કાળીદાસ સ્વ. સૌ. રામકુંવરબાઇનાં સ્મરણાર્થે — ,,

શ્રી મદદ ખાતે—

૧૦૦૦) શેઠ લાલદાસ ત્રીભોવનદાસ અને સૌ. ચંચળબેન લાલદાસ — મુંબઈ
૫૦૦) સુરૈયા ચેરીટીઝ ટ્રસ્ટ હ. શેઠ વરજીવનદાસ મોતીલાલ — ,,
૨૦૧) શેઠ હરજીવનદાસ કેશવજી — ઘાટકોપર
૨૦૧) શેઠ ઠાકોરદાસ રંગીલદાસ ગાંધી — મુંબઇ
૨૦) જુદા જુદા ગૃહસ્થો તરફથી.

આ ફંડમાં ચાલુ સાલ રૂ ૨૦૦૦૦) રૂા. વીસહજાર ઉપરાંત ખોટ આવવા સંભવ છે. સુખી અને ઉદાર બાઇઓ આ બાબત લક્ષમાં લઇ પોતાનો ઉદાર હાથ આ ફંડ તરફ લંબાવે તેવી વિનંતી છે. સહાય મોકલવાનું ઠેકાણું—

૫૪૨, ગાંધી બીલ્ડીંગ
સેન્ડહર્સ્ટ બ્રીજ,
ચોપાટી-મુંબઈ ૭

ઈશ્વરલાલ મોતીરામ શ્રોફ.
ઓન. સેક્રેટરી.

**શ્રી રાજકોટ મોઢ મંડળ**—આ મંડળ શ્રીયુત પોપટલાલ અંબાણી જેવા પ્રખર કેળવણીકાર અને સેવાભાવી જ્ઞાતિબંધુના પ્રમુખપદ નીચે ઇ. સ. ૧૯૪૪ માં સ્થપાયું છે. શ્રી ગોવર્ધનદાસ ગોવિંદજી રાઠોડ તથા શ્રી છગનલાલ તારાચંદ મણિયાર જેવા સેવાભાવી ગૃહસ્થો તેના મંત્રીઓ છે. આ મંડળે માંદગીના સાધનો વસાવ્યા છે, જ્ઞાતિભાઇઓ અને બહેનોને બની શકે તેટલી આર્થિક સહાય કરે છે. જ્ઞાતિની કેટલીક બહેનો જે વિધવા, ત્યકતા કે અસાધ્ય હાલતમાં રાજકોટ શિક્ષણ લેવાને રહે છે તેમને પુસ્તકો, ફી અને અન્ય જરૂરના સાધનો પુરાં પાડે છે. આ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને પુસ્તકની જરૂર હોય તેમને પાઠ્ય પુસ્તકો આપે છે. મંડળની સભ્ય ફી માસિક ફક્ત ચારઆના છે, જ્ઞાતિબંધુઓ આ મંડળને સહાય કરે તેવી વિનંતિ.

**"મોઢ મહોદય" ને મળેલ ભેટની પહોંચ**

૫) રા. તલકશીભાઇ પરશોત્તમદાસ તરફથી ચિ. શૈલબાળાનાં લગ્ન પ્રસંગે. — જંબુસર
૩૧) શાહ અમૃતલાલ જમનાદાસ તરફથી ચિ. રમણિકલાલ તથા
ચિ. જયાલક્ષ્મીનાં લગ્ન પ્રસંગે. — દીવબંદર.
૨) વોરા હરિલાલ દામોદરદાસ તરફથી ચિ. ગુણવંતરાયનાં વેવિશાળ પ્રસંગે — ધ્રાંગધ્રા

૧૦૦) શ્રી મનહરલાલ જેઠાલાલ મહેતા તરફથી આશ્રયદાતામાંથી મુરબ્બી વર્ગમાં દાખલ થતા — એકવાડ

૫) વડો. કરશનદાસ જીવણદાસ તરફથી ચિ. ધીરજલાલનાં વેવિશાળ પ્રસંગે. રાણપુર

વ્યવસ્થાપક.

સુરત—શા. હરિશ્ચંદ્ર વિઠ્ઠલદાસ દલાલ (આફ્રીકાવાળા) ના પૌત્રો ભાઇ સુરેષ તથા ભાઇ અજીત મેટ્રીકમાં પાસ.

વેવિશાળ—આણંદપુર (ભાડલા) પારેખ દેવચંદ સોમજીના પુત્ર કાંતિલાલનું વેવિશાળ બોધગામવાળા મેતા વેણીલાલ ભાણજીની પુત્રી અવિતાગૌરી સાથે.

કુંતલપુર—(હાલ અમદાવાદ) ના વકીલ ગાંધી પરભુદાસ મોતીચંદના પુત્ર ભાઇલાલનું વેવિશાળ જોરાવરનગરના શા. પરભુદાસ ત્રીભોવનદાસની પુત્રી મધુકાન્તા સાથે.

રાણપુર—વડો. કરશનદાસ જીવણદાસના પુત્ર ધીરજલાલનું વેવિશાળ દોશી દામોદરદાસ ખોડીદાસની પુત્રી વિમળાગૌરી સાથે

ભાવનગર—મેતા ગીરધરલાલ હરજીવનના પુત્ર લાલજીનું વેવિશાળ પ્રભાસપાટણના શેઠ કેશવલાલ મથુરાદાસની પુત્રી કાંતાગૌરી સાથે.

લખતર—મેતા પ્રાણજીવદાસ ખુશાલદાસના પુત્ર ચિ. ચિમનલાલનું વેવિશાળ ભાવનગરવાળા અમૃતલાલ મોહનલાલની પુત્રી કુંદનગવરી સાથે અષાડ શુદ ૨.

લગ્ન—દીવ શા અમૃતલાલ જમનાદાસના પુત્ર ભાઇ રમણિકલાલનાં લગ્ન શેઠ સોમચંદ સુંદરની પુત્રી જયાલક્ષ્મી સાથે તથા પુત્રી બહેન જયાલક્ષ્મીનાં લગ્ન શેઠ ધરમશી નથુભાઇના પુત્ર ભોગીલાલ સાથે વૈશાખ વદ ૧૧

દેહવિલય—વાંકાનેર મોદી પ્રેમચંદ વાલજી ઉ. વ. ૬૧ સ્વર્ગવાસી થયા. જેઠ શુદ ૮

રાજકોટ—પારેખ પ્રાણજીવનદાસ જુઠાભાઇ સ્વર્ગવાસી થયા. તા. ૧૫-૬-૪૮

વઢવાણકેમ્પ—વોરા લાલભાઇ ઠકરભાઇના ભત્રીજા અમૃતલાલ ટુંક બિમારી ભોગવી ૪૦ વર્ષની વયે અમદાવાદમાં સ્વર્ગવાસી થયા.

ભાવનગર—મણિયાર બાલકૃષ્ણ મણિલાલનો બાલપુત્ર સ્વર્ગવાસી થયો.

ભાવનગર—પરીખ મણિલાલ કેશવજીના ધર્મપત્ની હરિબાઇ સ્વર્ગવાસી થયા. જેઠ વદ ૧૪ સોમવાર.

**"મોઢ મહોદય" ને રૂ. અઢી કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨॥ | રા. ધીરજલાલ નેમચંદ | મુંબઇ | ૩॥ | રા. ગોરધનદાસ દુર્લભદાસ | સુરત |
| ૨॥ | ,, લજપતરાય ઠાકોરદાસ | વડોદરા | ૩॥ | ,, વ્રજલાલ જમનાદાસ | કુંડલા |
| ૨॥ | ,, ભાઇચંદ જીવરાજ | મુંબઇ | ૩॥ | ,, કેશવલાલ ગોવિંદલાલ | રાજકોટ |
| ૨॥ | ,, જાદવજી વખતચંદ | ,, | ૨॥ | ,, પોપટલાલ દેવચંદ | સાખાણી |
| ૩॥ | ,, સાંકળચંદ ગીરધરલાલ | ધોળકા | ૩॥ | ,, ફુરજી મોનજી | હવા |
| ૩॥ | ,, નારણદાસ ગોપાળદાસ | ,, | ૨॥ | ,, પરમાણંદદાસ ગુલાબચંદ | મોરબી |
| ૩॥ | ,, માણેકલાલ જમનાદાસ | ,, | ૨॥ | રા. માવજી લાલજી | બસ |
| ૩॥ | ,, વલ્લભદાસ ત્રીભોવન | મોરબી | ૨॥ | ,, ધારસી વલ્લભદાસ | મુંબઇ |

વ્યવસ્થાપક.

## સ્વીકાર

**ભાલણનાં પદ**—કુલ ૧૭૦ પાનાનું આ પુસ્તક છે, આની અંદરનાં પદોનાં સંપાદક શ્રીયુત જેઠાલાલ ત્રિવેદી છે. શ્રી ત્રિવેદીને કાવ્યો અને નવલકથા લખવાનો સારો શોખ છે. તેમણે હિંદી તથા બંગાળી સાહિત્યનો સારો પરિચય મેળવેલો છે.

આ પુસ્તકમાં ૧ થી ૫૮ પાનાં સુધી કવિ ભાલણનું જીવન અને કવન આપેલ છે, જે ખાસ વાંચવા જેવું છે. ૬૧ થી ૧૧૨ પાનાં સુધી શ્રી રામબાળ ચરિત અને શ્રી બાળકૃષ્ણની લીલાનાં પદ આપેલાં છે. પહેલાં ચરિતમાં ૪૧ પદો છે અને રામજન્મથી સીતા સ્વયંવર સુધીનું વર્ણન છે. શ્રી કૃષ્ણની લીલાનાં ૨૮ પદો છે અને ગોપીઓની પ્રેમલક્ષણા ભક્તિ સુધીનું વર્ણન છે, ૧૧૩ થી ૧૨૬ પાના સુધી ટિપ્પણ આપી છે. જેમાં દરેક દરેક પદમાં શો શો ભાવ વ્યક્ત છે તેનું સૂચન કરેલ છે, આ ઉપરાંત બીજાં પણ પદો છે.

આ બધાં પદો બહુજ સાદી અને સરળ ભાષામાં લખાએલાં છે, પદો સંપૂર્ણ ભાવભર્યાં અને મુખપાઠ કરવા જેવાં છે. પુસ્તકની કિંમત રૂા. ૩-૦-૦ છે.

પ્રકાશક—જીવનલાલ અમરશી મહેતા.
પીરમશા રોડ—અમદાવાદ.

**ગીતા મંદિર**—ધ્રાંગધ્રા આ મંદિરનો રિપોર્ટ તથા હિસાબ છપાવી બહાર પાડેલ છે. ધર્મના મૂળ ત્રણ અંગો ભક્તિ, જ્ઞાન અને કર્મ એ ત્રણનો પ્રચાર કરવાનો આ મંદિરનો ખાસ હેતુ છે. પ્રમુખ રાજરાણાશ્રી નવલસિંહજીભાઇ ભવાનસિંહજીભાઇ છે. વ્યવસ્થાપક વોરા હિંમતલાલ ગોવર્ધનદાસ છે. સેક્રેટરી ભટ જયંતિલાલ છોટાલાલ છે, બીજા નવ સભ્યો છે.

**શ્રી ચા. મો બ્રા. યુવક મંડળ**—વડનગર બ્રાહ્મણવાડાના પંડ્યા ઉમીયાશંકર ભાઇએ રૂા. ૧૦૧) વિદ્યાર્થીઓને મદદ આપવા માટે મોકલ્યા છે. આભાર દરેક જ્ઞાતિબંધુઓને મદદરૂપ બનવા વિનંતિ.

લખો—જોયતારામ પંડ્યા મા. મંત્રી—વડનગર.

"મોઢ મિત્રને શુભાશિષ"—શ્રી પ. પૂ. જગ. શંકરાચાર્યજી મહારાજશ્રીએ મોઢમિત્રના ગુજ વિભાગના સંપાદક શ્રી જોયતારામ પંડ્યાને સફળ સંચાલન માટે શુભ આશીર્વાદ દ્વારકાપુરમથી મોકલ્યા છે. વંદના. દરેક જ્ઞાતિબંધુ શક્ય સહકાર આપી મોઢમિત્રને સાચો મિત્ર બનાવે એજ મહેચ્છા. લેખકોએ તથા સમાચાર આપનાર બંધુઓએ તા ૧૦ મી સુધીમાં વૃત્તાંત મોકલવા.

લખો—સંપાદક ગુ. વિ. મોઢમિત્ર—વડનગર.

"તેજનેછાયા"—શાંતિને નિંદ્રા વૃદ્ધો માટે છે, રમત-ગમત બાળકો માટે છે, પણ યુવાનો માટે તો યુગને અનુકુળ સમાજ રચના તયાર કરવામાં પોતાના શરીર, મન ને આત્માનું ઐક્ય સાધી કાર્ય કરવા સજ્જ થવાનું છે.

રામ વડનગર.

## સ્વીકાર

**બાલકૃષ્ણનાં પદ**—કુલ ૧૭૦ પાનાનું આ પુસ્તક છે, આની અંદરનાં પદોના સંપાદક શ્રીયુત જેઠાલાલ ત્રિવેદી છે. શ્રી ત્રિવેદીને કાવ્યો અને નવલકથા લખવાનો સારો શોખ છે. તેમણે હિંદી તથા બંગાળી સાહિત્યનો સારો પરિચય મેળવેલો છે.

આ પુસ્તકમાં ૧ થી ૫૮ પાનાં સુધી કવિ બાલકૃષ્ણનું જીવન અને કવન આપેલ છે, જે ખાસ વાંચવા જેવું છે. ૬૧ થી ૧૧૨ પાનાં સુધી શ્રી રામબાળ ચરિત અને શ્રી બાળકૃષ્ણની લીલાનાં પદ આપેલાં છે. પહેલાં ચરિતમાં ૪૧ પદો છે અને રામજન્મથી સીતા સ્વયંવર સુધીનું વર્ણન છે. શ્રી કૃષ્ણની લીલાનાં ૨૮ પદો છે અને ગોપીઓની પ્રેમલક્ષણા ભક્તિ સુધીનું વર્ણન છે, ૧૧૩ થી ૧૨૬ પાના સુધી ટિપ્પણ આપી છે. જેમાં દરેકે દરેક પદમાં શો શો ભાવ વ્યક્ત છે તેનું સૂચન કરેલ છે, આ ઉપરાંત બીજાં પણ પદો છે.

આ બધાં પદો બહુજ સાદી અને સરળ ભાષામાં લખાએલાં છે, પદો સંપૂર્ણ ભાવભર્યાં અને મુખપાઠ કરવા જેવા છે. પુસ્તકની કિંમત રૂ. ૩-૦-૦ છે.

પ્રકાશક—જીવનલાલ અમરશી મહેતા.
પીરમશા રોડ—અમદાવાદ.

**ગીતા મંદિર**—માંગરોળ આ મંદિરનો રિપોર્ટ તથા હિસાબ છપાવી બહાર પાડેલ છે. ધર્મના મૂળ ત્રણ અંગો ભક્તિ, જ્ઞાન અને કર્મ એ ત્રણનો પ્રચાર કરવાનો આ મંદિરનો ખાસ હેતુ છે. પ્રમુખ રાજરત્નશ્રી નવલસિંહજીબાપુ ભવાનસિંહજીબાપુ છે. વ્યવસ્થાપક વોરા હિંમતલાલ ગોરધનદાસ છે. સેક્રેટરી ભટ જયંતિલાલ છોટાલાલ છે, બીજા નવ સભ્યો છે.

**શ્રી ચા. મો. બ્રા. યુવક મંડળ**—વડનગર બ્રાહ્મણવાડાના પંડ્યા ઉમીયાશંકરભાઈએ રૂ. ૧૦૧) વિદ્યાર્થીઓને મદદ આપવા માટે મોકલ્યા છે. આભાર દરેક જ્ઞાતિબંધુઓને મદદરૂપ બનવા વિનંતિ.

લખો—જોયતારામ પંડયા મા. મંત્રી-વડનગર.

**"મોઢ મિત્રને શુભાશિષ"**—શ્રી પ. પૂ. જગ. શંકરાચાર્યજી મહારાજશ્રીએ મોઢમિત્રના ગુજ વિભાગના સંપાદક શ્રી જોયતારામ પંડ્યાને સફળ સંચાલન માટે શુભ આશીર્વાદ દ્વારકાપુરમથી મોકલ્યા છે. વંદના. દરેક જ્ઞાતિબંધુ શક્ય સહકાર આપી મોઢમિત્રને સાચો મિત્ર બનાવે એજ મહેચ્છા. લેખકોએ તથા સમાચાર આપનાર બંધુઓએ તા ૧૦ મી સુધીમાં વૃત્તાંત મોકલવા.

લખો—સંપાદક ગુ. વિ. મોઢમિત્ર-વડનગર.

**"તેજનેછાયા"**—શાંતિને નિંદ્રા વૃદ્ધો માટે છે, રમત-ગમત બાળકો માટે છે; પણ યુવાનો માટે તો યુગને અનુકુળ સમાજ રચના તયાર કરવામાં પોતાના શરીર, મન ને આત્માનું ઐક્ય સાધી કાર્ય કરવા સજ્જ થવાનું છે.

રામ વડનગર.

સ્વ૦ પારેખ ભીખાભાઇ ગોપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમા નવજીવન પ્રેરી તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી નગટ કરેલ માસિક

## અનુક્રમણિકા






વાર્ષિક લવાજમ પોસ્ટેજ સહિત રૂા ૨—૦—૦ વી પી ખર્ચ અલગ

ભાવનગર—શ્રી કૃષ્ણ ત્રિવેદી પ્રેસમાં આ માસિક સંચાલક માટે છાપ્યું અને પ્રકાશકે મોઢ મહોદય ઓફીસ ભાવનગરથી પ્રગટ કર્યુ

## આ માસિકના સંચાલક શ્રી છબિલદાસ અમીચંદ

નું

# અતિ ખેદકારક અવસાન.



અમને જણાવતા અતિ દિલગીરી થાય છે કે ભાઈ છબિલદાસ અમીચંદ દેશાઈએ તા ૧૦-૮-૪૮ મંગળવારે રાત્રે દશવાગે એકાએક હૃદય રોગ (હાર્ટફેલ) થી સ્વર્ગવાસ કર્યો છે સ્વ. બોટાદકરે તદીપ૦ છેડયું તે ઘડીથી આ દિન સુધી આ માસિકનું તેમણે સફલ સંચાલન કર્યું છે આ લાંબી મુદત દરમિયાન તેમના અનેક દિશાન-ધાર્મિક સામાજિક નૈતિક અને રાજદ્વારી-લેખો થી વાચકો સુપરિચિત છે મર્હુમ સ્વભાવે મિલનસાર સરળ હૃદયના અને સંતોષી હતા તેમના અવસાનથી આ સંસ્થાને લાંબો વખત સુધી ન પુરાય તેવી ખોટ પડી છે

**મર્હુમની જીવન ઝરમર**—તેમનો જન્મ અત્રેના દેશાઈ કુટુંબમાં સં. ૧૯૫૧ માં થયો હતો. કુટુંબની સ્થિતિ અતિ સામાન્ય હતી વૃદ્ધ પિતા માતા બે ભાઈઓ અને બે બેનેનો કુટુંબ ભાર નાનપણથીજ તેમના માથે પડ્યો હતો મેટ્રીક સુધીનો અભ્યાસ માંડમાંડ પુરો કરી કુટુંબ નિર્વાહ માટે તેમને કોલેજનો અભ્યાસ છોડવો પડ્યો

અભ્યાસ દરમિયાનની તેમની કારકીર્દિ અતિ ઉજ્જ્વળ હતી શાળામાં શિક્ષકોનો પ્રેમ સંપાદન કર્યો હતો મારા તેઓ વિદ્યાર્થી અવસ્થામાંથીજ સહાધ્યાયી હતા વિદ્યાર્થી અવસ્થામાંજ અમારી મિત્રતાની

ગાંઠ બંધાણી, અમને બંનેને કેટલાક તો સગા ભાઈઓ જ ગણતા.

માધ્યમિક શાળાનો અભ્યાસ પુરો કરી અત્રેની સનાતન ધર્મ હાઈસ્કુલ જેમાં તેમણે અભ્યાસ કર્યો હતો તેજ શાળામાં તેઓ શિક્ષક તરીકે જોડાયા. અમે બંને સાથે ભણ્યા, સાથે એકજ શાળામાં જોડાયા. પછી ટુંક વખતમાંજ મર્હુમ શ્રી ભીખાભાઈ ગોપાળજી જેમણે આ માસિક શરૂ કર્યું તેમણે અમને બંનેને પોતા તરફ આકર્ષ્યા. શ્રી બોટાદકર તંત્રી હતા પરંતુ માસિકની વ્યવસ્થા તેમનાથી અવસ્થાને લીધે થઈ શકતી નહિ. બે વર્ષ બાદ માસિક બંધ કરવાનો નિર્ણય મને જણાવતા મેં તે સેવા મને સોંપવા માગણી કરી અને તેમણે ઘણાજ પ્રેમથી મને માસિકની વ્યવસ્થા સોંપી. બે વર્ષ બાદ શ્રી બોટાદકર ફાર્ગ થતાં ભાઈ છબિલદાસ સાથે જોડાયા. અમે સાથે ફરી ગ્રાહકોની સંખ્યા વધારવા અને માસિકને પગભર કરવા ખૂબ મહેનત કરી. આટલા વર્ષો દરમિયાન અમારી વચ્ચે અનેક મધુરા, ખાટા, તીખા પ્રસંગો બની ગયા છે પરંતુ એક બીજાના બાંધછોડ કરવાના સ્વભાવને લીધે અમે ઠેઠ સુધી મિત્રો અને આપ્તજન તરીકે રહી શક્યા.

શાળાની નોકરી દરમિયાન તેમણે બહુજ યશસ્વી કારકીર્દિ સંપાદન કરી હતી. વિદ્યાર્થીઓ, અને ઉપરી અધિકારીના તેઓ પ્રેમપાત્ર બન્યા હતા. છેલ્લા ત્રણેક વર્ષથી તો તેઓ એ. વી. વિભાગના હેડમાસ્તર તરીકે નીમાયા હતા. જવાબદારીનું કાર્ય મળ્યા પછી તો તેમણે પોતાની ફરજ અદા કરવામાં જાતની સામું જોયું નથી. હેડમાસ્તર તરીકેની કારકીર્દિ દરમિયાન સ્ટાફના દરેક શિક્ષકોને તેમણે ઘણોજ પ્રેમ સંપાદન કર્યો હતો. સનાતન ધર્મ હાઈસ્કુલ એ એક ખાનગી શાળા હોવા છતાં ઘણી જુની અને સદ્ધર શાળા છે. તેના સંચાલકો સેવાભાવે અને નિઃસ્વાર્થપણે તેનું સંચાલન કરી રહ્યા છે. તેઓ શ્રી છબિલદાસની એકનિષ્ઠાથી કરેલ સેવાની જરૂર કદર કરશે એવી અમારી આશા છે.

ગયે વર્ષે મને જ્યારે સનાતન ધર્મ હાઈસ્કુલમાંથી છુટા થવાનો અને નૂતન વિદ્યાલયમાં જોડાવાનો પ્રસંગ ઉપસ્થિત થયો ત્યારે અમને બંનેને એકજ ગામમાં રહેવા છતાં રોજ મળી શકવાનો સંભવ હોવા છતાં વિયોગ થતો હોય તેવું દુઃખ થએલું.

સાંજે સાતવાગ્યા સુધી અમે સાથે હતા. હસતા ખેલતા જુદા પડ્યા અને એક બીજાને ઘરે ગયા. રાત્રે દશવાગે મને તેડું આવ્યું. એકદમ

( જુઓ પાનું ૩૬૯ મું. )

# :: :: :: :: :: :: :: તંત્રીસ્થાનેથી.

હે કૃષ્ણ ! કાળજાં કોતરતાં કષ્ટો કાપો:—આ દુનીઆમાં બધાં માણસો સુખ, શાંતિ અને સુલેહસંપ ઇચ્છે છે. સુખ, શાંતિ અને સુલેહસંપ એ નીતિ, ન્યાય, સત્ય, સદાચાર, પરોપકાર, સત્ય, ધર્મભાવના વગેરે પ્રકારનાં સત્કર્મોનું ફળ છે. માણસોને સત્કર્મો કરવાં નથી અને સત્કાર્યોનાં ફળરૂપે પ્રાપ્ત થતાં સુખોની ઇચ્છા કરવી છે; આ તે કદિ બને ખરૂં !

આવીજ રીતે દુઃખ, દારિદ્ર, દુષ્કાળ, રોગોપદ્રવ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, યુદ્ધ, મહામારી વગેરે અન્યાય, અનીતિ, દુરાચાર, ધર્મભ્રષ્ટતા, કુટિલતા, પાખંડ, અસત્ય વગેરે દુષ્કૃત્યોનાં ફળરૂપે છે. માણસોને દુષ્કૃત્યો કરવા છે અને તેમના ફળરૂપે પ્રાપ્ત થતાં દારૂણ દુઃખો ભોગવવાનું ઇચ્છવું નથી. અફસોસ ! દૈવી તિરસ્કારને પાત્ર લાલસા !!!

આ ચાલુ શ્રાવણ માસમાં કઇક કઇક સ્થળે રામાયણ, મહાભારત, ભાગવતનું વાંચન, પૌરાણિક કથા, ધાર્મિક આખ્યાનો, હોમહવન, જપતપ, ધ્યાન, શાસ્ત્રીય પ્રવચન, ઉપવાસાદિ વ્રતો, પ્રાર્થના, ભજન વગેરે પ્રકારના ધાર્મિક પ્રચારો કરાયો અને આવા ધાર્મિક પ્રચારો કેટલાયે વખતથી ખાસ કરીને ચાતુર્માસ એટલે ચોમાસાના ચાર માસ દરમ્યાન કરાતા આવ્યા છે છતાં સારાયે હિંદમાં સુખ અને શાંતિને બદલે ઉત્તરોત્તર અશાંતિનો અગ્નિ દિનપ્રતિદિન વધુ ને વધુ જામતો જાય ! આનું કારણ અગાઉ જણાવ્યું તેમ માણસો ધાંધલીયા ધમાલમાં અને કીર્તિ લોલુપતામાં વિશેષ રચ્યાપચ્યા રહેવા લાગ્યાં છે.

અત્યારે તો હે કરૂણાનિધાન કૃષ્ણ ! અત્યારનાં કાતિલ કષ્ટોમાંથી તારા સિવાય કોઈ ઉગારનાર નથી. હે પ્રભો ! તું બુદ્ધિપ્રેરક છે તો તારા અજબ ચમત્કારથી દુરાચારીઓની દુર્બુદ્ધિને દાબ અને તેમનામાં સદ્‌બુદ્ધિનો સંચાર કર જેથી દુનીઆમાંથી દારૂણ દુઃખ દાવાનળ દૂર થાય.

સ્વ. પૂજ્ય મહાત્માજી જેવા સાચા સંતના પ્રતાપે તેમજ સરદારશ્રી વલ્લભભાઈ, પંડિત જવાહરલાલ અને એવા બીજા દેશનેતાઓના સાચા ભેખધારીઓનાં તપના પ્રતાપે હિંદને સ્વરાજ્ય તો સાંપડ્યું, પણ એ સ્વરાજ્યના સુસ્વાદને બદલે અત્યારે તો હિંદુ-મુસ્લીમ વચ્ચે વિખવાદનું વાતાવરણ વધતું જાય છે અને મુસ્લીમોની ધર્માન્ધતા અને ધર્માન્ધતાના પૂરા પાગલપણાને લીધે કઈક બિચારા હિંદુઓને વર્ણવી ન શકાય તેવી ત્રાસદાયક રિબામણીનો ભોગ થવું પડ્યું છે અને હજીપણ ભોગ થતા જાય છે. જુદાં જુદાં એકમોદ્વારા સંગઠન સાધી, હિંદીસરકાર હિંદુસ્તાનમાં પોતાથી બને તેટલી સુલેહ શાંતિ જાળવવા અથાગ શ્રમ ઉઠાવી રહી છે અને હિંદી સરકારને તેના સત્ય કાર્યમાં વિજયી બનાવવી એ તો હે કૃષ્ણ ! તારી કૃપાદૃષ્ટિની એક

મોટ માંડવા જેવું નાનું એવું કાર્ય છે

સર્વ વ્યાપક, સર્વ શક્તિમાન, સર્વજ્ઞ એવા હે કૃષ્ણ ! તારે માટે શું અશક્ય છે ? તારી ઇચ્છાનુસાર તો જગતનો કાર્યક્રમ ચાલ્યા કરે છે. તારી ઇચ્છાનુસાર સૂર્ય ચંદ્રાદિ ગ્રહો નિયમિત ભ્રમણ કરે છે. તારી ઇચ્છાનુસાર હરકોઇને નિર્મળુ રસ્તે ચાલ્યા જવાનું છે. દરેકનો માર્ગ નિષ્કંટક બનાવવો એ તારી કૃપાનું કામ. દરેકને તારી સદા સહાયની અનિવાર્ય આવશ્યકતા છે કેમકે હરકોઈ તારી સહાય વડેજ ઉજળો છે અને તારી સહાય વિના સૂનો છે. સૌ કોઈ આ ભવાટવીમાં ભૂલા પડ્યા છે. અહંતા, મમતાનો ત્યાગ કરાવી, સૌને નિખાલસ હૃદયનાં બનાવવા તુંજ એક સમર્થ છે. કર્તા, હર્તા તું છે. બાકી બધું નિમિત્ત માત્ર છે તું રમાડનાર છે. સૌ રમનારાં છે. તું સૌનાં હૃદય વાંચી શકે છે. જેમાં જેટલી ન્યૂનતા હોય તેટલી તું પૂરી કર, હે વહાલા પ્રભો ! તું જે સૌને કસોટીએ ચડાવવા ધારતો હો, તો તે કસોટીમાંથી પસાર થવાનું સામર્થ્ય પણ તારે જ બક્ષવાનું છે. સૌ કોઈનો તારા ચરણમાં વાસ અને તારામાં દૃઢ ભક્તિભાવ થાઓ.

આચાર વિચારની ભ્રષ્ટતા, કુલ, જાતિ, વર્ણ વગેરે ધર્મનો ધ્વંસ, વધતું જતું વર્ણસંકરત્વ, ધાર્મિક પાખંડ, પ્રપંચ અને પાપની વૃદ્ધિ વગેરેને લીધે '*કાલોઽસ્મિ લોકક્ષયકૃત્ પ્રવૃદ્ધો*' એ પ્રમાણે તુંજ પોતે તો કાળરૂપે દુખાતું દમન કરવા તત્પર નથી થયો ને ? નાથ ! ગમે તે હો, પણ તું દીનનો નાથ છે તો હે દયાળુ દેવ ! ગરીબ, નિરાધાર અને દુઃખીઆનીબ્હારે રહેલો ધા અને 'ત્રાહિ, ત્રાહિ' પોકારી રહેલી મોટા ભાગની જનતાનો ત્રિવિધ તાપને ટાળ, હે વિશ્વ વ્યાપક વિભો ! અંતરના ઉંડાણમાંથી આર્તનાદની આ અભ્યર્થનાનો હે અચ્યુત, અંગીકાર એજ અમ અભાગી ઉપર અનહદ ઉપકાર.

× × × ×

**ગતાંકની સમાલોચના**—જે માસ પછી 'મહોદય' એકત્રીસ વર્ષ પુરાં કરશે, આ મોટા ગાળા દરમ્યાન તેમાં ભિન્ન ભિન્ન દૃષ્ટિએ કઇક પ્રશ્નો છણાયા છે. ગતાંકની સમાલોચના કરવાનો હેતુ એ છે કે વાચક વર્ગને તેથી ખ્યાલ આવે કે 'મહોદય' દરેક દૃષ્ટિએ પ્રશ્નોની છણાવટ કરી રહ્યું છે.

ગતાંકમાં પહેલાં પાને 'ધર્મ' એ શિર્ષક લેખ છે. તેમાં ધર્મનું સત્ય સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે. બીજે પાને 'નવા જમાનો' એ નામના લેખમાં કઇ કઇ રીતે ફેર અને દેખાવ કરાય છે. તે વિષે માર્મિક ઉલ્લેખ છે. 'તંત્રીસ્થાનેથી' માં એકમ ઉપર પ્રવચન, કરાયું છે તેમજ ગોળ પરિષદે હજી જે કાર્ય ખાસ કરવાનું છે તે તરફ કાર્યવાહકોનું લક્ષ ખેંચ્યું છે આ ઉપરાંત ગોળ પરિષદને લગતા બીજા બે લેખો છે, જેમાં પણ જ્ઞાતિ વિષયક બાબતો વિષે ઉલ્લેખ છે. 'ઉન્મની અવસ્થા' શિર્ષક લેખમાં આધ્યાત્મિક ભાવનો ઉલ્લેખ છે. 'સતી માહાત્મ્ય'

શિર્ષક લેખમાં સતી સ્ત્રીના અજબ પ્રભાવનો પરચો છે. 'દાનપુણ્ય ક્યાં કરશો' એ લેખમાં સૌથી શ્રેષ્ઠદાન કયું છે તેનો યથાર્થ ઉલ્લેખ કરાયો છે. 'બાલકુંજ' એ જ્ઞાન સાથે ગમ્મત આપનાર છે. 'સંતતિ પ્રત્યે માબાપનું કર્તવ્ય' એ શિર્ષક લેખમાં જીવનની નીતિ બરાબર સમજાવવામાં આવી છે 'સંસારને સીમાડેથી' એ લેખ આબેહુબ સામાજીક ચિતાર ખડો કરે છે.

આ પ્રમાણે ગતાંકમાં ધાર્મિક, નૈતિક, આધ્યાત્મિક, જ્ઞાતિવિષયક તેમજ સામાજિક વગેરે દૃષ્ટિએ લેખો અપાએલા છે લેખોનું સાચું સાર્થક્ય લખવામાં કે વાંચવામાં નથી. સાચું સાર્થક્ય તો લખેલું અને વાંચેલું જે આપણને યોગ્ય માલુમ પડે. તેનો તરત અમલ કરવા માંડવો તેમાં છે. અત્યાચારના આ વિષમ કાળમાં જીવનની ઉપયોગિતા સમજી, જેટલે અંશે, જે રીતે બીજાને ઉપયોગી અને સહાયભૂત બની શકાય તેવું જીવન જો જીવાય તો તેમાં પ્રભુ જરૂર રાજી રહે. બાકી સ્વાર્થાંધ બની, માત્ર ચુસણ નીતિનેજ વળગી રહી અન્યનાં ગળાં રેંસવામાં રચ્યા પચ્યા રહેવાથી પ્રભુ જરૂર રૂઠે પ્રભુ રૂઠે નહિ પણ રીઝે એ પ્રકારનું નિષ્પાપ જીવન જીવવાની સૌ કોઇ સાચી તમન્ના સેવો જેથી પરમાત્માની અમી દૃષ્ટિદ્વારા અત્યારનાં આકરાં અનિષ્ટોનો એકાએક અંત આવે.

  

---

શોક સભા—તા. ૧૦-૮-૪૮ ના રોજ સનાતન ધર્મ હાઇસ્કુલના કંપાઉન્ડમાં વિદ્યાર્થીઓ અને શિક્ષકોની એક સભા શ્રી છબીલદાસ દેસાઇના દુઃખદ અવસાન માટે શોક પ્રદર્શિત કરવા મળી હતી. શિક્ષકબંધુઓ, વિદ્યાર્થીઓ અને શાળાના સેક્રેટરી શ્રી હરિભાઇ લલ્લુભાઇએ હૃદયદ્રાવક શબ્દોમાં મર્હુમ માટે શોક પ્રદર્શિત કર્યો હતો. મર્હુમના આત્માને શાંતિ મળે અને તેમના આપ્તજન તથા સ્નેહીજનોને આ દુઃખ સહન કરવાનું બળ મળે તે માટે સભાએ પ્રભુ પ્રાર્થના કરી નીચેનો શોક ઠરાવ પાસ કર્યો હતો.

મુખ્ય હેડમાસ્તર સાહેબ શ્રી છબીલદાસભાઇના અકાળ અને આકસ્મિક મૃત્યુની નોંધ લેતાં અમને સનાતન ધર્મ સ્કુલના વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકોને પારાવાર દીલગીરી થાય છે. મર્હુમે બત્રીશ વર્ષ સુધી સાચા દિલથી આ શાળાની જે સેવા કરી છે તે ખરેખર અનુકરણીય છે. તેમનો આનંદી સ્વભાવ, નિરાભિમાન અને સ્ટાફના શિક્ષકો પ્રત્યેની લાગણી માટે તેઓશ્રી વિદ્યાર્થી તેમજ શિક્ષકોમાં પ્રિય થઇ પડ્યા હતા મર્હુમની ખોટ તેમના આપ્તજનોને ઘણીજ સાલશે. પરમાત્મા તેઓને આ કારી ઘા સહન કરવાની શક્તિ આપો અને મર્હુમના અમર આત્માને શાંતિ આપો.

---

# ફકીર અને રાજકન્યા.

લેખક : શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઇ—અમદાવાદ.

કોઇ એક બાદશાહને એક પરમ ધાર્મિક કન્યા હતી. તેને પરણવા માટે બીજા એક બાદશાહના શાહજાદાએ માગું કર્યું. રાજકન્યાનો પિતા પણ પોતાની કન્યાને માટે યોગ્ય વરની શોધમાંજ હતો અને તે માટે તે મશીદે મશીદે ફરતો. એક દિવસ બાદશાહે મશીદમાં એક યુવાન ફકીરને જોયો. તે ફકીર ભાવથી નિમાજ પઢી રહ્યો હતો. નિમાજમાં તે તલ્લીન થયો હતો. બાદશાહ પણ તેને નિહાળીજ રહ્યો અને નિમાજ પુરી થતાં બાદશાહે તેને પુછ્યું કેઃ–

"હે યુવાન! તે નિકાહ કરેલા છે?"

'ના સાહેબ!" ફકીરે જવાબ આપ્યો.

"તારે નિકાહ કરવા છે?" બાદશાહે બીજો પ્રશ્ન કર્યો.

"મારા જેવા દરિદ્રને કોણ કન્યા આપે! મુડીમાં મારી પાસે ફક્ત ત્રણ પૈસા છે." અતિ નિખાલસતાથી ફકીરે બાદશાહને ઉત્તર આપ્યો.

"એ ત્રણ પૈસાની મુડી બસ છે. જા એમાંથી એક પૈસાનો લોબાન, એક પૈસાની રોટી અને એક પૈસાની સાકર લઈ આવ અને મારી સાથે ચાલ. હું તને મારી પુત્રી પરણાવીશ." બાદશાહના આ શબ્દો જો કે ફકીરને ઘણાજ આશ્ચર્યજનક લાગ્યા, પરંતુ બાદશાહની આજ્ઞા થતાં તે તેની સાથે સાથે ચાલ્યો અને સાથેજ બાદશાહે તેને પોતાની પુત્રી પરણાવી.

વિવાહ થઈ ગયા બાદ ફકીર પતિને પરણેલી રાજકન્યા પતિને ઘેર ગઈ. બાદશાહનો મહેલ મુકી તેણે ફકીરનાં ઝુંપડામાં પ્રવેશ કર્યો. ઝુંપડીમાં આવતાં સાથેજ તેની એક ખુણામાં એક જળપાત્ર ઉપર સુકો રોટલો–રોટલાનો ટુકડો પડયો હતો તેના ઉપર પડી. તે જોઇ કન્યાએ સાશ્ચર્ય પુછ્યું.

"આ શું છે!"

"એ ગરીબની રોટી છે. ગઇ કાલની વધેલી રોટી આજે ખાવાનાં કામમાં આવશે એમ ધારી, એ ટુકડો રાખી મુકયો છે." ફકીર પતિએ જવાબ આપ્યો.

આ જવાબ સાંભળતાંજ રાજકન્યા અતિ નિરાશ થઇ ગઇ અને પિતૃગૃહે જવા તૈયાર થઇ. એ જોઇ ફકીરે કહ્યુંઃ

"રાજકન્યા! મ્હને પહેલેથીજ ખબર હતી કે બાદશાહની પુત્રી મારા જેવા દરિદ્ર ફકીરને પરણી સહચારિણી નજ થઇ શકે પરંતુ..."

ફકીરનાં આ વાકયો સાંભળી વચમાંજ રાજકન્યા બોલી ઉઠી, "એમ નથી. તમારી નિર્ધન દશાને જોઇને હું પિતૃગૃહે જાઉં છું તેમ નથી. પરંતુ તમારી ઇશ્વર ઉપરની અશ્રદ્ધાને જોઇને મ્હને દિલગીરી ઉપજે છે. હું કાલે શું ખાઇશ અને ને કાલને માટે રોટીનો ટુકડો તમે સંગ્રહી મુકયો! તમારી કેટલી અશ્રદ્ધા! ઇશ્વર ઉપર તમારો કેટલો અવિશ્વાસ! મ્હારા બાલ્યકાળમાં મ્હને મારા પિતાએ સમજાવ્યું હતું કે જે પુરૂષ ઇશ્વર ઉપર પરમ શ્રદ્ધાવાન અને વૈરાગ્યશીલ હશે તેની સાથેજ તારો વિવાહ કરીશઃ પણ દિલગીર છું, તમને તો તમારા રોટલાના ટુકડા જેટલો પણ પ્રભુ ઉપર વિશ્વાસ કે શ્રદ્ધા નથી. તમારી સાથે જીવન જોડી હું શું કરૂં!"

: .ના મુખેથી આવાં અડગ વચનો

માટે શરમ

આવી. પોતાના ફકીરી વેશમાં ત્યાગભાવના કરતાં રાજકન્યાનાં હૃદયની ત્યાગભાવના અને ઇશ્વર શ્રદ્ધા નિહાળી ફકીર સ્તબ્ધ બની ગયો. તે કાંઇ બોલી શકયો નહિ. છેવટે તેણે રાજકન્યાની ક્ષમા માગી અને બોલ્યો, 'રાજકન્યા! તમે ખરેખર સતી છો મ્હારા એ પાપનું પ્રાયશ્ચિત બતાવો." પ્રભુ પરાયણ રહી પ્રભુમાં અડગ વિશ્વાસ રાખવો. આવતી કાલના નિર્વાહની ચિંતા કરનાર પ્રભુને ભૂલે છે પ્રાણી માત્રની ચિંતા રાખનાર પ્રભુ છે.

પરંતુ પ્રભુ ચિંતા કયારે રાખે! પ્રભુ ઉપર દૃઢ શ્રદ્ધા હોય ત્યારે.

अरक्षितं तिष्ठति दैव रक्षितं ।
सुरक्षितं दैव हते विनश्यति ॥

જેનું કોઇ પણ રક્ષા કરનાર નથી તેનું રક્ષણ દૈવ-પ્રભુ કરે છે અને જેનું સદા સુરક્ષણ થાય છે તે દૈવ ગતિથીજ વિનાશને પામે છે. એમ્ ઇતિ.

* * *

## વીરાંગના.

### શ્રી ગોરધનદાસ અમીચંદ મણિયાર

સતીત્વ એજ સ્ત્રીનું સૌંદર્ય છે, પતિવ્રતની રક્ષા એજ એનું વ્રત છે. મન, વાણી અને ક્રિયાદ્વારા પતિપ્રેમ એજ એનો ધર્મ છે ઊંચામાં ઊંચી સ્થિતિએ પહોંચવા છતાં મનમાં અહંકાર ન કરવો, ભારેમાં ભારે સંકટ આવે તો ધૈર્ય ન છોડવું, પોતે દુઃખ સહન કરી પતિ તથા કુટુંબીજનોની બને તેટલી સેવા કરી તેમને પ્રસન્ન રાખવા, વિનય, કોમળતા, દયા, પ્રેમ, લજ્જા, સુશીલતા અને વાત્સલ્ય વગેરે સદ્‌ગુણોને હૃદયમાં ધારણ કરવા એ દરેક સાધ્વી સ્ત્રીનો સ્વભાવ હોય છે. સ્ત્રી નથી ભીરુ કે નથી અબળા, ભીરુતા અને અબળાપણાને તો તે પોતાના પતિ અને વડીલોની સમક્ષ ફક્ત વિનય બતાવવા ધારણ કરે છે. સતી સ્ત્રીની મહાનશક્તિ એ તેનું પતિવ્રત છે, જે અખિલ જગતને સબળ અને નિર્ભય બનાવી શકે છે. તે પ્રાણાંત સુધી સતીત્વને આંચ આવવા દેતી નથી. જરૂર પડે તો સતીત્વની રક્ષા માટે શસ્ત્ર પણ ધારણ કરે છે અને દુષ્ટોને માટે ભયાનક રણચંડી બની જાય છે. પોતાના પતિ અને પુત્રોને લલાટમા રક્તનો ચાંડલો કરી તેમને યુદ્ધમાં મોકલે છે અને આ રીતે સંસારમા તે વીરાંગના અને વીરજનની તરીકે સન્માન પામે છે.

( હિંદી પરથી )

* * *

( પાના ૬૪ નું ચાલુ! )

દોડ્યો ગયો. ઘર પહોંચું ત્યાં તો ભાઇ ગાઢનિદ્રામાં પોઢ્યા હોય તેમ સુતા હતા. સાથે ડોકટર હતા ઘણી ચિકિત્સા કરી. નિરાશ થઈ મને કહ્યું કે તેઓ તો અમરધામ ચાલ્યા ગયા છે. હું હતાશ થયો. "ભાઇ ગયા?" મારાથી બોલાઇ જવાયું. કોણ કહે છે કે છબિલદાસ ગયા છે? આ સંસ્થાના વાચકોનાં હૃદયમાં તેમની પ્રખર કલમે લખાએલા વિચારોથી તે જીવંતજ છે. અમર રહો છબિલદાસ.

ગોરધનદાસ અમીચંદ મણિયાર.

# ફકીર અને રાજકન્યા.

લેખક : શેઠ શ્રી રમણલાલ લલ્લુભાઇ—અમદાવાદ.

કોઇ એક બાદશાહને એક પરમ ધાર્મિક કન્યા હતી. તેને પરણવા માટે બીજા એક બાદશાહના શાહજાદાએ માગું કર્યું. રાજકન્યાનો પિતા પણ પોતાની કન્યાને માટે યોગ્ય વરની શોધમાંજ હતો અને તે માટે તે મસીદે મસીદે ફરતો. એક દિવસ બાદશાહે મસીદમાં એક યુવાન ફકીરને જોયો. તે ફકીર ભાવથી નિમાજ પઢી રહ્યો હતો નિમાજમાં તે તલ્લીન થયો હતો. બાદશાહ પણ તેને નિહાળીજ રહ્યો અને નિમાજ પુરી થતાં બાદશાહે તેને પૂછ્યું કેઃ–

"હે યુવાન! તેં નિકા કરેલા છે?"

'ના સાહેબ!" ફકીરે જવાબ આપ્યો.

"તારે નિકા કરવા છે?" બાદશાહે બીજો પ્રશ્ન કર્યો.

"મારા જેવા દરિદ્રને કોણ કન્યા આપે! મુઠીમાં મારી પાસે ફક્ત ત્રણ પૈસા છે." અતિ નિખાલસતાથી ફકીરે બાદશાહને ઉત્તર આપ્યો

"એ ત્રણ પૈસાની મુડી બસ છે. જા એમાંથી એક પૈસાનો લોબાન, એક પૈસાની રોટી અને એક પૈસાની સાકર લઈ આવ અને મારી સાથે ચાલ. હું તને મારી પુત્રી પરણાવીશ." બાદશાહના આ શબ્દો જો કે ફકીરને પણ આશ્ચર્યજનક લાગ્યા, પરંતુ બાદશાહની આજ્ઞા થતાં તે તેની સાથે સાથે ચાલ્યો અને સાથેજ બાદશાહે તેને પોતાની પુત્રી પરણાવી.

વિવાહ થઈ ગયા બાદ ફકીર પતિને પરણેલી રાજકન્યા પતિને ઘેર ગઈ. બાદશાહનો મહેલ મુકી તેણે ફકીરનાં ઝુંપડામાં પ્રવેશ કર્યો. ઝુંપડીમાં આવતાં સાથેજ તેની નજર એક ખુણામાં એક જળપાત્ર ઉપર સુકો રોટલો–રોટલાનો ટુકડો પડેલો હતો તેના ઉપર પડી. તે જોઇ કન્યાએ સાશ્ચર્ય પુછ્યું.

"આ શું છે!"

"એ ગરીબની રોટી છે. ગઇ કાલની વધેલી રોટી આજે ખાવાનાં કામમાં આવશે એમ ધારી, એ ટુકડો રાખી મુકયો છે." ફકીર પતિએ જવાબ આપ્યો.

આ જવાબ સાંભળતાંજ રાજકન્યા અતિ નિરાશ થઇ ગઇ અને પિતૃગૃહે જવા તૈયાર થઇ. એ જોઇ ફકીરે કહ્યુંઃ

"રાજકન્યા! મ્હને પહેલેથીજ ખબર હતી કે બાદશાહની પુત્રી મારા જેવા દરિદ્ર ફકીરને પરણી સહચારિણી નજ થઇ શકે પરંતુ..."

ફકીરનાં આ વાક્યો સાંભળી વચમાંજ રાજકન્યા બોલી ઉઠી, "એમ નથી. તમારી નિર્ધન દશાને જોઇને હું પિતૃગૃહે જાઉં છું તેમ નથી. પરંતુ તમારી ઇશ્વર ઉપરની અશ્રદ્ધાને જોઇને મ્હને દિલગીરી ઉપજે છે. હું કાલે શું ખાઇશ અને તે કામને માટે રોટીનો ટુકડો તમે સંઘરી મુકયો! તમારી કેટલી અશ્રદ્ધા! ઇશ્વર ઉપર તમારો કેટલો અવિશ્વાસ! મ્હારા બાલ્યકાળમાં મ્હને મારા પિતાએ સમજાવ્યું હતું કે જે પુરૂષ ઇશ્વર ઉપર પરમ શ્રદ્ધાવાન અને વૈરાગ્યશીલ હશે તેની સાથેજ તારો વિવાહ કરીશ; પણ દિલગીર છું, તમને તો તમારા રોટલાના ટુકડા જેટલો પણ પ્રભુ ઉપર વિશ્વાસ કે શ્રદ્ધા નથી. તમારી સાથે જીવન જોડી હું શું કરૂં!"

રાજકન્યાના મુખેથી આવાં આકરાં વચનો સાંભળી ફકીરને પોતાના કૃત્ય માટે શરમ

આરી. પોતાના ફકીરી વેશમાં ત્યાગભાવના કરતાં રાજકન્યાનાં હૃદયની ત્યાગભાવના અને ઇશ્વર શ્રદ્ધા નિહાળી ફકીર સ્તબ્ધ બની ગયો. તે કાંઇ બોલી શકયો નહિ છેવટે તેણે રાજકન્યાની ક્ષમા માગી અને બોલ્યો, 'રાજકન્યા! તમે ખરેખર સતી છો મ્હારા એ પાપનું પ્રાયશ્ચિત બતાવો" પ્રભુ પરાયણ રહી પ્રભુમાં અડગ વિશ્વાસ રાખવો. આવતી કાલના નિર્વાહની ચિંતા કરનાર પ્રભુને ભૂલે છે પ્રાણી માત્રની ચિંતા રાખનાર પ્રભુ છે.

પરંતુ પ્રભુ ચિંતા કયારે રાખે! પ્રભુ ઉપર દૃઢ શ્રદ્ધા હોય ત્યારે.

અરક્ષિતં તિષ્ઠતિ દૈવ રક્ષિતં ।
સુરક્ષિતં દૈવ હતં વિનશ્યતિ ॥

જેનું કોઇ પણ રક્ષા કરનારૂં નથી તેનું રક્ષણ દૈવ-પ્રભુ કરે છે અને જેનું સદા સુરક્ષણ થાય છે તે દૈવ ગતિથીજ વિનાશને પામે છે. ઓમ્ શાંતિ.

* * *

## વીરાંગના.

### શ્રી ગોરધનદાસ અમીચંદ મણિયાર

સતીત્વ એજ સ્ત્રીનું સૌંદર્ય છે, પતિવ્રતની રક્ષા એજ એનું વ્રત છે. મન, વાણી અને ક્રિયાદ્વારા પતિપ્રેમ એજ એનો ધર્મ છે ઊંચામાં ઊંચી સ્થિતિએ પહોંચવા છતાં મનમાં અહંકાર ન કરવો, ભારેમા ભારે સંકટ આવે તો ધૈર્ય ન છોડવું. પોતે દુઃખ સહન કરી પતિ તથા કુટુંબીજનોની બને તેટલી સેવા કરી તેમને પ્રસન્ન રાખવા, વિનય, કોમળતા, દયા, પ્રેમ, લજ્જા, સુશીલતા અને વાત્સલ્યતા વગેરે સદ્ગુણોને હૃદયમાં ધારણ કરવા એ દરેક સાધ્વી સ્ત્રીનો સ્વભાવ હોય છે. સ્ત્રી નથી ભીરુ કે નથી અબળા, ભીરુતા અને અબળાપણાને તો તે પોતાના પતિ અને વડીલોની સમક્ષ ફક્ત વિનય બતાવવા ધારણ કરે છે. સતી સ્ત્રીની મહાનશક્તિ એ તેનું પતિવ્રત છે, જે અખિલ જગતને સબળ અને નિર્ભય બનાવી શકે છે. તે પ્રાણાંત સુધી સતીત્વને આંચ આવવા દેતી નથી. જરૂર પડે તો સતીત્વની રક્ષા માટે શસ્ત્ર પણ ધારણ કરે છે અને દુષ્ટોને માટે ભયાનક રણચંડી બની જાય છે. પોતાના પતિ અને પુત્રોને લલાટમાં રક્તનો ચાંડલો કરી તેમને યુદ્ધમાં મોકલે છે અને આ રીતે સંસારમાં તે વીરાંગના અને વીરજનની તરીકે સન્માન પામે છે.

( હિંદી પરથી )

* * *

( પાના ૬૪ નું ચાલુ )

દોડ્યો ગયો. ઘર પહોંચ્યું ત્યાં તો ભાઇ ગાઢનિદ્રામાં પોઢ્યા હોય તેમ સુતા હતા. સાથે ડોકટર હતા ઘણી ચિકિત્સા કરી. નિરાશ થઈ મને કહ્યું કે તેઓ તો અમરધામ ચાલ્યા ગયા છે. હું હતાશ થયો. "ભાઇ ગયા ?" મારાથી બોલાઇ જવાયું. કોણ કહે છે કે છબિલદાસ ગયા છે ? આ સંસ્થાના વાચકોના હૃદયમાં તેમની પ્રખર કલમે લખાએલા વિચારોથી તે જીવંતજ છે. અમર રહો છબિલદાસ.

ગોરધનદાસ અમીચંદ મણિયાર.

# જ્ઞાતિ સંગઠનની અગત્ય અને તે માટે શું થઈ શકે ?

લેખક—શ્રીયુત લાલદાસ છ. કોઠારી.

સંગઠન જરૂરી છે, એમ તો સૌ કોઇ કહે છે, શી રીતે સાધી શકાય તેજ વિચારવું રહે છે. મેં મારા આ લેખમાં સંગઠન અગેનું મારૂં મંતવ્ય રજુ કર્યું છે, તેમા ક્ષતિ–દોષ કદાચ સંભવે ખરો તેમ છતા આ સબંધમાં અન્ય જ્ઞાતિબંધુઓ અને વિવેચકો પોતાનાં મંતવ્યો રજુ કરે, ચર્ચા થાય અને એ રીતે જે અંતિમ ઉકેલ નીકળે તે આચરવામાં આવે તો હું માનુ છુ કે તે સંગઠન સાધવામાં જરૂર માર્ગસૂચક થઈ પડે.

## આપણી જ્ઞાતિની આધુનિક સ્થિતિ:

આપણી મોઢ વણિક જ્ઞાતિ ઘણા વિભાગોમાં વહેંચાઇ ગઇ છે દરેક વિભાગે પોતાની અનુકૂળતા પ્રમાણે ગોળ રચી તેમાજ પોતાના સંબંધો યોજ્યા છે. વિરમગામ જેવા શહેરમાં મોઢ વણિકોનાં બે કે ત્રણ જુદા જુદા ગોળ જોવામાં આવે છે.* આ બધાય ગોળના જ્ઞાતિજનો મોઢ કહેવાય ખરા, ભેગા નહે ઉઠેબેસે, ખાયપીએ, પણ રીતરસમો અને કન્યાઓની આપ–લે બાબતમાં પ્રત્યેક ગોળ એકમેકથી જુદું અને નિરાળુંજ રહે.

## આપણી જ્ઞાતિ પ્રતિદિન વિભાગિત બનતી જાય છે:

આ રીતે આપણી જ્ઞાતિ વિભાગોમાંથી પેટા વિભાગોમાં અને તેમાંથી ગોળ અને નાનાં વર્તુલોમાં વહેંચાતાં છિન્નભિન્ન થતી ચાલી છે. નાનાં વર્તુલોમાંય કોઇ ઝગડો પડે અને વિખવાદ ઉભો થાય ત્યારે તડ (પેટા વિભાગ) પડે. આ તડ કે ફાટને જો કુનેહ ભરેલી રીતે સુધારી લેવામાં ન આવે અને ઘણો સમય વહી જાય તો એની દઢ બને ને તેને સાંધવી ભવિષ્યને માટે અશક્ય બને. ટુંકમાં આમ ને આમ જ્ઞાતિ દિવસે દિવસે વેરવિખેર થતી જાય છે.

## સંગઠનની જરૂરીઆત:

આ પરિસ્થિતિ તરફ જ્ઞાતિહિત ચિંતકો કે સમાજ સુધારકો દુર્લક્ષ દાખવે તો સમય જતાં, આપણી જ્ઞાતિ ઘણા પેટા વિભાગોમાં વહેંચાઇ જશે, તેની શક્તિનો હ્રાસ થશે જ્ઞાતિવિકાસનું કાર્ય અશક્ય બનશે અને પ્રગતિ દુઃસાધ્ય બનશે. જો આપણે દુર્લક્ષજ દાખવશુ તો ભવિષ્યની કોઇ પળે આપણું અસ્તિત્વ અને ગૌરવ જોખમાશે. વેરવિખેર થતી જતી જ્ઞાતિને એકત્રિત કરવાને સંગઠનની જરૂર છે. સંગઠન બળ છે, જે પ્રગતિને વેગવાન બનાવે છે. તેના વિના જ્ઞાતિનો કોઇ પ્રકારનો વિકાસ શક્ય નથી.

## સંગઠનને શક્ય શી રીતે બનાવાય ?

સંગઠનને શક્ય બનાવવાનું કામ જ્ઞાતિના યુવકો અને યુવતીઓનું છે. યુવકો અને યુવતીઓ એટલે જ્ઞાતિના હિતની ધગશ સેવતાં નાનાં મોટાં સૌ. ઉમરને ધોરણે યુવક કે યુવતી નક્કી ન કરાય પ્રૌઢ હોવા છતાં જેમનામાં જ્ઞાતિના હિત માટે સ્ફુર્તિ, ઉત્સાહ અને ધગશ હોય તેવાં સૌ યુવાન વર્ગમાંજ આવે આવાં યુવાનોએ સંગઠનનું કાર્ય ઉપાડી લેવું જોઇએ. આ માટે સૌથી પહેલાં તો જ્ઞાતિના શિક્ષિતોની ડિરેક્ટરી તૈયાર કરવી જોઇએ, તેમાં લાયકાત માટે ધોરણ—જેવું કે યુવક માટે ઓછામાં ઓછું મેટ્રીક સુધીનું અને યુવતી માટે ઓછામાં ઓછું વર્નાક્યુલર

* આ ગોળ અત્યારે એકત્ર થયેલ છે.

ફાઈનલ સુધીનું રખવું જોઈએ. આવી નામાવલી તૈયાર થયા પછી આ કાર્ય માટે પત્રવ્યવહારથી અને જરૂર પડે મીટીંગો યોજી એકમેકનો સંપર્ક સાધવો જોઈએ. હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં વસેલી આપણી જ્ઞાતિને ચાર કે પાંચ જુથોમાં વહેંચી નાખી, પ્રત્યેક જુથે પોતાના પ્રતિનિધિઓ દ્વારા બીજા જુથોના સંપર્કમાં રહી સંગઠન સાધવું જોઈએ. જો આમ થાય તોજ આપણું એકમેકનું અંતર ટુંકું બને, પરિચય સધાય અને વિચારોની આપલે થઈ શકે અને સંગઠનનું કાર્ય સરળ અને શક્ય બને.

## પરસ્પરનો સંપર્ક વધુ ગાઢ અને કાયમી કેમ બને?

જ્ઞાતિના ભાગો–વિભાગોને સંગઠિત કરવા માટે અંકોડારૂપ બને તેવું જો કંઈ હોય તો માત્ર લગ્નોજ છે. લગ્નો યોજવામાં ગોળરૂપી નાનાં ચોકઠાં કાઢી નાખો. જ્ઞાતિની વિશાળતા તરફ દૃષ્ટિપાત કરો. જો કે આમ કરવામાં કદાચ થોડોક સ્વાર્થ જતો કરવો પડશે ખરો, પરંતુ ઉંડો વિચાર કરતાં જણાશે કે આનું પરિણામ ઘણુંજ સારૂં છે. બૃહદ્ જ્ઞાતિમાંથી સ્ત્રી કે પુરૂષને યોગ્ય પુરૂષ યા સ્ત્રી મળી રહેશે, સંસાર સુખમય બનશે, સંસ્કારી બાળકોનો વારસો મળશે અને એથી વધુ લાભ તો એ હશે કે જ્ઞાતિમાં પરસ્પરની નિકટતા વધશે, પરિચય ગાઢ બનશે અને જ્ઞાતિ વિકાસનું કાર્ય મુશ્કેલ મટી હળવું બનશે.

## કેટલાંક ટુંકા ગોળ અને તેમાં પ્રવર્તતી મુશ્કેલ પરિસ્થિતિઃ

કેટલાંક ટુંકા ગોળોમાં કેવી મુશ્કેલ પરિસ્થિતિ વ્યાપક બની છે તેનો ખ્યાલ નજરે જોયા વિના ભાગ્યેજ આવી શકે. એકાદ દાખલો તપ્પતા માટે ટાંકું તો અયોગ્ય નહિજ ગણાય.

મારા મોડાસાનોજ દાખલો આપું.

અમારે મોડાસામાં માત્ર ૫૦ કુટુંબોનું બનેલું એક જ્ઞાતિ ગોળ છે. તેમાં ૪૦ કુટુંબો ત્રણ ગ્રુપના છે. ૧ કોઠારી ગ્રુપ, ૨ શાહ ગ્રુપ, ૩ પારેખ ગ્રુપ. બાકીનાં ૧૦ કુટુંબો ધંધાર્થે કે નોકરી અર્થે મોડાસે આવી વસ્યાં છે અને જ્ઞાતિમાં ભળ્યાં છે એક ગ્રુપનાં માણસો એટલે પિતરાઈઓ. તેથી એક ગ્રુપમાં લગ્નો નજ થઈ શકે. એક ગ્રુપનો પુરૂષ બીજા ગ્રુપમાં લગ્ન સંબંધ બાંધે એટલે ત્યારથી તે સંબંધી બને, તેના સંતાન માટે ઘણું કરી બાકીના ત્રીજા ગ્રુપમાં તેને જોવાનું રહે આમ ધીમે ધીમે ત્રણે ગ્રુપો અરસપરસ સંબંધથી ગુંથાઈ જાય. હવે આની આજ સ્થિતિ ચાલુ રહે તો ભવિષ્યમાં શું? સંબંધો યોજવા માટે ક્ષેત્ર કયું?

આવી સ્થિતિ બીજેય કેમ નહિ પ્રવર્તતી હોય?

## દૃષ્ટિને વધુ વ્યાપક બનાવોઃ

આપણી દૃષ્ટિ સમગ્ર મોઢ વણિક જ્ઞાતિના વિકાસ તરફ હોવી જોઈએ. દૂર–નિકટ વસતા સૌ મોઢ વણિક ભાઈઓ પ્રત્યે બંધુત્વની ભાવના અને લાગણી ખીલવવાં જોઈએ. એકલી સહાનુભૂતિ નહિ, પરંતુ મુસ્કેલીને પ્રસંગે આપણે પ્રત્યક્ષ મળી, સાથે રહી, નક્કર કાર્ય કરી બતાવી, મુસ્કેલીઓનો અંત આણવો જોઈએ. આપણે સમજવું જોઈએ કે મનુષ્યોના સ્વાર્થે રચેલાં અને જુનવાણીઓએ પોષેલાં વિભાજિત વર્તુલો નકામાં છે, વિકાસને રૂંધનારાં છે અને પ્રગતિને શોષનારાં છે. દૂર કે નિકટ વસતો પ્રત્યેક મોઢબંધુ અભિમાનથી કહે કે અખિલ હિંદમાં પાંગરેલી મોઢ જ્ઞાતિ મારી જ્ઞાતિ છે. ભાગ વિભાગરૂપે છૂટા પડેલા અંકોડાને સાંધી હું એકમ.આણીશ, સંગઠનદ્વારા હું વધુ દૃઢ

કરીશ અને તેમ કરી, તેના વિકાસ અને પ્રગતિના કાર્યને વેગવાન બનાવીશ.

ઇચ્છું છું કે આ ભાવના આપણા સૌમાં જીવંત બને.

**લેખનો સારાંશઃ**

૧ જ્ઞાતિ અનેક ભાગો, વિભાગો, પેટા–વિભાગો વિગેરેમાં વહેંચાતાં છિન્નભિન્ન થતી જાય છે; તેના વિકાસ અને પ્રગતિ માટે સંગઠન અનિવાર્ય છે જો વધુ દુર્લક્ષ સેવાશે તો આપણે બીજી જ્ઞાતિઓની હરોળમાં ગૌરવથી ઉભી શકીશું નહિ એટલુંજ નહિ, પણ કદાચ આપણું અસ્તિત્વ જોખમાશે.

૨ સંગઠન એ રીતે શક્ય બને.

૧ જ્ઞાતિનો શિક્ષિતવર્ગ પરસ્પરનો સંપર્ક સાધે અને જ્ઞાતિહિત માટે સુકાન સંભાળે.

૨ ગોળ જેવાં ચોકઠાં દૂર કરાય, લગ્ન સંબંધો વખતે જ્ઞાતિની વિશાળતા લક્ષમાં લેવાય અને યોગ્યતાનો વિચાર કરાય. આવાં લગ્નો દૂર નિકટના જુથોના અંકોડા બને અને સંગઠનના કાર્યને હળવું કરે.

૩ ટુંકા ગોળોમાં પ્રવર્તતી મુશ્કેલ પરિસ્થિતિનો અંત આણવા તેમને વ્યાપક બનાવાય.

૪ દરેક જ્ઞાતિબંધુ પોતાની દૃષ્ટિને વ્યાપક બનાવે.

આમ થશે તો સંગઠન જરૂર સધાશે, સંગઠનમાંજ જ્ઞાતિનાં ગૌરવ અને શોભા રહેલાં છે.

* * *

## ડર શાનો ?

દરિયામાં પ્રચંડ તોફાન શરૂ થયું છે. સ્ટીમરના બધા મુસાફરો ગભરાઈ ગયા છે. નથી ગભરાયો માત્ર એક અંગ્રેજ. આકુળ વ્યાકુળ થતી એની નવપત્ની એને પુછે છેઃ

"આટલું બધું તોફાન છે અને તમે કેમ નિશ્ચિંત બેઠા છો ?"

પત્નીની વાત સાંભળી, પોતાની કેડ પરની પિસ્તોલ કાઢી પત્નીની સામે ધરતાં એણે કહ્યુંઃ

"આ પિસ્તોલ તારી સામે મને ધરતો જોઇ તું ગભરાય કે નહિ ?"

"મારી વાતનો જવાબ તો આપતા નથી ને આ શું માંડ્યું છે ?" પત્નીએ કહ્યું, "તમારા હાથમાં પિસ્તોલ હોય તેથી હું ડરું એ કેવી વાત ? તમે શું કંઇ મારા દુશ્મન છો ? તમે તો મને પ્રાણથી પણ વધુ પ્રિય છો."

અંગ્રેજે જવાબ દીધોઃ

"સાવ સાચી વાત. જેમ મારા હાથમાં પિસ્તોલ છે, તેમ ઇશ્વરના હાથમાં છે આ તોફાન. જેમ તું મને તારો પોતાનો માની ડરતી નથી તેવીજ રીતે હું પણ ભગવાનને મારો પોતાનો માની મનમાં ભય રાખતો નથી. ઇશ્વરને પોતાના જીવો પર અગાધ સ્નેહ હોય છે. આપણા માટે કલ્યાણકારી હશે તેજ તે કરશે તો પછી ડર શાનો ?"

* * *

# પરિષદ અને પછી.

લેખકઃ—શ્રીયુત વરજીવનદાસ પરિખ.

બાર બાર વર્ષ પછી આખરે મોરબી મુકામે આપણી જ્ઞાતિની ગોળ પરિષદ ભરાઇ ગઇ છે અને પરિષદે બાર વર્ષ સુધી પ્રગતિની દિશામાં માત્ર એક ડગલું ભર્યું છે. જો કે આ પરિષદમાં નવા વિચારો, જમાનાને અનુરૂપ જ્ઞાતિ રિવાજોમાં પરિવર્તન, તેમજ નવીનતાને આવકારવાનો 'વાણિ' દ્વારા પ્રયાસ થયો છે, પરન્તુ એ દિશામાં ચોક્કસ પગલું, સક્રિય સ્વરૂપે નથી લેવાયુ એ દુઃખદ છે.

ચૂંટણીની પદ્ધતિમાં 'એલેટ' સીસ્ટમને સ્વીકારવામાં આવી છે એ પગલું આવકારપ્રદ છે. ગોળ વિસ્તારના પ્રશ્નને મંજુરીની દિશામાં 'સર્વાનુમતે' એ જગ્યાએ '૭૫ ટકા બહુમતિ' એ સ્થાન અપાયું છે એ પગલું એટલું પ્રગતિ કારક નથી, છતાં એક 'સુધારો' છે એટલું સ્વીકારી લેવાય.

ગોળના બંધારણને નવેસરથી રચવા માટે એક કમિટી નીમવામાં આવી છે. આ પગલું સ્તુત્ય છે, પરન્તુ આ દિશામાં પણ સક્રિય પગલું ભરવું જરૂરી છે. આ ઉપરાન્ત ગુન્હાઓના તાત્કાલિક નિકાલ વિગેરે માટે એક કમિટી નીમવાની વાત સ્વીકારવામાં આવી છે એ પણ સ્તુત્ય છે.

આટલી વાત બાદ મૂકીએ તો પરિષદમાં કંઇ વિશેષ થયું નથી બલ્કે બાર વર્ષ પછી મળેલી પરિષદ 'ગોકળ ગાયની ઝડપે' પ્રગતિની દિશામાં ડગલાં ભરી રહી છે.

સાચી વાત તો એ છે કે આપણી જ્ઞાતિ આજે જાણે મધ્યયુગમાં જીવી રહી છે. બીજી બધી જ્ઞાતિઓમાં સર્વાંગી વિકાસ અને ઉન્નતિ થઇ રહેલી છે ત્યારે આપણે સાંના જ્ઞાતિ વડિલોનું માનસ એવું એજ જૂનવાણી રહ્યું છે

આપણી જ્ઞાતિના 'સળગતા પ્રશ્નો' સરિખા થોડા એક પ્રશ્નો આ નીચે રજુ કરૂં છું. પરિષદે આ પ્રશ્નોના નિકાલની દિશામાં કંઇક સક્રિય કર્યું હોત તો એ આવકાર પાત્ર ગણાત.

## ગોળની વિસ્તૃતતા.

ગોળને વિસ્તારવાની અગત્ય આજે સૌ કોઇ સ્વીકારે છે. જો કે આપણે ત્યાં જ્ઞાતિના નાના નાના વાડાઓ અને ટુંકા ક્ષેત્રો ધીમે ધીમે નાશ પામતાં જાય છે, ત્યારે એ દિશામાં આપણે માત્ર ૩/૪ બહુમતિ પુરતો ફેરફાર કરીએ છીએ

૧૫ મી ઓગષ્ટ ૧૯૪૭ પછી દેશનો નકશો પલટાયો છે. કાઠિયાવાડ પણ એમાંથી મુક્ત નથી. સારાયે કાઠિયાવાડમાં રાજકિય ક્રાંતિનું મોજુ ફરી વળ્યું છે અને 'જુની આંખે નવા તમાશા' જેવું 'સૌરાષ્ટ્ર'ના એક 'એકમ'ની રચના થઇ છે. આપણે 'સૌરાષ્ટ્ર મોઢ વણિક' જ્ઞાતિ એવું નામ મૂકીને આપણી જ્ઞાતિના ક્ષેત્ર વિસ્તારની પ્રવૃત્તિને વેગ ન આપીએ ? આ નામ માત્રથી આપણા ક્ષેત્ર વિકાસની વૃત્તિને વેગ મળત અને આપણા બંધારણને અનુસરી શકે એવા આપણાથી અલિપ્ત રહેલા—આપણાજ પાડોશના ગામડાંઓ આપણામાં ભળી જવા તત્પર બનત. પરન્તુ ગોળ વિસ્તારનો પ્રશ્ન જેમ આજે અમુક વર્ગને સમજાય છે તેમ બીજો એક વર્ગ એવો છે કે જે આ 'વિસ્તાર'ના નામ માત્રથી ભડકી ઉઠે છે. આપણી આ એક કમનસિબી છે.

આજે જ્યારે જ્ઞાતિઓનો સમૂળગો નાશ થઇ રહ્યો છે અને 'ગાંધીજી જેવા યુગ પુરૂષે આ દિશામાં દેશભરમાં ક્રાન્તિ જગાવી હતી

એજ પુરૂષની 'મોઢ વણિક' જ્ઞાતિ 'સૌરાષ્ટ્ર મોઢ વણિક જ્ઞાતિ'નું એક ક્ષેત્ર નથી રચી શકતી, રચવા તૈયાર નથી થતી એને કમનસિબી નહિ તો શું કહી શકાય ?

જ્ઞાતિના ટુંકા ક્ષેત્રના ગેરલાભો આપણી નજર સામે છે. જમાનો પલટાયો છે; અને પલટાતા પ્રવાહબળો સ્હામે થવું કોઈને પોસાય તેમ નથી. આજે નહિ તો આવતી કાલે આ સિદ્ધાન્ત સ્વીકાર્યે છુટકો છે પરન્તુ આ બધું દેખીતી આંખે નિહાળતા અને સમજવા છતા કેમ નિભાવી લેવામાં આવે છે એ સમજાતુ નથી. હું તો માનું છું કે આ દિશામાં અવરોધ મુકતાં જૂનવાણી તત્ત્વો સ્હામે યુવાનોએ ઝુંબેશ ઉઠાવવાની અગત્ય છે.

## 'વિધવા વિવાહ'

લગભગ અનિવાર્ય બનેલો આ પ્રશ્ન પણ આપણા જ્ઞાતિ સુકાનીઓનું ધ્યાન ખેંચતો નથી એ આશ્ચર્ય છે.

પૂરતી પ્રજા હોવા છતાં, મોટી ઉમરના વિધુર પુરૂષો 'કન્યાવિક્રય' કરી સારી જેવી ચાર આંકડાની રકમો આપીને કુંવારી કન્યાઓ સાથે એક, બે, ત્રણ વખત લગ્ન કરી શકે છે. આ પ્રકારના વિવાહ કરનાર પુરૂષો સુશિક્ષિત હોય છે. સમાજના કાર્યકર હોય છે. પ્રથમ પત્નીથી તેમને બે, પાંચ સંતાનો હોય છે, અને પ્રથમ પત્ની સાથે ઠીક ઠીક વર્ષો સુધી લગ્ન જીવન વિતાવ્યું હોય છે આવા વિધુર પુરૂષો કુંવારી કન્યા સાથે ફરી લગ્ન ન કરી શકે પરન્તુ આપણી જ્ઞાતિની વિધવા સાથેજ ફરી લગ્ન કરી શકે એ સિદ્ધાન્તને આપણે ક્યારે સ્વીકારીશું ?

આજે સંજોગો પલટાયા છે. અગાઉના જમાનામાં અવિભક્ત કુટુમ્બોમાં વિધવાનું જે સ્થાન હતું તે આજે નથી. આજે વિધવાને હડધૂત કરવામાં આવે છે. આજીવિકાનો પ્રશ્ન તેની સ્હામે 'સમસ્યા' સમો હોય છે. શ્વસુર પક્ષમાં તેની કાળજી લેનાર કોઈ હોતું નથી. સામાજીક વાતાવરણ આજે એટલું બધું 'કલુષિત' બનેલું છે કે 'પવિત્રતા' કે 'સંયમ'ની કસોટી તરવારની ધાર જેવા બની ગયાં છે.

નહિંતર્ પરિણીત જીવન વિતાવ્યું હોય અને તેના પરિણામરૂપ કશું સંતાન ન હોય, આવા સમય દરમ્યાન થયેલ 'બાળ વિધવા'નું શેષ જીવન જો 'વૈધવ્ય જીવન' લેખવામાં આવે તો, તે સામાન્ય ગુન્હો કરનારને 'ફાંસી'ની કે 'આ જન્મ કેદ' એવી આકરી શિક્ષા કરવા જેવું થાય છે, એટલે વર્ષોના લગ્ન જીવન પછી આધેડ વયના પુરૂષને બીજી, ત્રીજી કે ચોથી પત્ની કરવાની જરૂરિયાત સ્વીકારવામાં આવે છે એ સરખામણીમાં સંતાન ન હોય એવી કુમળી વયની બાળ વિધવાને પુનર્લગ્નની છુટ આ જમાનામાં આપવી એ તો દેખીતી રીતેજ અનિવાર્ય છે.

## મરણ પાછળના 'ભોજનો'.

આપણી કુપ્રથાઓની શરમના એક મહત્વના અંગ સરિખી મરણ પાછળના ભોજનની આ પ્રથા સદંતર નાશ માગે છે. મરનાર પાછળ પછી તે ગમે તે વયનું હોય તો પણ જમવું એ 'પાપ છે. મરનારના કુટુમ્બી અને આપ્તજનો જ્યારે મરનારના શોકમાં ડુબ્યા હોય ત્યારે મરનાર પાછળ 'ભોજન સમારંભો' ગોઠવવા એ દૃશ્ય કેટલું બેહુદું છે ! આપણી જ્ઞાતિએ વ્હેલી તકે આ કુપ્રથાને હંમેશને માટે તિલાંજલી આપવી જોઈએ. અને આ 'પાપ'માંથી મુક્ત બનવું જોઈએ.

મરનાર પાછળના ભોજનને બદલે મરનાર પાછળ સ્વેચ્છાપૂર્વક અર્થવ્યય કરવો એ વધારે ઇચ્છનીય છે. આજે આપણી સ્હામે અનેક સહાય વાંચ્છુ ક્ષેત્રો પડ્યાં છે. મુખ્યત્વે

કરીને કેળવણીના ક્ષેત્રમાં આજે આર્થિક સહાયતાની ખાસ અગત્ય છે. આવા બિનજરૂરી અને અનિચ્છનીય ભોજન-સમારંભો પાછળ ખર્ચાતું આ નાણું કેળવણીના ઉત્તેજન પાછળ ખર્ચાય એ વધારે જરૂરી છે.

### સૌરાષ્ટ્ર મોઢ વણિક સહાયક ફંડ

મોંઘવારીના આ કપરા કાળમાં જ્યારે ચીજ વસ્તુઓના ભાવો ડગલે પગલે ઉંચે જઈ રહ્યા છે અને રોજના જીવનધોરણનો આંક દિનપ્રતિદિન ઉંચે જઈ રહ્યો છે ત્યારે આપણી જ્ઞાતિના નબળા ભાઈ બ્હેનોની સહાયતા અર્થે જ્ઞાતિનું એક મધ્યસ્થ ફંડ ઉભું કરવું જરૂરી છે. આવા ફંડમાં આપણી જ્ઞાતિના શ્રીમંત મુરબ્બીઓએ ઉદાર હાથે નાણાં ભરવાની જરૂર છે. આ સહાયક ફંડ-દ્વારા નીચે મુજબ સહાય આપી શકાય.

(૧) વિધવા બ્હેનોને જીવન નિર્વાહ માટે માસિક ચોક્કસ રકમદ્વારા.

(૨) જ્ઞાતિના ગરીબ વિદ્યાર્થી ભાઈ બ્હેનોને પ્રાથમિક, માધ્યમિક કે ઉચ્ચ શિક્ષણ અર્થે શિષ્યવૃત્તિ કે પાઠ્ય પુસ્તકોદ્વારા.

(૩) જ્ઞાતિના છેક જ ગરીબ, અને નિર્વાહનું કશું સાધન ન હોય તેવા આર્થિક વિટંબણામાં મુકાયેલા નિરાધાર કુટુમ્બોને માસિક રાહતરૂપે અમુક રકમદ્વારા.

(૪) છાત્રાલય અને મહિલાશ્રમ જેવી સંસ્થાઓની સ્થાપના દ્વારા.

### બંધારણ નવું રચો.

આપણા જુના બંધારણની અમુક કલમોમાં આ પરિષદે થોડા થોડા ફેરફાર કર્યો છે. આ ઉપરાન્ત બીજી સુચનાઓ કરવા એક કમિટી નીમવામાં આવી છે. પરન્તુ આ પગલું પુરતું નથી. આપણા વર્ષો જુના બંધારણને સમગ્ર રીતે ફેરવવું જરૂરી છે. આપણીજ આસપાસની અન્ય જ્ઞાતિઓના બંધારણનો અભ્યાસ કરી, એમાં રહેલાં પ્રગતિ તત્વોને આપણાં બંધારણમાં સ્થાન મળવું જરૂરી છે. આ માટે આજના યુગને અનુરૂપ સર્વાંગ રીતે નવેસરથી બંધારણ રચવું જોઈએ. અને એ કાર્ય ત્વરાથી થવું જોઈએ.

પરિષદ નિયમિત બે વર્ષે નહિ, પરન્તુ પ્રતિ વર્ષે ભરાવી જરૂરી છે. એક વર્ષ એ લાંબો કાળ છે અને એ દરમ્યાન થયેલ ફરિયાદો, ગુન્હાઓ પ્રતિ વર્ષે તપાસવા જોઈએ અને તેનો નિકાલ લાવવો જોઈએ. આજે જમાનો રોજ બ રોજ પલટાતો જાય છે અને જમાનાની સાથે રહેવા માટે પરિષદનું પ્રતિ વર્ષ મળવું જરૂરી છે.

બંધારણની કલમોનો અમલ નિષ્પક્ષપાત પણે થવો જોઈએ. આમાં ગરીબ, તવંગરના ભેદભાવને સ્થાન ન મળવું જોઈએ, તેમજ બંધારણની કેટલીએક કલમો જે આકરી શિક્ષાઓની છુટ આપે છે તેવી શિક્ષાઓ સુચવતાં પહેલાં 'કલમની છુટ' કરતાં ચોક્કસ કિસ્સાની 'યોગ્યતા, અયોગ્યતા' સમજીને શિક્ષા કરવી જોઈએ.

કાર્યવાહક કમિટી તેમજ એવીજ બીજી કમિટીઓને સોંપાયેલી કામગીરી તેમણે નિયમીત રીતે બજાવવી જોઈએ. અને તેમાં આળસ કે વિલંબને સ્થાન ન હોવું જોઈએ.

આ ઉપરાંત પરિષદની કાર્યવાહીના વખતો વખત સમાચાર આપતું એક ગેઝેટ પણ પ્રગટ કરવું જરૂરી છે આ ગેઝેટદ્વારા કમિટીએ પાસે આવતાં પ્રશ્નો, કમિટીઓની બેઠકમાં તેનો થયેલો નિકાલ, તેના અમલ માટેનો તાલુકાઓને જરૂરી સુચના, ફંડમાં ભરાતાં નાણાંની નામાવલિ, તેમજ શિષ્યવૃત્તિ વિગેરે સહાય આપવાની જાહેરાત અને ઉપરાંત બંધારણની કલમમાં થતાં સુધારા વધારા અગર તો કલમની સ્પષ્ટતા કે ચોખવટ આ અને આ પ્રકારની સામગ્રી આ પ્રકારના

ગેઝેટદ્વારા જ્ઞાતિના તાલુકે તાલુકે પહોંચાડી શકાય. આવું 'ગેઝેટ' પરિષદની કચેરીએથી વખતો વખત પ્રગટ કરી શકાય.

આ પરિષદને નવિન વિચારો ધગવતા 'પ્રમુખ' મળ્યા છે એ જ્ઞાતિનું સદ્‌ભાગ્ય છે. તેમના ભાષણમાં તેમણે જે વિચારો દર્શાવ્યા છે ને પરિષદે અપનાવ્યા હોત તો પ્રગતિનો દિશામાં જ્ઞાતિ આગળ વધી હોત.

આશા છે કે આવતી પરિષદ આ રીતે આવા પ્રશ્નોને સ્વીકારશે અને એ દરમ્યાન આપણા યુવકો આવા પ્રશ્નોનો પરિષદ સ્વીકાર કરે એ માટે 'પ્રચાર-ઝુંબેશ' ઉપાડશે.

---



---

## ક્ષમા.

દ્રૌપદીના સુતેલા પાંચેય પુત્રોનાં મર્યાં અશ્વત્થામાએ રહેંસી નાખ્યાં હતાં. અર્જુન એને પકડી દ્રૌપદી સમક્ષ લાવ્યો, દ્રૌપદીએ એને જોયો, એને જોતાંજ સાક્ષાત ચંડીસ્વરૂપ દ્રૌપદીનો ક્રોધ એકદમ શાંત થઇ ગયો, એનું માતૃહૃદય જાગી ઊઠ્યું, તેણે અર્જુનને કહ્યું. "હે આર્યપુત્ર! છોડી દો એને, હું એનો જાન લેવા નથી ઇચ્છતી, એ છે ગુરુપુત્ર, મારા પાંચે સંતાનોના મરણથી આજ હું જેમ શોકાગારમાં ડુબી ગઇ છું, તેમ જો એને મારી નાખવામાં આવે તો ગુરુપત્ની પણ શોકાગારમાં ડુબી જશે. મારાં સંતાનો તો પાછા આવે એમ નથી, તો પછી બદલો લેવાની ઇચ્છાથી બીજી કોઇ માતાને મારી માફકજ દુઃખી કેમ બનાવું? મારૂં મન એમ કરવા ના પાડે છે, હું એને ક્ષમા આપું છું, આપ પણ ક્ષમા કરી એને છોડી દો."

પાંડવોના હાથમાં પડયે નક્કી ત્યાં ને ત્યાંજ મરણ થશે એમ ચોક્કસ માનનાર અશ્વત્થામાએ જ્યારે સાંભળ્યું હશે કે એજ પાંડવો અને ખાસ કરી પાંચ પાંચ સંતાનોની વિજોગણ પેલી પાંચાલી પણ પોતાને જીવતદાન આપે છે, ત્યારે પોતાનાં ઘોરકર્મનો કેટલો ભારે પસ્તાવો એને થયો હશે! શરમથી એનું મોઢું કેનું કાળુંમેશ પડી ગયું હશે!

દુશ્મનને મહાન કરવાનો આજ મહામાર્ગ નથી શું!

∴ ∴ ∴

# એક પત્ર.

શ્રી વલ્લભજી ભાણજી કવિ.

પરમ સ્નેહી ભાઈશ્રી અનુત્તમ—

પૂજ્ય ગાંધીજીના અચાનક મૃત્યુથી દરેક દેશવાસીના અંતરને આઘાત, દુઃખ કે દિલગીરી થાય તે સ્વાભાવિક છે, કારણ તે આપણા જીવન સાથે સ્થૂલ કે સૂક્ષ્મરૂપે સંકળાયા હતા. ગાંધીજી સૌરાષ્ટ્રની શોભા, ગુજરાતનું ગૌરવ અને ભારતવર્ષની જ્વલંત મહિમા મૂર્તસ્વરૂપ હતા. તે આપણી જ્ઞાતિના અને દેશના મહાપુરૂષ હતા, તેના માટે માન મમતા કેને ન થાય? તેનું પ્રતિભાશાળી વ્યક્તિત્વ, તેનું ઉમદું ચારિત્ર્ય અને તેનો ઉન્નત આત્મા આપણા વ્હાલ, વંદનને આકર્ષી લે છે. તેના દૈવી ગુણો, તેનું તપોમય ત્યાગીજીવન અને તેની નિરંતર તનતોડ સત્યની આરાધના જોઈ, અનુભવી, આ દેશના કે દુનિયાના ભલભલા શ્રીમંતો, સત્તાધારીઓ તેની આગળ નમી પડતા. એક વ્યક્તિ કે એક દેશની નહિ, પરંતુ જગત જનતાની તે વંદ્ય વિભૂતિ હતી. તે એકલા હિન્દની નહિ, પણ આશ્રમવાસીઓની આધ્યાત્મિક સજીવ મૂડી હતી. તે આદર્શ રાષ્ટ્રના નેતા હતા, હિન્દની આઝાદી અર્થે ખેલાયેલ રણજંગના તે મુખ્ય સેનાધિપતિ હતા, તે દાનશા મુત્સદ્દી, કુશળ રાજનીતિજ્ઞ પુરૂષ હતા, કોઈથી છેતરાઈ જાય તેવા ન હતા, કારણ તે ચતુર, કુશળ હતા તેમજ તે કોઈને છેતરે પણ નહિ, કારણકે તે સજ્જન સંત હતા. પ્રભુકૃપાથી સ્વરાજ્ય પ્રાપ્ત થયું તેમાં ગાંધીજીનો મુખ્ય સમૃદ્ધ ફાળો હતો, પરંતુ તેનાથી તેને પૂર્ણ સંતોષ ન હતો. તેને તો સુરાજ્ય રામરાજ્ય સ્થાપવાની ઝંખના હતી, તે વીરના રણજંગના શસ્ત્રો નિરાળા હતા. પશુબળ કે સંહારક શસ્ત્રોને તેના મનોરાજ્યમાં જરાય સ્થાન ન હતું. તેના વિજયનું સર્વોપરી શસ્ત્ર અહિંસાત્મક અસહકાર કે સત્યાગ્રહ હતું. અહિંસા, પ્રેમ, સત્ય તે આત્મ વીરના પીઠબલ હતાં. મહિષ્ણુતા અને ક્ષમા તેના ઢાલ બખ્તર હતાં, પ્રભુની પ્રેરણા અનુસાર તે કર્મ કરતા. અહંકાર કે સ્વાર્થની બદ્દબોથી તે દૂર રહેતા. તે એક ઊંચા નિષ્કામ કર્મયોગી હતા. સોક્રેટીસનું ડહાપણ, ઇશુનો ભ્રાતૃભાવ અને બુદ્ધનો ત્યાગ ગાંધીજીના જીવનમાં કેન્દ્રિત હતા. જનતાનું દુઃખ તેના હૈયે ખૂબ ખૂંચતું, સંયમ તો તેનો સાથી હતો, તપ તો તેની તપોરી વિહારભૂમિ હતી અને ત્યાગ તો તેનો આદર્શ હતો. આદર્શનો આદર્શ રામ તો તેના જીવનનું સર્વસ્વ હતા, રામ તો તેના શ્વાસનો શ્વાસ, પ્રાણનો પ્રાણ હતા. પ્રભુની પ્રાર્થના તો તેનું મીઠું" વ્યસન હતું રામનામની ધૂન તેને બહાલામાં વ્હાલી હતી. વૈષ્ણવજન તો તેને કહીએ તે તેનું પ્રિયભજન. ગીતાજી તેનો પ્રાણવંતો પ્રેરણાત્મક જીવનગ્રન્થ. અનંતમાં રહે તે સંત; પરમાત્મા સાથે નિત્ય સંયુક્ત તે મહાત્મા. પ્રભુ એકજ જીવનનું લક્ષ્યબિંદુ હોવું જોઈએ. પ્રભુની પ્રાપ્તિ તો કર્તવ્યનું કર્તવ્ય છે. બીજા કર્તવ્યો કે સંબંધો તેની પ્રાપ્તિના પગથિયાં છે. રામને પોતાનો કરવો કે પોતે રામમય બની જવું એજ મહાજનોના જીવનનો આદેશ, ઉપદેશ છે. ગીતાજીનું નિત્ય પારાયણ કરવું, પ્રાર્થના રામધૂન એતો જીવન સાથે નિત્ય સંકળાયેલ હોવા જોઈએ. ગાંધીજીની સાચી સેવા તેના ઉચ્ચ આદર્શોના પાલનમાં છે, ગીતાજીનું નિત્ય અવગાહન કરો, રામને નિરંતર સ્મરો, રામધૂન ગજાવો અને પ્રાપ્ત કર્તવ્ય નિઃસ્વાર્થી, નિષ્કામ રહી બજાવો એજ મહાત્મા મોહનના જીવનનું દોહન.

મહાજનોનાં જીવન આપણને પ્રકાશ આપનારા તેજ દીવડા છે. તેમની કૃતિઓ, તેમની મધુર સ્મૃતિઓ આપણા ઉર્ધ્વ ગમનની પગદંડીઓ છે. અહિં આવી જે પ્રભુમય જીવન ગાળે છે, ભૂતસેવાની વેદિપર જેનું આયુષ્ય બલિદાનરૂપ બને છે તેનુંજ જીવન ધન્ય છે અને તેનુંજ મૃત્યુ મહોદયના દ્વાર સમું સ્તુત્ય છે. એવું કાર્ય કરો કે પ્રભુ પ્રસન્ન રહે. એવી રીતે મરો કે ન પુનરાગમન હો. બાકી તો ભાઈ, શરીર હણાતાં છતાં. આત્મા હણાતો નથી. न हन्यते हन्यमाने शरीरे ॥ એ ગીતાજીના બીજા અધ્યાયનો ૨૦ મો શ્લોક તમારી જાણ બહાર નથી. આત્માની અમર જ્યોતિ નથી કાળથી ભૂંસાતી કે નથી દેશથી મ્લાન થતી. તે નિત્ય પ્રકાશ સ્વરૂપ છે. દેહ તો મૃત્યુનો ખોરાક છે. જીવન એવું સુંદર, જવલંત જીવો કે તમે જગત જનતાના જ્યોતિર્ધર બનો. પ્રભુ-પરાયણ પ્રભુના જે બંદા છે તે તો મૃત્યુનું પણ મૃત્યુ કરે છે જીવન વિકૃતિ છે જ્યારે મરણ પ્રકૃતિ છે. આત્મા અમર અવિનાશી છે. ગાંધીજી તો આ નાશવંત નામમાંથી અક્ષર રામમાં ગયા. રૂપ તજી અરૂપ અનૂપ બન્યા. ગાંધીજીના જે અનુયાયી કે પ્રેમી હોય તે તો રામમાં રમે, ઇન્દ્રિયોને દમે અને પ્રારબ્ધ પાડ્યા સુખદુઃખ આવે તે શાંતિથી ખમે. કોઇના જીવનમાંથી સુંદર સરસ લાગે તો અપનાવો, આચરણમાં ઉતારી ઉજ્જ્વળ જીવન બનાવો. સારૂં તે તમારૂં કરો, તમારૂં તેજ સારૂં, અન્યનું નહારૂં એ સંકુચિત દષ્ટિથી દૂર રહો. ગુણગ્રાહી હંસદષ્ટિ સદા ઉર્ધ્વગામિની છે અને ક્ષુદ્ર કાગદષ્ટિ નિત્ય અધોગામિની છે.

વહ તો હમારા રાષ્ટ્રકા,  
અભિમાન ગૌરવ સ્થાન થા;  
વહ પ્રેમ અહિંસા એકતા કા,  
દેવ દૂત મહાન થા.

વહ દેશ દીપક જગત દીપક,  
દૈવી ગુણ કા ધામ થા;  
ગીતાજી જીસકા સાથ થા,  
જીસકે હૃદયમેં રામ થા.

વહ ચલ ગયા મોહન મનોહર,  
જગતસે જગનાથ મેં.  
વહ દે ગયા ધન આત્મકા,  
જગવાસીઓ કે હાથ મેં.

જો ગાંધીજી સે પ્રેમ હો,  
આદર્શ ઉસકા અનુસરો;  
ગીતાજી કા ગૂંજન કરો,  
જરૂર રામકો અંતર રમરો.

સીતાપતિ શ્રી રામમય,  
આયુષ્ય જીસકા બન ગયા;  
ઉસકા હી નામ સુધન્ય હૈ,  
કૃતકૃત્ય સો હી તો ભયા.

પ્રભુમેં પરમ વિશ્વાસ કર,  
નિષ્કામ કર્મ કિયા કરો;  
સોહી વલ્લભ સંત જીવન,  
કથન ઉસકા અનુસરો.

∴ ∴ ∴

**મોરબી**—અત્રેની જ્ઞાતિની કાર્યવાહક કમીટીના સેક્રેટરી તેમજ ચોત્રીશ તલુકા મધ્યસ્થ સમિતિના સભ્ય શ્રી પરમાનંદદાસ ગુલાબચંદ પારેખની ભાવનગર બદલી થતાં અત્રેથી તેઓશ્રીના વિદાયમાનમાં સમસ્ત જ્ઞાતિ તરફથી એક મેલાવડો યોજવામાં આવ્યો હતો. અત્રેની સંસ્થાઓ શ્રી મોઢ વણિક વિદ્યાર્થી મંડળ તથા શ્રી મોઢ પ્રગતિ સંઘ તરફથી પણ હારતોરા કરવામાં આવેલ હતા. તા ૧૭-૭-૪૮

# બાલ કુંજ.

સંપાદકઃ—શ્રી નટવરલાલ ભોગીલાલ વોરા.
ઠે. દિનકર નિવાસ, સરોજિની રોડ—વીલેપારલે (પશ્ચિમ)

## સંપાદકની કલમે

### ઓગસ્ટ માસ.

ઓગસ્ટ માસ ભારતના ઇતિહાસમાં કોઇ અનેરી રીતે ચિતરાયો છે. પ્રથમ ઓગસ્ટ તિલક દિન, પછી સાત ઓગસ્ટ 'ટાગોર દિન' અને પછી '૪૨ ની નવમી ઓગસ્ટ ને કદી ભૂલાશે નહિ. એતો ભારતના ઇતિહાસમાં અમર છે. ત્યારબાદ આઝાદીના ખપ્પરમાં ભોગ દેનાર મહાદેવભાઇનો 'મહાદેવ દેસાઇ દિન' આ ઉપરાંત પણ અનેક દિવસો ઓગસ્ટ માસમાં આવે છે. બાળકોને માટે તો એ રજાનો માસજ ગણી શકાય. કારણકે શ્રાવણીયા સોમવાર પણ ઓગસ્ટમાંજ આવે છે અને છેલ્લે ૧૫ મી ઓગસ્ટ ભારતનો આઝાદ દિન એ તો કદી પણ નહિ વિસરાય. ઓગસ્ટ ! ધન ભાગ્ય તરીકે તુ અમને સાંપડ્યો. ધન્ય છે ઓગસ્ટ કે તું જગતમાં અમર થઈ ગયો. ઇતિહાસમાં પંકાઈ ગયો.

નટવર બી વોરા.

***

## ગાંધીજીના જીવન સુત્રો.

સંપાદક : શ્રી કિશોર શેઠ.

૧ ઇશ્વર દુઃખરૂપી કડવા ઔષધો આપે છે તેની જ સાથે મૈત્રીનાં મીઠાં અનુપાનો પણ આપે જ છે.

૨ જો દરેક માણસ સાચું બોલતો ને આચરતો થઇ જાય તો પૃથ્વી પર સ્વર્ગ ઉતરી પડે.

૩ લૌકિક સંબંધ કરતાં અધ્યાત્મિક સંબંધ વધારે કિંમતી છે. આધ્યાત્મિક વિનાનો લૌકિક સંબંધ પ્રાણવિનાના દેહસમાન છે.

૪ વર્ષોથી હું માનતો આવ્યો છું કે મૃત્યુ એ જીવનનું એક મહાપરિવર્તન છે. જ્યારે મૃત્યુ આવે ત્યારે તેનો સત્કાર કરવો જોઇએ. મેં મારા મનમાંથી બધા ભયની સાથે સાથે મૃત્યુના ભયને પણ ભગાવી દીધો છે.

***

## રજકણ.

રજુ કરનાર : શ્રી 'પ્રદેન.'

૧ દેશને હંમેશા કોઇપણ રીતે ઉપયોગી નિવડો.

૨ પ્રગતિ કરવા માટે ગરિબી અગત્યની ભૂમિકા છે.

૩ વાણી, હાથ અને પેટને કાબુમાં રાખો.

૪ માણસની કિંમત વર્તણુંકથીજ અંકાય છે.

૫ શાંતિથી સર્વને સાંભળો.

૬ ત્રણુકાળમાં વર્તમાન કાળનેજ અનુસરો.

૭ દેશસેવાને સ્વાર્થથી કલંકિત ન બનાવો.

૮ શ્રદ્ધા એજ અમાપ બળ છે.

૯ વિનયી બનો અને જીવનની સફળતા પ્રાપ્ત કરો.

૧૦ રખે અભિમાની બનતા !

***

## હાલો પાસા ગામડે !

( એક સંવાદ ).

**શ્રી શાંતિલાલ ડી. મહેતા.**

"કરાંચીનું શું ભાડું સે, બાપલીયા." ટીકીટ બારીએ ઉભેલા પટેલે કહ્યું.

"ત્રણ રૂપીયા પડશે" અંદરથી જવાબ આવ્યો.

"એ વાજબી ભાવ બોલોને માસ્તર સા'બ" પટેલ બોલ્યા. "મારે એક .હામટી તણ ટકટ લેવીસે."

"એવા ભાવ શેનો કરે છે. આ કંઇ દુકાન બુકાન નથી. માળા હાલી નિકળ્યા છે."

"તંઇ."

"તંઇ શું ? પરેસ લેવી હોય તો લઇ લો, નહિ તો ચાલતી પકડો ને બીજાં ઓછી કરો."

"હં...! માળાહાળાને કાળાં બજાર કરવા છે. એમને ? ઠીકસે. હું અહિંઆજ ઊભો છું. આ વલ્લભ, ને ગાંધી બાપાના રાઝમાં આ કાળા બજાર નહિ હાલે હો માસ્તર સાબ, માટે ટકટ ઓસા ભાવે આપી દો ! નકર પોલીસને બોલાવવો પડશે."

"એઇ પટાવાલા ઇસ્કુ નિકાલદો." માસ્તર ગર્જ્યો.'

"તે હું તારી એકલાની પાકેજ પરાસે, આવીઝા, મારી પાહે તો કંદારો હોત સે" છેવટે લોકોએ પટેલીયાઓને શાંત પાડ્યા અને ટીકીટ લઇ ગાડીમાં બેઠા.

× × ×

'ટીકીટ" માસ્તરે ટીકીટ જોવા માંગી.

"તે ઇ તને હું કામ આપી દઇએ." ગામડીઓ બોલ્યો.

"અરે, ટીકીટ લાવો. હું ટીકીટ ચેકર છું" એમ કહી માસ્તરે ટીકીટ લઇ પેન્સીલનો લીટો કર્યો અને ટીકીટ કાપી નાંખી.

"એલા, ટીકીટ હેની કાપેસ" એના તો તણ રૂપીયા રોકડા આપ્યાસે રોકડા !" અને છેવટે ફરીવાર લોકોએ ગામડીયાઓને સમજાવ્યા.

× × ×

ગાડીમાંથી ઉતરીને ગામડીયાઓ ગામમાં આવ્યા. પોલીસમાં ફરીયાદ નોંધાવી કે અમારી ટીકીટો માસ્તરે લઇ લીધી છે. પોલીસે ગામડીયાઓને હાંકી કાઢ્યા.

"એ હાલો પાસા આપણે ગામડે. આ હે'રમાં તો બધે દગો ને દગો. એ ઇ આપણું ગામડું હારૂં. માળાહાળા બધાંય કાળા બજારીયાને લુરસા સે. હાલો ! હાલો !"

## હાલોને !

**શ્રી તૃષિત**

હાલોને હિંચકા ખાવા;
હો દોસ્તો !
હાલોને હિંચકા ખાવા !

વડલાની ડાળ સાથ, બાંધ્યો જો હિંચકો,
ઉરમાં ઉમંગ ધરી, માણીશું મોજ હો
આનંદના સાગરે નાવા ! હો દોસ્તો૦

મનહર ને મિનાં, સુરેશ, રમેશ સહુ,
બેસીશું આપણે, ઉમેદ, આનંદ બહુ.
મીઠલડાં ગીતડાં ગાવા ! હો દોસ્તો૦

***

## "વિશ્વમાં ભારત."

**શ્રી રમણિકલાલ એચ દોશી–જગદલપુર**

(૧) યુ એસ. એ; રશીયા; સાઇબીરીયા; બ્રીટીશ ટાપુઓ અને બ્રીટીશ કૉમન વેલ્થમાં આવેલા યુરોપના બીજા પ્રદેશોની વસ્તી ભારતવર્ષની વસ્તીથી ઘણી ઓછી છે.

(૨) વિશ્વનાં દરેક પાંચ મનુષ્યોમાં એક મનુષ્ય ભારતીય છે.

(૩) ભારતમાં સાકરનું ઉત્પાદન દર વર્ષે ૧૩ લાખ ટનનું છે.

(૪) ભારત વિશ્વના આઠ મુખ્ય ઉદ્યોગ પ્રધાન દેશોમાંનું એક છે.

(૫) ભારત વિશ્વનું પાંચમું વ્યાપારિક કેન્દ્ર છે.

(૬) ભારત વિશ્વનું મોટામાં મોટું લાખનું ઉત્પાદન કરે છે.

(૭) સંસારમાં લાંબામાં લાંબું રેલ્વે પ્લેટફોર્મ ભારતમાં સોનપુર નામક નગરમાં આવેલું છે.

***

## કહાન આવોને !

**શ્રી ધીરજલાલ ર. મહેતા.**

આ હેતે પુરૂં રંગોળીઓ, કહાન આવોને !
વેરૂં મોતી હું ચોક, કહાન આવોને !
નવરંગી પુરૂં સાથીઆ, કહાન આવોને !
પહેરાવું ગજરા હાર, કહાન આવોને !
ઉડાડું અબીલ ગલાલ, કહાન આવોને !
પ્રીતે ભેટું તમ સાથ, કહાન આવોને !
મારા ઉરમાં વસોને નાથ, કહાન આવોને !
પધારજો આંગણીએ આજ, કહાન આવોને !
આ અરજ કરૂં તમ પાસ, કહાન આવોને !
ધીરજની પુરજો આશ, કહાન આવોને !

# સંસારને સીમાડેથી.

લેખક: શ્રી વિષ્ણુકુમાર કુબેરદાસ પંડ્યા.
ઉપતંત્રી, 'શ્રી સયાજીવિજય'–વડોદરા.

[ સમાજની પ્રવર્તી રહેલ કુરૂઢિઓ અને કમનસીબ કિસ્સાઓને આલેખતી રસપ્રદ અને બોધક ઘટના........ગતાંકથી ચાલુ ].

[ ૮ ]

સંધ્યા સલૂણી થઈ લુપ્ત સુપુષ્પ થાયે,
નેને રમે તદપિ રંગ રૂડા બધા એ.
આનંદ દેતું મૃદુમાન વિરામ પામે,
તોએ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે.
ખીલી હસે કુસુમ તે કરમાય જ્યારે,
તોએ સુગંધ મનમાં કરી વાસ મ્હાલે.
હા ! તેમ આજ તુજ દર્શન લુપ્ત થાયે,
તારા ગુણો સ્મરણમાં રમશે સદાએ. '

ઉદયવીણા વદાય

'વદાય' કાવ્યમા શ્રી નરસિંહરાવ દિવેટીઆ કોઇ સ્વર્ગસ્થનાં સ્મરણો હરહંમેશને માટે જીવનમાં ઉતારી લે છે તેવી રીતે માલતીને રસનિધિનું સ્મરણ તેની હૃદયગુહામાં ઉંડું ઉતરે છે. રસનિધિની નિર્દોષ, મનોરમ ને ભવ્યમૂર્તિ તેની સમક્ષ વારંવાર ખડી થાય છે. આથી માલતીને તેની જાતપર ઘૃણા છૂટે છે. રસનિધિનું સ્મરણ ભૂલવા મહેન્દ્રની છબી લઇ નિહાળે છે.

પોતાની જાતને સ્વસ્થ કરી સમય થતાં કોલેજ તરફ જવા તયાર થઇ. આજે તેનું મન અસ્વસ્થ અને અસ્થિર હોઇ વર્ગમાં ચાલતા અભ્યાસમાં તેનું મન બીલકુલ પરોવાયું નહિ. તેની દષ્ટિ દૂર બેઠેલા શાંત, કર્તવ્યનિષ્ઠ અને ભાવનાશીલ યુવાન રસનિધિ તરફ વારંવાર ખેંચાતી. અકસ્માતથી હાથે થયેલી ઇજા અને માનસિક વ્યગ્રતાને લીધે આજે વર્ગમાં તેને બીલકુલ ગોઠ્યું નહિ. છેવટે 'તબીયત સારી નથી' કહી અધ્યાપકની રજા લઇ તે ઝડપથી વર્ગ છોડી ગઇ. રસનિધિએ આ જોયું, પરંતુ તે તરફ કંઇ લક્ષ આપ્યું નહિ. આપવાનું જરૂર જણાયું નહિ

માલતી ઘેર આવી તેને મંદ જ્વર જણાતો હતો, પોતાના મનને મહેન્દ્રમાં પરોવી રસનિધિને સદંતર ભૂલવા પ્રયત્ન કરવા લાગી.

'સતીત્વથી ચડતો નારી માટે બીજો કોઇ ધર્મ નથી, પતિ પ્રત્યે સેવાપરાયણ, સ્નેહશીલ અને વફાદાર રહેવું એજ તેનું મુખ્ય કર્તવ્ય છે. પોતાના પતિનું સ્મરણ એજ સ્ત્રીની સાચી સભ્યતા છે પુરાણોમાં સ્ત્રી પ્રત્યેનું સન્માન અધિક બતાવાયું છે. રામને ભૂલી સીતાને પ્રથમ પદ આપ્યું છે અને જનતા ઘોષ કરે છે. 'સીતારામ.' શ્રી કૃષ્ણ પણ રાધિકાજીની પછીજ યાદ કરાય છે. 'રાધેશ્યામ.' આ બધું શું સૂચવે છે ? પ્રથમની સ્ત્રીઓ પોતાના પતિને માટે પ્રાણની આહુતિ આપતાં અચકાતી ન હતી. સીતાજી રાજ્યના વૈભવને લાત મારી રામની સાથેજ દુઃખમાં ભાગીદાર બન્યાં હતાં. જ્યાં રામ ત્યાંજ સીતા. સ્ત્રીએ પોતાના ધર્મપથથી વિચલિત થતાં પહેલાં, મરણને શરણ થવું ઉચ્ચતર છે. આ છે આર્યનારીનો ઉજ્જ્વળ ઇતિહાસ. મારે પણ તેનેજ અનુસરવું રહ્યું. તેમાંજ મારૂં અને મારા પતિનું શ્રેય છે. મહેન્દ્રનું સ્મરણ કરતી કરતી માલતી આ પ્રમાણે આદર્શ આર્ય સ્ત્રીના પ્રાચિન ઇતિહાસમાં ઉતરી ગઇ.

'માલતી બેન' આ તમારો તાર છે,' પોસ્ટમેને બૂમ મારી. માલતીએ સહી કરી તુર્તજ તાર લઇ લીધો. તે તાર હતો તેના સસરા ભોળાનાથનો. તેમાં નીચેના શબ્દો હતા.

'Mahendra Serious.
Come Soon.' Bholanath.

તાર વાંચીને માલતીના મુખપર વિષાદ છવાયો. આજે તેનું મન અસ્વસ્થ તો હતુંજ અને તેમાં વળી આ દુ:ખદ સમાચારે વધારે અસ્વસ્થ કરી મૂક્યું. તેને આ બધું સ્વપ્નસમું લાગ્યું અને મૂંઝવણુ થવા લાગી કે તે જાગ્રત છે કે નિદ્રામાં. છેવટે જ્યારે બાઈ દૂધનો પ્યાલો લાવી ત્યારેજ તેને ચોક્કસ ખાત્રી થઇ કે તે જાગ્રત અવસ્થામાં છે.

'બીસ્તરો તૈયાર કર' બેચેન માલતીએ બાઇને ઝડપથી કહ્યું. 'ચારુ' માલતીની આવી બેચેન સ્થિતિ જોઇ બિચારી બાઇ પણુ મૂંઝવણુમાં પડી હતી.

માલતીના મનની વ્યગ્રતા આજે અપાર હતી, એનું મન ઉચ્ચુ થયું હતું, એની આંખો ઘરના ખૂણે ખૂણે કોઇ વ્યક્તિને શોધી રહી હતી. તેણે આંખો બંધ કરી તો કોઇ હૃદયભેદક બૂમનો આભાસ થયો. શું મહેન્દ્રનો તો નહિ! ઉભી થઇ ચોતરફ જોવા લાગી તો કંઇજ ન હતું. આ પ્રમાણે તેના મગજમાં અવનવા ખેલો ભજવાઈ રહ્યા હતા, ઘડીકમાં કોઇ મધુર સ્મરણો જાગ્રત થતા તો ઘડીકમાં કોઇની હૃદયભેદક બૂમો સંભળાતી. આવી વિચિત્ર સ્થિતિથી માલતી ડરી કંપી ઉઠી.

[ ૯ ]

કોકિલાના મીઠા અને દીર્ઘ ધ્વનિયે આખા વાતાવરણુને વ્યાપ્ત આવી હતી, ચકોળ પક્ષીઓ ઝીણા સૂરથી સુખી આલાપ કરીરહ્યા હતા. પિંજરે પડેલા શુકો કર્ણપ્રિય અવાજથી ઘરોને ગજવી મૂકતા હતા અને ઉંચે આકાશમાં સ્વતંત્ર રીતે વિહરતા પોપટોના મુક્ત જીવનના વિચાર કરતાં પોતાની પરાધીન પાગુ સ્થિતિપર નિશ્વાસ નાખી ઉંડા શોક અનુભવતા હતા.

આવા સમયે ભોળાનાથના ઘરમાં ચન્યતા અને ખિન્નતા છવાયાં હતાં મહેન્દ્રની માંદગીને લીધે સૌના જીવ ઉંચા હતા. મહેન્દ્રની સેવામાં માલતી હાજર થઇ ગઇ હતી. તે આહાર અને નિદ્રાની દરકાર કર્યા સિવાય મહેન્દ્રની સેવામાંજ અથાગ પરિશ્રમ ઉઠાવવા લાગી. પોતાની ફરજને સારી પેઠે સમજતી હતી. જો કે તેની શારીરિક સ્વસ્થતા જોઇએ તેવી સારી ન હતી, છતાં તેની લેશમાત્ર દરકાર કર્યા સિવાય મહેન્દ્રની સુશ્રુષામાંજ સુખ માનતી હતી. તેના હૃદયમાં અજબ આશા અને શ્રદ્ધા હતી. આશાની ભાષા હંમેશાં મધુરજ હોય છે, લાખો નિરાશાઓ હોવા છતાં આશા માણુસના કાનમાં આવી ગણુગણી ઉઠે છે કે, 'હે માનવ, ગભરાઇશ નહિ, આ નિરાશાનું વાદળ તો ક્ષણિક છે, તે વાદળ વિખેરાતાં વખત લાગશે નહિ.' 'કંઇ લાખો નિરાશામાં અમર આશા છૂપાઇ છે.' એ આશ્વાસન અને આશાથી માલતી ધીરજ ધરી મહેન્દ્રની સત્ય સેવા ઉઠાવતી હતી.

બધાં સગાં-સ્નેહીજન ખિન્ન અને શોકાતુર વદને ભોળાનાથના ઘરમાં બેઠાં હતાં. મણિ-શંકર, મનોરમા, વિલાસ, ભગવતી અને ભોળાનાથ બધાં ઉદાસ જણાતાં હતાં. બિચારી માલતી આ વડીલોની હાજરીમાં મહેન્દ્ર પાસે જતાં પણુ સંકોચાતી, કારણુકે જુનવાણી સ્નેહીજન તેને ચૂંટી ખાય કે 'બેશરમ' છે. બિચારી ગભરુબાળા પોતાના ભાવિ વિષે ઊંડા વિચાર-સાગરમાં ડૂબી રહી હતી.

વિનોદરાય ડૉકટરને બોલાવવા ગયા હતા, તેમની આતુરતાથી રાહ જેવાતી હતી.

'પિતાજી,' મહેન્દ્રે નિર્બળ અવાજે બૂમ મારી.

ભોળાનાથ તુર્તજ પોતાના એકના એક લાડીલા પુત્રની પથારી નજીક ગયા.

'મેં પ્રથમથીજ લગ્ન કરવાની ના પાડેલી છતાં આપે મારૂં માન્યું નહિ. માલતીને હું કેવી રીતે સુખી કરી શકીશ?' મહેન્દ્રની

આંખમાંથી આંસુ ટપકી પડ્યાં.

'બેટા, એવું શું બોલે છે? તું હમણાં સાજો-તાજો થઈ ફરતો થઈશ, જરાપણ ચિંતા કરીશ નહિ.' ભોળાનાથે ધ્રૂજતા હાથે મહેન્દ્રનાં આંસુ લૂછતાં આશ્વાસન આપ્યું.

'પિતાજી! એ ખોટી આશા છે હું મૃત્યુને મારી સામે ઉભેલું જોઉં છું. અરે! બિચારી માલતીનું શું થશે?' મહેન્દ્રનું કપાળ ધીખતું હતું, ઉચ્છ્વાસ વધતો હતો અને શક્તિ ઘટતી હતી.

'બેટા! તું બીજા વિચાર ન કર, પ્રભુ સૌ સારૂંજ કરશે' બીતું થયેલું ઓશીકું બદલી ભગવતીએ મહેન્દ્રના માથે હાથ ફેરવતાં કહ્યું.

'પિતાજી! મારા સસરા-સાસુને બોલાવો તો' ધીમા અવાજે મહેન્દ્રે અતિ પરિશ્રમ સાથે વાક્ય પૂરૂં કર્યું.

'મહેન્દ્રકુમાર! અમે તમારી પાસેજ બેઠાં છીએ. બોલો, શું કહેવું છે? જરાપણ ખોટી ચિંતા ન કરો પ્રભુ તમને જલ્દી સાજા-તાજા કરી નાખશેજ.' બીજા ખુણામાં થોડે દૂર બેઠેલાં મણિશંકર તથા મનોરમાએ મહેન્દ્રની નજીક આવી દિનાળ સ્વરે કહ્યું.

'તમારી દીકરીને હું સુખી કરી શક્યો નથી, મને માફ કરજો.' મહેન્દ્રની આંખમાં આંસુ જણાયાં.

'તમે આવું ઘેલું ઘેલું શું બોલો છો? અમે તો તમારાથીજ ઉજળાં છીએ. તમે શાંતિથી સૂઈ રહો. સંપૂર્ણ આરામ કરો.' મનોરમાએ મહેન્દ્રની ફીક્કી કાયા તરફ આભારી દૃષ્ટિ ફેરવી.

ઘોડાગાડીનો અવાજ સંભળાયો, સૌના આંખ-કાન તે દિશામાં ફર્યાં, થોડીજ વારમાં વિનોદરાયે ડૉક્ટર સાથે ખંડમાં પ્રવેશ કર્યો

ડૉક્ટરે દર્દીની આસપાસ એકત્ર થયેલ સ્નેહીમંડળને બીજા ખંડમાં ચાલ્યા જવાનું કહી, 'દર્દી પાસે કોઈએ આવવું નહિ, સંપૂર્ણ શાંતિ જાળવવી જોઈએ.' એવી પ્રથમ ચેતવણી આપી દર્દીનું આખું શરીર તપાસ્યું. દવા લખી આપી અને તે પોતાના દવાખાનામાંથી લઈ જવા કહ્યું.

'દર્દીને કેમ છે?' વિનોદરાયે ડૉક્ટરને એકાંતમાં પૂછ્યું.

'ઈન્ફ્લુએન્ઝા છે, દર્દી લાગણી પ્રધાન હોઈ તેની આસપાસ આવેશવાળી કે દુઃખમય વાત કરી કરવી નહિ. કેસ ગંભીર તો કહેવાય, છતાં ચિંતા કરશો નહિ' ડૉક્ટરે સ્ટેથોસ્કોપને તથા 'ફી' ને ગજવામાં મૂકી વિદાય લીધી. બીજા દર્દીઓની 'વીઝીટ' માટે તેમના બારણે બાજી માડીઓ ગોઠવાઈ હતી!

વિનોદરાય મહેન્દ્ર માટે દવા લેવા ગયા. મણિશંકર અને ભોળાનાથ દર્દીના ઓરડામાંથી ઉઠી બીજા ખંડમાં ચાલ્યા ગયા જેટલે ત્યાં કોઈની હાજરી ન હોય, માલતી મહેન્દ્ર પાસે ગઈ અને તેની નજીક બેસી ગઈ.

'માલતી' હું કઈ બચી શકું તેમ નથી, મેં તારા આશાભર્યાં જીવનને ચેડ્રી નાખ્યું છે, ચગદી નાખ્યું છે' મહેન્દ્રનું શરીર અંગારાની માફક તપી રહ્યું હતું.

'આવું ઘેલું ન બોલો, પ્રભુ તમને કાલેજ આરામ કરશે, સૌ સારાંવાનાં થશે.' માલતીની આશા અમર હતી. મહેન્દ્રના કપાળ ઉપર પોતાની કોમળ અંગુલિઓ ફેરવવા લાગી.

'મારા મૃત્યુ પછી તું સુખેથી પુનર્લગ્ન કરી આદર્શ જીવન જીવી બતાવજે. તું નિર્દોષ છે, સદાને માટે નિષ્કલંક છે.' મહેન્દ્રનો અવાજ ઘેરો બનતો હતો.

'આવું ઘેલું ઘેલું ના બોલો. નાથ! માદગી તો આજે છે ને કાલે સારૂં થઈ જશે. જુઓ તમારી છાતી કેટલા જોસથી ધડકે છે, મહેરબાની કરી શાંતિથી સૂઈ રહો.' માલતીએ મહેન્દ્રના મુખ ઉપરના પ્રસ્વેદ બિંદુઓને લૂછતાં ધીમે સાદે કહ્યું.

મહેન્દ્ર ગળગળો થઈ ગયો, બરાબર આ સમયે માલતી કંપી ઉઠી. અમદાવાદમાં અનુભવેલો ભ્રમ નહિ પણ સત્ય જણાયું. એક બાજુ રેસુનિધિ તેને આશાભર્યો અવાજે પોકાર કરી રહ્યો છે જ્યારે બીજી બાજુ મહેન્દ્ર મૃત્યુને ખોળે પડયો છે. આ વિચાર ઉદ્‌ભવતા તે સાવધ થઈ, મહેન્દ્રની સન્મુખ દૃષ્ટિ ફેરવી ઇશ્વર સ્મરણમાં ગરકાવ બની આ બેહુદા દૃશ્યને દૂર કરવા મથવા લાગી.

'રડો ન માય ! મારાથી આ જોઇ શકાતું નથી, પ્રભુને હું પ્રાર્થું છું કે તેના 'શારદઃ શત' ના આશીર્વાદ તમારા પર ઉતરો તમે મોટા છો, તમે મને છોડી નજ શકો, તમને કાલેજ સારૂં થઇ જશે.' માલતી મહેન્દ્રના ધ્યાનમાજ એકરત બની આશાવાન બનતી ગઇ.

મહેન્દ્રે આંખો મીંચી દીધી. માલતીને લાગ્યુ કે તેની હાજરીથી મહેન્દ્ર લાગણી પ્રધાન બની આવેશમાં આવી જાય છે એટલે ત્યા વધુવાર ન થોભતાં બાજુના ખંડમાં ધીમેથી ચાલી ગઇ.

'ઇશ્વરની ગતિ ન્યારી છે. મારાથી ભયંકર ભૂલ તો થઇજ છે.' ભોળાનાથ કંઇક ઉંડો પશ્ચાતાપ કરતા જણાયા.

'શું!' મણિશંકરને સમજ ન પડતાં ખુલાસા માટે આતુર બન્યા.

'મારો મહેન્દ્ર તો પ્રથમથીજ લગ્ન કરવાની ના પાડતો હતો, પરંતુ મેં માન્યું નહિ'

'વિધિના લેખ કોણ ભૂંસી શકે ? જ્યારે તમે આ વાત કાઢી ત્યારેજ હું આ ગુપ્ત વાત આજે કહું છું કે, મારી માલતી પણ લગ્ન કરવા ખુશી ન હતી.' મણિશંકરના અવાજમાં સ્પષ્ટ પશ્ચાતાપ જણાઇ આવતો હતો.

'આ પ્રસંગે આવી ચર્ચા શોભે કે ? ધીરજ રાખો. મારો મહેન્દ્ર કાલે હરતો ફરતો થઇ જશે.' ભોળા ભગવતીએ આશાનાં અમૃત વચન કાઢ્યાં અને વિનોદરાયે બૂમ પાડી.

'મહેન્દ્રભાઇ ગયા'

આખા ઘરે ખૂસરાણ મચાવી દીધું. રડારોળ ચાલી. અહા ! ગમે તેવા કઠોર હૃદયને પણ દ્રવી નાખે તેવું કરૂણ દૃશ્ય.

કાલ જે રમતો હતો; પૂર જીવન જોસમાં:
આજ એ ચાલી ગયો, હા! લાડકો મુજ રોષમાં!

નરસિંહરાવ.

ભોળાનાથ માથું અફળાવી રડવા લાગ્યા. ઘરમાં જ્યાં ત્યાં બસ રૂદન ! રૂદન !! વડીલોનું રૂદન અને બિચારાં ભોળાં પારેવડાંનું પણ રૂદન !!!

મહેન્દ્રના દુઃખદ અકાળ અવસાને માલતીના કોમળ હૃદયમાં શી વ્યથા મચાવી મૂકી હશે તે જોવા આપણાં જીગરની હિંમત ચાલતી નથી ... [ અપૂર્ણ. ]

# જ્ઞાતિ બંધુઓ ક્યારે ચેતશો ?

શ્રીયુત ડી. પી. દેશાઈ.

આખા હિંદમાં જુદા જુદા રાજ્યોના એક્ટો થઇ રહ્યા છે અને હિંદુ કોડ એટલે કાયદો આવતી ધારાસભામાં આવવાનો છે તે આપ સૌની જાણમાં હશેજ. આપણી જ્ઞાતિ મોટે ભાગે વેપારી કોમ હોવાથી ઘણા ભાઇઓને આવા કાયદા માટે દરકાર પણ ન હોય. બહુ થોડા કેળવાએલ તથા સરકારી ધારા ધોરણો કે કાયદાઓનું જ્ઞાન રાખનાર વર્ગ આપણામાં હશે એટલે હવે ચેતવાની ઘડી આવી ગઈ છે.

આ કાયદામાં એવી જોગવાઇઓ છે કે જેથી "સગોત્ર કન્યા સાથે લગ્ન કરી શકાય, છુટાછેડા લઇ શકાય. સોળ વર્ષની કન્યા પોતાની મરજી પડે તે જ્ઞાતિમાં ગમે તેની સાથે લગ્ન કરી શકે. પુત્રી પોતાના પિતાની સંપત્તિમાં ભાગ પડાવી શકે, વિધવા સ્ત્રી પોતાના શ્વસુરની સંપત્તિમાં ભાગ પડાવી શકે એ વ્યાજબી છે, આંતરજાતીય લગ્ન કરી શકાય, ગમે તે જ્ઞાતિનો બાળક દત્તક લઇ શકાય" મુખ્ય ચાર વર્ણ હતા તેના બદલે અત્યારે અનેક વર્ણ અને પેટા જ્ઞાતિઓ થઈ જવાથી કન્યા મેળવવાની તેમજ વર મેળવવાની મુસ્કેલી વધી છે, એ આપણે પણ જાણીએ છીએ. હમણાજ જામનગરની આપણીજ જ્ઞાતિએ મોઢ માંડલીઆ વિભાગ સાથે કન્યા વ્યવહાર કરવાનો ઠરાવ કર્યો તે મહોદયના અંકમાં આપે વાંચ્યું હશે અને તેને ધન્યવાદ ઘટે છે. ગુજરાત અને કાઠીઆ-વાડ જુદા પડી જાય છે તેમાં કન્યા વ્યવહાર ચાલુ કરતા સમય લાગવા સંભવ છે; પરંતુ એક કાઠીઆવાડમાં એકજ જ્ઞાતિના પેટા વિભાગો છે અને તેમાં પણ કન્યા વ્યવહાર નથી તે ચાલુ કરવો જોઇએ એટલુંજ નહિ પણ માંડલીઆ વિભાગ સાથે પણ વ્યવહાર ચાલુ કરી નાખવાનો સમસ્ત કાઠીઆવાડની જ્ઞાતિના વિભાગોએ ઠરાવ કરી નાખવા હવે સમય આવી લાગ્યો છે નહિંતો ભવિષ્યમાં પસ્તાવું પડશે આંતરજાતીય લગ્ન થવા લાગ્યાં છે છૂટાછેડા થવા લાગ્યા છે અને આપણાથી ઉતરતી જ્ઞાતિ માફક નાતરા તથા વિધવા વિવાહ થવા માંડશે અને જ્ઞાતિ ક્યાં જઈ ઉભી રહેશે તે કલ્પી શકાય તેમ નથી માટે એ સ્થિતિ આવે તે પહેલાં મોઢ જ્ઞાતિના પેટા વિભાગો કાઢી નાખી એક જ્ઞાતિ કરી નાખવા જરૂર છે. આવી બાબતમાં મુંબાઇ કે જે શહેરમાં બધા પેટા વિભાગના ઘરો ઘણા વરસથી વસેલા છે તેઓએ પહેલ કરવી જોઇએ અને કાઠીઆવાડના પોતાના સંબંધીઓ ઉપર અસર પડે તેમ કરવું જોઇએ.

આપણાં હિંદુ શાસ્ત્રોએ લગ્ન પ્રથા પવિત્ર વીધિ ગણી છે અને ધર્મબંધન માનેલ હોવાથી તથા તે પ્રમાણે વર્તન થવાથી આપણો હિંદુ ધર્મ (સનાતન ધર્મ) ટકી રહ્યો છે, અને તેના સંસ્કારો તથા આચાર વિચાર છાપ પાડે છે. સમાજ વ્યવસ્થા જળવાઇ રહે છે પરંતુ જેવો હિંદુ કોડ પસાર થયો કે આ બધી વ્યવસ્થા ઉપર પાણી ફરી વળવા સંભવ છે. માટે હાલ તુરત તો આપણી જ્ઞાતિના અગ્રગણ્ય બંધુઓ જે શહેરમાં વસતા હોય ત્યાંથી સરકારને વિરોધ પત્રો તથા તાર કરી જણાવી દેવુ જોઇએ કે આ કાયદો સનાતન ધર્મનો તથા વર્ણ વ્યવસ્થાનો નાશ કરનાર હોવાથી જરૂર નથી. આ કાયદાના ગેરફાયદાનું વર્ણન ઘણા છાપાઓમાં ચર્ચાઇ

ગયું છે અને હજુ ચચીય છે તેથી તેમાં ઉતરવાં જરૂર નથી. "ચેતતા નર સદા સુખી" એ કહેવત પ્રમાણે દરેક હિંદુ જ્ઞાતિએ પ્રથમથી પાળ બાંધવાની જરૂર છે. ઘણાં વર્ષો આપણે નાના નાના વાડા કરી જીવન વીતાવ્યું તેનાથી ગેરલાભ હવે થઇ રહ્યો છે. સંગઠન કરવા સમય આવી લાગ્યો છે, દેશ ઉપર આફત ઝઝુમી રહી છે અને મોડું ન થાય તે પહેલાં શક્ય તેટલું બધું કરી છૂટવા આપણી જ્ઞાતિના વિભાગોના અગ્રગણ્ય ગૃહસ્થોએ આખી જ્ઞાતિ એક જાહેર કરી ઠરાવ કરી કન્યા વ્યવહાર શરૂ કરી દેવા વિનંતી છે. ઇત્યલમ્

---

*જ્ઞાતિ બંધુઓ શ્રી દેસાઇનો લેખ વાંચે, મનન કરે અને જમાનાને ઓળખી તેમાં દર્શાવેલા મુદ્દાઓ સ્વીકારી અમલ કરે; અને તે માટે કાઠિયાવાડની ગોળ પરિષદને અમારી આગ્રહપૂર્વક વિનતિ છે કે અખીલ સૌરાષ્ટ્ર મોઢ વણિકનું એકમ કરવાની દિશામાં એકદમ આગેકુચ કરે. દરમિયાન દરેકશહેર અને ગામના જ્ઞાતિજનો સમસ્ત જ્ઞાતિ એકત્ર કરી હિંદુ કોડની વિરૂદ્ધમાં ઠરાવ કરી ઠરાવની નકલ ઘટતે સ્થળે મોકલી પોતાનો વિરોધ શુર પુરાવે.

સંચાલક.



વેવિશાળ—પડધરીના મણિયાર કપુરચંદ ચકુભાઇના પુત્ર નટવરલાલનું વેવિશાળ બરવાળાના શાહ કસ્તુરચંદ છબીલદાસની પુત્રી સુશીલા સાથે.

# સ્નેહાંજલી.

માનવીનું જીવન એક સરિતા જેવું છે, સરિતા–નદી તદ્દન સીધી વહેતી નથી લાંબા ટુંકા વળાંક લેતી લેતી વહે છે પ્રત્યેક વળાંકે સરિતા પર ચાલતી નૌકામાં બેઠેલો પ્રવાસી કુદરતના જુદા જુદા દ્રશ્યો જોતો જોતો આગળ પ્રવાસ કરે છે કોઈ દ્રશ્ય મનોહર હોય છે તો કોઇ દ્રશ્ય અણગમતું પણ હોય છે. માનવીની જીંદગીમાં પણ કેટલાક બનાવો સુંદર બને છે, તો કેટલાક બનાવો શોકપ્રદ બને છે ભાઇશ્રી છબીલદાસ દેસાઇના અકાળ સ્વર્ગવાસથી આજે કેવા પ્રકારનો પ્રસંગ બની ગયો છે તે વિચારતા એક સ્નેહીજનને શું થતું હશે તે સ્નેહથી નીતરતો આદમીજ સમજી શકશે.

અંગ્રેજી બીજા ધોરણમાં એ ભણતો હતો ત્યારનું એવું મુખ હજી મારા સ્મરણપટ પરથી ખસ્યું નથી આજે એ પ્રસંગને લગભગ ચાલીશ કરતા વધારે વર્ષો વીતી ગયાં. પછી તો ભલે એ વિદ્યાર્થી તરીકે એની એજ શાળામાં ભણ્યો તો પણ અમે દરરોજ લગભગ મળતા મેટ્રીક પાસ થઇ એ બન્યો શિક્ષક: તો પણ સાથે બેસતા, એ બાંકડા પર બેસતો હતો તેને બદલે મારી સાથે ખુરશી પર અચકાતો બેસતો. થોડા વરસો વીત્યા. અમે બન્ને વધારે નજદીક આવ્યા. અમારા ખાતામા એ પહેલા આસીસ્ટંટ તરીકે કામ કરે પણ ખરી રીતે કહું તો એક સહાયક ઉપરી તરીકે કામ કરે, કારણ અમે બન્ને સાથે બેસીનેજ શાળાની પ્રગતિની વાતો કરતાં. પછી છેલ્લા ત્રણ વરસોથી એ ઉપરી બન્યો. ભાઇ સ્થાન જુદા પ્રકારનું થયું, છતાં અમારા બન્ને વચ્ચેની મૈત્રી તથા વિનોદની લેવડ દેવડમાં જરાપણ ફેરફાર ન થયો.

માનવીને જીવન દરમ્યાન અનેક વ્યક્તિઓના સંબંધમાં આવવું પડે છે. દરેક વ્યક્તિ સારો કે નરસો, વધતા કે ઓછા પ્રમાણમા સ્પર્શ આપે છે, પણ એ તો લેનારની ગ્રાહ્યશક્તિપર આધાર રાખે છે એના જીવનમાંથી એક પાઠ મને શીખવા જેવો લાગ્યો હોય તો તે નરી કાચ જેવી હૃદયની સરળતા. ખટપટથી એ વિમુક્ત હતો. બીજું દૈવીશક્તિ પર તેને અગાધ વિશ્વાસ હતો. એથી જીવન જીવી જાણ્યું.

કુટુંબીજનોને એ વ્હાલો હતો, વિદ્યાર્થીઓને જોઇને તે હસતો હતો, પોતાના સહાયકોને જોઇને તે રાચતો હતો, પોતાના ઉપરીઓને જોઇ તે માનબુદ્ધિ રાખતો હતો. તેમણે બીજા કેટલાક શિક્ષકોની જેમ અમે તેમ પૈસા રોકડા કરવા તરફ દૃષ્ટિ રાખી ન હતી, તેથી આજે તે બહુ પૈસા તેની પછવાડે કદાચ મૂકી નહિ ગયો હોય પણ વિદ્યાર્થી આલમમાં તો પોતાની અમરકીર્તિ તો મૂકી ગયો છે.

જ્ઞાતિસેવા માટે તેણે પોતાથી બનતું કર્યું છે. તેની કલમે માસિકદ્વારા અનેક વાંચકોના જીવનમાં નવો પ્રકાશ સીધી કે આડકતરી રીતે પાડયો છે એ સાધનામાં પણ તેણે પૈસા સામુ જોયું નથી. એને વેતન તેના કાર્યના પ્રમાણમાં મળે છે કે નહિ તેની તેણે પરવા કરી નથી, કારણકે તે અનાસક્ત યોગી થવા માગતો હતો.

જ્યારે એના મૃત્યુના સમાચાર મળ્યા ત્યારે કહેનાર કંઇ નામ આપવામાં ભૂલ તો કરતો નથીને તેમ વારંવાર પૂછવું પડેલું, કારણ આગલી સાંજે મીઠો વિનોદ કરતાં કરતાં 'છબીલ ! છબીલ ! એ બાબત સંબંધી વિશેષ વાતો કાલે કરશું' કહી અમે જુદા પડેલા.

એ બાલપ્રેમી, મિત્રપ્રેમી તથા સેવાપ્રેમી જીવાત્માને પરમ પ્રભુ અનંત શાંતિ આપો એવી પ્રાર્થના ! લી. એક સ્નેહીજન.

# મોઢ વીસા અડાલજા (સુરતી) વણિક જ્ઞાતિમાં ચાલુ સાલે પાસ થયાં.

સુરતી: મોઢ વીસા અડાલજા વણિક જ્ઞાતિમાં ૧૯૪૮ ની સાલમાં (સુરત-મુંબઈના) નીચે મુજબ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ યુનિવર્સિટીની પરીક્ષાઓમાં પાસ થયા હતા.

મેટ્રિક: (૧) દીલિપ મનુભાઈ દલાલ (૨) શિરીષ નટવરલાલ ડાહ્યાભાઈ (૩) જગદીશ વરજીવનદાસ (૪) કુમારી તના ચીમનલાલ કાજી (૫) કૃષ્ણકાંત નાનાભાઈ તલાટી.

ઈન્ટર સાયન્સ: બકુલ નટવરલાલ ડાહ્યાભાઈ (૨) શિરીષ વૈકુંઠલાલ મોતીરામ.

B. Com: (વ્યાપારી) રમેશ મંગળદાસ ખાંડવાળા

બી. એસ. સી: (૧) અનિલ નટવરલાલ ડાહ્યાભાઈ (૨) ઉર્મિલા ઠાકોરદાસ મારફતીયા-બીજો વર્ગ (૩) હેમલતા જયદેવલાલ આત્મારામ કાજી ફર્સ્ટ કલાસ.

B. A. (૧) સૌ. ભારતી સત્યેન્દ્ર કલાર્ક-પ્રથમ વર્ગ (૨) વીણા છોટાલાલ સરૈયા.

એમ. એ (૧) સૌ. પ્રમિલા જયંતિલાલ સરૈયા (૨) સુભદ્રા રવિનંદન મારફતીયા.

સૌ. ભારતી પરીક્ષા આપી ત્યારે કુમારી ભારતી ધીરજલાલ ઘીયા હતા. જ્યારે સૌ. પ્રમિલા એક્ઝામીનેશનમાં બેઠા તે વેળાએ કુમારી પ્રમિલા ઈશ્વરલાલ મોતીરામ કલાર્ક હતા. એમ. એ. માં પાસ થયેલા શ્રીમતી શુભદ્રાબેન વિધવા છે અને તેમણે સુરતમાં મહિલા કલબને આશ્રયે શરૂ થયેલા કર્વે વર્ગોનું સંચાલન સંભાળ્યું છે.

બીજી જાણીતી મોઢ વણિક જ્ઞાતિઓમાં નીચે મુજબ વિદ્યાર્થી, વિદ્યાર્થિનીઓ પાસ થઈ છે.

મેટ્રીક: બકુલાબેન જયંતિલાલ રામદાસ શ્રોફ-મુંબઈ.

એફ્. વાઈ: કુમારી ઉષા ત્રિકમલાલ કોઠાવાળા-મુંબઈ.

એફ્. વાઇ. સાયન્સ: અરવિંદ ત્રિકમલાલ કોઠાવાળા-મુંબઈ.

ઈન્ટર આર્ટ્સ: કુમારી રમા ત્રિકમલાલ કોઠાવાળા-મુંબઈ.

# સમાચાર સંગ્રહ

**દેવકરણ નાનજી બેંકીંગ કો. લી. મુંબઈ**—એ પુના જીલ્લામાં વાલચંદનગર ખાતે તા. ૧૩–૮–૪૮ ના રોજ પોતાની બેંકની શાખા શેઠ વાલચંદ હીરાચંદના શુભ હસ્તે ખોલી. આ રીતે અત્યાર સુધીમાં બેંકની ૨૭ શાખા થઇ છે.

**શ્રી ચા. મો. બ્રા. યુ. મંડળ**—વડનગરથી વાર્ષિક રિપોર્ટ સંપૂર્ણ વિગતવાર પ્રસિદ્ધ થયો છે. આજના યુગમાં જરૂરી સુધારણા કરવી ને તે રીતે સંગઠ્ઠનદ્વારા કાર્ય કરવું એ મુખ્ય જરૂરી હોઇ, આ મંડળ ટુંક સમયમાં જ્ઞાતિની ઉન્નતિ માટે સારૂ કાર્ય કરી રહેલ છે નક્કી કર્યો મુજબ તા. ૨૫ મીએ જનરલ સભા શ્રી જોશી બાલચંદભાઇના પ્રમુખપદે મળી હતી. શ્રી માતંગીની પ્રાર્થનાબાદ મા. મંત્રીએ હેવાલ હિસાબ રજુ કરતાં સર્વાનુમતે મંજુર કરવામાં આવ્યો હતો. નવા વરસ માટે રૂા. ૪૫૦) નું ખાધવાળું બજેટ મંજુર કરવામાં આવ્યું છે. શુભેચ્છા, સહકાર, સેવા ને મદદ માટેના અમદાવાદ, મુંબઈ, સુરત, ચીખલી, ઊંઝા, તડકેશ્વર, કલોલ, ભુણાવ વગેરે ઘણે ઠેકાણેથી પત્રો આવ્યા હતા. દિવાન બહાદુર રા. કૃષ્ણલાલ મો. ઝવેરીએ શુભેચ્છા પાઠવી હતી. શ્રી કાંતિલાલ વ્યાસે પ્રાસંગિક વિવેચન કર્યું હતું. નવાં વરસ માટે શ્રી બાલચંદ જોશી પ્રમુખ, શ્રી ચંદુલાલ જોશી ઉપપ્રમુખ, શ્રી શંકરલાલ ત્રી. મા. મંત્રી, શ્રી જોઇતારામ પંડ્યા ખજાનચી ચુંટાયા હતા. શેઠશ્રી રતનલાલભાઇને સલાહકાર સભ્ય તરીકે ચુંટ્યા હતા. પ્રચારક વિષ્ણુકુમાર પંડ્યા તથા રા. જેઠાલાલ માસ્તરે સહાય કરવામાં આપેલ મદદની રિપોર્ટમાં નોંધ લીધી છે. છેલ્લે મંત્રીએ આભાર માની સૌ વિખેરાયા હતા.

**જન્મ**—ઝરીઆ ચરાડવાવાળા મણિયાર નટવરલાલ માણેકચંદને ત્યાં પુત્રી જન્મ.

ભાવનગર—મણિયાર લલિતકુમાર મથુરાદાસને ત્યાં પુત્રી જન્મ.

**વેવિશાળ**—જસદણ–શાહ હકમીચંદ ગોવરધનદાસ બાડલીઆના પુત્ર હરિલાલનું વેવિશાળ સમઢીઆના શા. મનસુખલાલ જીવરાજની પુત્રી કાંતાગૌરી સાથે

રાજકોટ—વોરા હેમતલાલ ઉજમશીના પુત્ર ગોરધનદાસનું વેવિશાળ મોરબીનાં વજરીયા સુખલાલ પોપટભાઇની પુત્રી શારદા સાથે.

અમદાવાદ—ધ્રાંગધ્રાવાળા ગાંધી કેશવલાલ ભુલાભાઇના પુત્ર કનૈયાલાલનું વેવિશાળ રાણપુરના શ્રી ચીમનલાલ ચકુભાઇની પુત્રી મુક્તાગૌરી સાથે

રાજકોટ—વડો. ચત્રભુજ પરશોતમદાસના પુત્ર રમણિકલાલનું વેવિશાળ ચરાડવાના મણિયાર શાંતિલાલ ડાહ્યાભાઇની પુત્રી તારામતી સાથે.

આણંદપુર—પારેખ જગજીવન ગોબરના પુત્ર સવાઇલાલનું વેવિશાળ પાલીયાદના વડો. હરિલાલ શામજીની પુત્રી ધનલક્ષ્મી સાથે.

મોરબી—મણિયાર મોહનલાલ વલ્લભદાસના પુત્ર હરગોવિંદદાસનું વેવિશાળ ભાવનગરના પરી. જયંતિલાલ રતિલાલની પુત્રી અનુમતિ સાથે.

મુંબઇ—બેરાઇવાળા દોશી ગોકળદાસ લક્ષ્મીચંદનાં પુત્ર જમનાદાસનું વેવિશાળ ઉનાવાળા પારેખ મણિલાલ હરિલાલની પુત્રી ધનલક્ષ્મી સાથે.

ઉપલેટા—ગાંધી ગુલાબચંદ મ. ત્રિકમચંદના પુત્ર નટવરલાલનું વેવિશાળ સાવરકુંડલાના પારેખ નાગરદાસ જુઠાભાઈની પુત્રી કંચનગૌરી સાથે.

જામનગર—શ્રી ઝવેરચંદ નાગરદાસ મહેતાના પુત્ર ઉમેદલાલનું વેવિશાળ શ્રી ચુનીલાલ પ્રમાણંદદાસની પુત્રી કુસુમબાળા સાથે.

કલા—કલ્યાણજી જશરાજના પુત્ર ધીરજલાલનું વેવિશાળ જામનગરના શ્રી નાગરદાસ સુંદરજીની પુત્રી તરુણા સાથે.

ભાવનગર—પાણીપાદવાળા વડો. છોટાલાલ સુરાભાઈના પુત્ર ભુપતરાયનું વેવિશાળ રા. રતિલાલ દામોદરદાસ પારેખની પુત્રી ભાનુમતિ સાથે.

ભાવનગર—શેઠ વ્રજલાલ ભીખાભાઈના પુત્ર ઘનશ્યામનું વેવિશાળ કુંડલાવાળા ગાંધી મનુભાઈ મુળજીભાઈની પુત્રી હંસાગવરી સાથે તથા શેઠ ધીરજલાલ ભીખાભાઈના પુત્ર કાંતિલાલનું વેવિશાળ પારી. મનહરલાલ શામળદાસની પુત્રી સાથે.

દેહવિલય—ભાવનગર સુરતવાળા શાહ શાંતિલાલ અમનલાલનાં ધર્મપત્ની સૌ. કાંતાગવરી ટુંક બિમારી ભોગવી યુવાનવયે સ્વર્ગવાસી થયાં. અષાડ સુદ ૭

સુરત—શા. મનસુખલાલ ભગવાનદાસ સ્વર્ગવાસી થયા.

રાજકોટ—આ માસિકના લેખક અને શુભેચ્છક શ્રી ગોવર્ધનદાસ ગોવિંદજી શરોડના માતુશ્રી અંબાબાઈ ૮૫ વર્ષની વૃદ્ધવયે સ્વર્ગવાસી થયાં. અષાડ વદ ૧૪

મોરબી—શ્રી વલ્લભદાસ નીરચંદ કામદાર ૭૦ વર્ષની વયે સ્વર્ગવાસી થયા. મર્હુમ ઘણા વર્ષોથી જ્ઞાતિની એકધારી સેવા બજાવતા હતા, તથા દોશી મનસુખલાલ વખતચંદ જેઓ જ્ઞાતિની કાર્યવાહીના સભ્ય હતા તેઓ સ્વર્ગવાસી થયા. બંને ગૃહસ્થો માટે શોક પ્રદર્શીત કરવા તા. ૪-૮-૪૮ ના રોજ મોઢવાડીમાં જ્ઞાતિ સમસ્તની સભા રાખવામાં આવી હતી.

ભાવનગર—વોરા નારણદાસ હીરાચંદ અવસ્થાના રોગથી સ્વર્ગવાસી થયા

પરમાત્મા સદ્દગતોના આત્માને શાંતિ અર્પો.

## "મોઢ મહોદય" ને મળેલ ભેટની પહોંચ.

૫) શ્રીયુત દરખચંદ લક્ષ્મીચંદ શાહ — જુનાગઢ

વ્યવસ્થાપક.

## શ્રી મોઢ શુભેચ્છક ફંડ-મુંબઈને મળેલ ભેટ

૨૫૧) શેઠ ગોવિંદજી કલ્યાણજી — મુંબઈ

૨૫૧) ,, જીવરાજ મકનદાસ મહેતા હ. શેઠ જયંતિલાલ જીવરાજ — ,,

જનરલ ફંડમાં.

૧૫૦૧) શેઠ મંગળદાસ મોતીલાલ ઝવેરી અને શેઠ બાબુભાઈ મોતીલાલ ઝવેરી તરફથી તેમના સ્વ. પિતાશ્રી શેઠ મોતીલાલ ગોરધનદાસનાં સ્મરણાર્થે — મુંબઈ

૫૦૧) શેઠ રણછોડદાસ પરશોતમદાસ ઝવેરી તરફથી એમનાં સ્વ. માતુશ્રી નંદકોરબાઈનાં સ્મરણાર્થે. — મુંબઈ

છબીલદાસ મોતીરામ શ્રોફ
ઓન. સેક્રેટરી.

## "મોઢ મહોદય" ને રૂા અઢી કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ

૩) રા શામળદાસ ડી મોઢ પટેલ — દુર્ગ
રાા ,, જુગભાઇ દેવચંદ — હૈદ્રાબાદ
૩) ,, પાનાચંદ હરિભાઇ — અમદાવાદ
૩) , ચંપકલાલ પરમાણુંદદાસ — મુંબઇ
રાા , રમણિકલાલ પ્રેમચંદ — લીંમડી
૩) , ગોકળદાસ માધવજી — જામનગર
રાા ,, મણિલાલ મુળજીભાઇ — ,,
રાા ,, મોતીલાલ લક્ષ્મીચંદ — ,,
રાા , હીરાલાલ ભગવાનજી — ,,
રાા , જમનાદાસ ભાણજી — ,,
૫) , જેઠાલાલ પોપટલાલ — ,,
રાા શ્રી મોઢ વણિક યુવક મંડળ — ભૂજ
૩) રા કનૈયાલાલ કે મણિયાર — ખેડબ્રહ્મા
૩) , કાનજી સુંદરજી — ધમતરી
રાા ગ નગીનલાલ મણિલાલ — અમદાવાદ
૫) ,, નટવરલાલ માણેકચંદ — ઝરીયા
રાા , ચુનીલાલ સુખલાલ — મુંબઇ
રાા , ગોરધનદાસ માવજી — જસદણ
રાા ,, જગજીવનદાસ જશરાજ — બનારસ
૫) , હસમુખરાય માધવજી — નાગપુર
રાા , મહેતા સ્ટોર્સ — સાંગલી
૩)ા , નાથાલાલ કેશવલાલ — અમદાવાદ
૩)ા , વ્રજલાલ ધનજીભાઇ — મુંબઇ
રાા , રતિલાલ દ્વારકાદાસ — સુરત
રાા , છોટાલાલ પરશોતમદાસ — ,,
૩) વાડીલાલ ન્યાલચંદ — ઝરીયા

વ્યવસ્થાપક.

**શેઠ વાઘજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવીંદજી જેઠાભાઈ મોઢ વિદ્યાર્થી ભુવન રાજકોટ—ને ૧૯૪૮ જુલાઇ માસમા રૂા ૨૫) અને તે ઉપરાંત મળેલ ભેટોની યાદી**

૫૧) શેઠ મોરારજી કેશવજી મુંબઇવાળા તરફથી વિદ્યાર્થી સહાયક ફં.

૫૧) , શામજી વાલજી તરફથી વિદ્યાર્થી સહાયક ફંડ

૨૫૧) ગાંધી રૂગનાથ ત્રીભોવનદાસ વકીલ સાવરકુંડલાવાળા તરફથી તેમના વડિલ ભાઇશ્રી કલ્યાણજી ત્રીભોવનદાસના સ્મરણાર્થે કાયમી જમણ ફંડમાં

૨૫૧) શ્રી વ્રજલાલ રૂગનાથ ગાંધી તથા તેમના ભાઇઓ તરફથી તેમના સ્વ પિતાશ્રીના સ્મરણાર્થે કાયમી જમણ ફંડમા

૨૫૧) ગાંધી રૂગનાથ ત્રીભોવન વકીલ સાવરકુંડલાવાળા તરફથી તેમના પિતાશ્રીના સ્મરણાર્થે કાયમી જમણ ફંડમાં

૧૦૩) શેઠશ્રી વાઘજી લક્ષ્મીદાસ તરફથી એક વિદ્યાર્થીને સહાય માટે

૬૦) , ભુપતલાલ સું જી તરફથી તેમના સદ્ગત પિતાશ્રી સુંદરજી નાનજીની યાદગીરીમાં એક વિદ્યાર્થીને સ્કોલરશીપનાં

૬૬) શેઠશ્રી અમૃતલાલ હંસરાજ મોમ્બાસાવાળા તરફથી એક વિદ્યાર્થીને સ્કોલરશીપના

૭૦) શ્રી મણીલાલ વ્રજદાસ શેઠ ધી યુનીયન ડ્રગ એન્ડ ફાર્મસ્યુટીકલ કું વાળા તરફથી દવાઓ માટે

જયસુખલાલ શાહ
ગૃહપતિ

સ્વ૦ પારેખ ભીખાભાઈ ગોપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમાં નવજીવન પ્રેરી
તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ માસિક

## અનુક્રમણિકા






વાર્ષિક લવાજમ પોસ્ટેજ સહિત રૂ ૨—૦—૦ વી પી ખર્ચ અલગ

ભાવનગર—શ્રી કૃષ્ણ પ્રિન્ટીંગ પ્રેસમાં આ માસિકના સંચાલક માટે છાપ્યું
અને પ્રકાશકે મોઢ મહોદય ઓફીસ ભાવનગરથી પ્રગટ કર્યું

# માનવી અને મગજ

સંપાદક :: :: :: :: :: :: :: :: :: :: શ્રી વિલોચન

માણસના મગજરૂપી જે અદ્ભુત અને સૌથી વધારે આશ્ચર્યકારક વસ્તુ ઇશ્વરે આપણને આપી છે તેને માટે દરરોજ તેનો આભાર માનીને તથા તેને સ્વસ્થ અને સદુપયોગમાં રાખ્યા કરીને કૃતજ્ઞતા દર્શાવવાને બદલે આપણે તેનો એટલો બધો દુરૂપયોગ કરીએ છીએ કે જેથી, તેના વડે જે અતિ મહત્વનું અને ખાસ કર્તવ્ય સિદ્ધ થઇ શકે તેમ છે તેનો એક દશાંશ પણ આપણે સિદ્ધ કરી શકતા નથી.

કેટલું બધુ પરમસુખ પામવા માટે અને કેવું ભવ્ય જીવન ગાળવા માટે આપણા મગજની રચના કરેલી છે ! છતાં આપણે તેને વગર સમજ્યે એવી અનાડી અને પાશવી રીતે વાપરીએ છીએ કે જેથી તે પરમસુખ અને ભવ્ય જીવન આપણી કલ્પનામાં પણ આવી શકતું નથી.

જેઓ પામરતા અને વિપરીપણાના ભારે પરિશ્રમ તથા અનિત્યતાના ભારે આંચકાઓ ખમ્યા પછી જ તેમાંથી સુખબુદ્ધિ છોડે છે, તેમના કરતાં જેઓ મહાન અવતારો, પેગંબરો અને ઋષિમુનિઓના અનુભવસિદ્ધ આદેશ માની લઈને સીધેસીધા જ સત્યનો માર્ગ પકડે છે, તથા આંતરિક શક્તિઓ સમજી તથા જગાડીને તેની જ પાછળ વાપરે છે તેમનો માર્ગ અવશ્ય ઘણો ટુંકો અને સરળ થઇ રહે છે.

જ્યારે મનુષ્યના જીવનમાં સત્ય અને ન્યાયનો મહાન સિદ્ધાંત ઓતપ્રોત થઇ જાય છે ત્યારે આખા જગતનો વિરોધ હોય તો પણ તે તેને વળગી રહેવા શક્તિમાન થાય છે.

જગતમાં થઈ ગયેલા મહાત્માઓ કાંઇ અસાધારણ મગજશક્તિને લીધે મહાપુરૂષ બન્યા નહોતા; પણ મગજશક્તિનો મુખ્ય મુદ્દા પાછળ સદુપયોગ કરી ન્યાય અને સત્યના મહાન સિદ્ધાંતો સમજી શકવાથી તથા એ સમજણને અનુસરી શકવાથી બન્યા હતા

એક તો પોતાનાં આળસ, અજ્ઞાન વગેરેને લીધે પરાણે વેઠવી પડતી નિર્ધનતા, અને બીજી ઉચ્ચ જીવન અને સર્વોત્તમ લક્ષ્ય સાધવા માટે ધનવૈભવમાંથી આસક્તિ તજી ઇરાદા અને ઉત્સાહપુર્વક ભોગવાતી નિર્ધનતા છે. આ બીજા પ્રકારની નિર્ધનતા એ કાંઇ દુર્દશા નથી, પણ કરોડાધિપતિઓને શરમાવે અને નમાવે એવી અસામાન્ય સબળતા-સધનતા છે; કે જે દશા બુદ્ધ, શંકર, ગૌરાંગ, કબીર, મ. મહમદ, ખ્રીસ્ત, જરથોસ્ત, નરસિંહ મહેતા, મીરાં, તુલસીદાસ, રામદાસ, તુકારામ, જ્ઞાનેશ્વર, લિંકન, ગારફીલ્ડ, રામકૃષ્ણ, દયાનંદ, વિવેકાનંદ, રામતીર્થ વગેરે અનેક દિવ્યાત્માઓ ભોગવીને પુજાઈ ગયા છે.

તેઓ જાણતા હતા, કે તેમના આત્મામાં (તેમના શરીરરૂપી પડદા પાછળ) કોઇક એવી અગાધ શક્તિ રહેલી છે, કે જે સામાન્ય માનવશક્તિ કરતાં અત્યંત ઉચ્ચતર છે, અને જો એ દિવ્ય શક્તિની અવજ્ઞા થઇ તો તેની સાથેનો સંબંધ તુટી જશે, તેઓ આ વાત પણ જાણતા હતા, કે સિદ્ધાવસ્થામાં તો તેમના ઉપદેશ રૂપે પણ તે પરમ સત્ય જ પ્રવર્તે છે, અને તેઓ તો તેમાં સાધનમાત્ર-નિમિત્તમાત્ર છે.

# 'અહમેવ.'

શ્રી કોકિલ પરીખ  અમદાવાદ

અહમેવ શા કરવા ઠાલા અહમેવ શા કરવા
પલકમા પલની જાશે તું પલટાશે ધ્યેય જીવનના.

સુખમા છુપેલુ દુઃખ ટળી જાશે પલકમા સુખ,
પળમા બૂઝાશે દિપક પલટાશે તારૂ જીવન

ખરે જેમ પત્ર પાકીને મળે માટીમા પડીને,
તૂટે કાયા કલેવર આપણુ પતા વાર ના લાગે.

સમજુ થઈ સાનમા સમજ, શાને જતા પાપની પાખે
અણુમોલા દિન વીતી જાશે ફગાવી દે ત્હારા ગવને

   

# અણુવિકસ્યું બીડાયું.

લેખક વો ૧ અમૃતલાલ મગનલાલ • વિરમગામ

દાપત્યજીવન બાગનું એ સુમધુર અને સુવાસિત ફૂલ હતું સુસસ્કારોની વાડથી રક્ષાએલુ હતું નીતિના અમીપાને એ ધીમે ધીમે વિકસતું હતુ પોતાની સૌરભ અને સૌદયતાથી એ દાપત્ય બાગને અનેરો આનદ આપતુ હતું તેના એ નિદોષ અને નાનાશા જીવનમા એણે દુખ દદરૂપી પવનના અનેક ઝપાટા સહ્યા અને સહેતા સહેતા પણ એ ત્રીજુ વષ વટાવવાના તમન્નામાજ હતું આકસ્મિકજ દદરૂપી પવનના ઝપાટાએ એ ઘેરાઇ ગયુ તેની સામે ઝુઝવાના તેના તથા તેના રક્ષકોના અતૂટ અને અમાપ પ્રયત્નો એળે ગયા કારણકે કુદરતેજ એ આધિ મોકલી હતી કાળબળ પોતાનો ચાસ વધયે જતુ હતું માનવ તેની સામે લાચાર હતો ઈશ્વર ! તારી લીલા અકળ છે અને તારી ચાલ અકલ્પનીય છે ઉડાનિ માસાઓ વચ્ચે એ ફૂલ અણુવિકસ્યુ બીડાઇ ગયુ અને પોતાની પાછળ મધુર સ્મૃતિઓ મૂકતુ ગયુ જે આજે પણ હ્રદય વલોવી રહી છે

# :: :: :: :: :: :: :: તંત્રીસ્થાનેથી.

**આઝાદીના દ્વીતિય વર્ષે**— ભારતવર્ષમાંથી બ્રીટીશરાજનો સૂર્યાસ્ત થયા પછી આપણી આઝાદીનું પ્રથમ વર્ષ બહુ દુઃખદાયક રીતે આપણે પસાર કર્યું, હિંદના બે ભાગ પડ્યા અને તે સાથેજ માણસની અંદરનો સૂતેલો રાક્ષસ જાગ્યો અને તેણે ક્રુરતાથી મનુષ્યશોણિત વહાવ્યું. બંને દેશો હિંદ અને પાકિસ્તાનમાં નિરાશ્રીતોની કતાર વહેવા માંડી અને સરકારને તેના પ્રશ્નોનો નિકાલ કરવામાં ઘણી અગત્યની બાબતો તરફ દુર્લક્ષ આપવું પડયું. પૂજ્ય બાપુજીના અથાગ શ્રમથી હિંદમાં માનવ હત્યાનો દાવાનળ સળગતો બચી ગયો પરંતુ આપણા હાથેજ એ કર્મયોગીને આપણે ગુમાવ્યા.

આ અને આવી અનેક અંધાધુંધીના નિરાશામય વાતાવરણમાં આપણને રાજપ્રકરણી ખાતા તરફથી આશાનાં કંઇક ચિન્હો જણાવા લાગ્યાં. સરદાર વલ્લભભાઇ પટેલની કુનેહ અને મક્કમ વલણથી હિંદના નકશા ઉપરથી નાનામોટા અનેક રાજસ્થાનો ભૂંસાઈ ગયા. કેટલાકોએ એકત્ર થઇ પોતાનું એકમ રચી પ્રજાના હસ્તક રાજસૂત્રો સોંપ્યા અને કેટલાક હિંદી સંઘમાં જોડાઇ ગયા. આ રીતે સરદાર સાહેબની પ્રેરણા બુદ્ધિથી હિંદી સંઘની તાકાત એકત્રિત થઈ.

દુઃખમાં, ચિંતામાં, મોંઘવારીની ભીંસમાં આપણે આઝાદીનું પ્રથમ વર્ષ આં પ્રમાણે પસાર કર્યું. હવે નૂતન વર્ષમાં આપણું શું કર્તવ્ય છે તેનો થોડોક વિચાર કરીએ.

વ્યક્તિ મળીને સમષ્ટી બને છે. દરેક વ્યક્તિ માને કે હું પ્રથમ હિંદી છું. હિંદનું હિત એ મારૂં હિત છે, હિંદનાં સુખદુઃખ એ મારાં સુખદુઃખ છે. મારાં સુખ માટે હું જેમ રાતદિવસ તનતોડ મહેનત કરૂં છું તેમ મારા દેશ માટે મારે તનતોડ મહેનત કરવી જોઇએ. વ્યક્તિને પોતાના માટે અને દેશ માટે જુદી જુદી તનતોડ મહેનત કરવી પડતી નથી, ફક્ત એ મહેનતમાં પોતાના દેશને કંઈ નુકશાન થતું નથીને ? એજ તેણે જોવાનું રહે છે. વેપાર-રોજગાર, ઉધમ, ખેતી, નોકરી અને આવી બધી દ્રવ્યોપાર્જનની રીતોમાં વ્યક્તિ પ્રમાણિકપણાને વળગી રહે, દેશની આબરૂને ધક્કો ન લાગે તેવું વર્તન રાખે અને સંગ્રહવૃત્તિને તીલાંજલી આપે તો વ્યક્તિ પોતાનું હિત સાધવા સાથે સમષ્ટીનું હિત જરૂર સાધે અને આપણો દેશ જરૂર ઉંચે આવે અને તોજ આપણે આઝાદીનો આનંદ માણી શકીએ. આપણે મોઢ જ્ઞાતિ તરીકે દેશના હિતમાં શો ફાળો આપી શકીએ તેનો વિચાર કરીએ.

આપણે આજથી નિશ્ચય કરીએ કે હું પૂજ્ય બાપુજીના સિદ્ધાંતને અનુસરવા પ્રયત્ન કરીશ. મારા સંબધીજનો, મારા પાડોશીઓ, મારા જ્ઞાતિબાંધવો સર્વેને બનતી સહાય કરીશ. સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ અને દયા આચરવામાં

બનતું કરીશું. આ પ્રમાણે દરેક જ્ઞાતિ અમલમાં મુકવાની શરૂઆત કરે તો આપણી આખી જ્ઞાતિ ઉન્નતિના શિખરે પહોંચે અને જ્ઞાતિ એ દેશનો એક ભાગ હોઈ તેટલે અંશે દેશને ઉંચો લાવવામાં આપણો ફાળો નોંધાય.

જ્ઞાતિઉન્નતિ માટે બીજી ખાસ આવશ્યકતા એ છે કે આપણે જ્યાં ત્યાં છીન્નભીન્ન વહેંચાએલા છીએ. કેટલેક સ્થળે તો એવા નાના નાના વાડા (ગોળ) બંધાએલા છે કે પરસ્પર કન્યા વ્યવહાર પણ નથી. અત્યારના જમાનામાં જ્યાં આંતરજ્ઞાતિય અને આંતરદેશીય લગ્નો થવા માંડ્યા છે ત્યાં જો આપણે આવા નાના નાના વાડા રાખીશું તો આપણી કદિ ઉન્નતિ થવાની નથી; માટે આપણે સમસ્ત મોઢ કોમ (ગોભુજ અડાલજા કે માંડલીયા હો; દશા કે વીશા હો) માં લગ્નપ્રથા દાખલ કરવી જોઇએ. આપણી બીજી જ્ઞાતિઓ આ બાબતમાં આગળ વધી ગઇ છે, જો કે પટેલ, ધોળકા જેવી મિશ્ર જ્ઞાતિઓ સુધારા કાળબળે દાખલ થાય છે તે તરફ લક્ષ રાખી આગળ વધવું જોઇએ. કપોળ કોમે લગ્નબંધનો પ્રશ્ન ઢીલો કર્યો છે, આંતરજ્ઞાતિય કન્યા વ્યવહાર શરૂ કરનારને જ્ઞાતિબંધન નડતા નથી, ત્યારે આપણે આપણીજ કોમમાં પરસ્પર સંબંધ જોડવામાં શા માટે બંધનો રાખવા જોઇએ ?

કાઠિયાવાડના ચોત્રીસ તાલુકાએ હાલમાં મોરબી મુકામે કેટલેક અંશે આ બંધન ઢીલું કર્યું છે. કાઠિયાવાડમાંથી ગોભુજ, અડાલજમાંથી કોઈ વિભાગ ગોળમાં ભળવા આવે તો તેમના માટે દ્વાર ખોલ્યા છે પરંતુ અમે તો એમ માનીએ છીએ કે અખીલ સૌરાષ્ટ્ર મોઢ વણિક જ્ઞાતિનું એકમ ટુંક વખતમાંજ બની શકે તો ચાલુ વર્ષમાંજ થવું ઘટે છે. અને એ મુજબ ગુજરાતનું એકમ થાય તો નજદિકના ભવિષ્યમાં સૌરાષ્ટ્ર અને ગુજરાતનું એકમ જોડાઈ એક મહાગુજરાતનું એકમ બને. આમ કરવા માટે આપણી જ્ઞાતિમાં કોઈ સરદાર વલ્લભભાઈ છે ?

**પ્રાસંગિક નોંધ** – ચાલુ માસમાં મહાત્મા ગાંધીજીની જયંતિ આવે છે. હિન્દુધર્મ મહાપુરૂષોની મરણતિથિ નહિ પરંતુ જન્મતિથિ ઉજવે છે. તે દિવસે આપણે જે મહાપુરૂષની જયંતિ ઉજવતા હોઇએ તે મહાપુરૂષનું સામિપ્ય સાધવા માટે ઉપવાસ કરી તેમના જીવનચરિત્રનું પારાયણ કરીએ છીએ.

મહાત્માજી સિદ્ધ પુરૂષ હતા. સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ, શમ અને દમને આચરણમાં ઉતારવાને વાસ્તે તેમણે ભગીરથ પ્રયત્ન કર્યો હતો. તેઓ વિશ્વ વિભૂતિ હતા. તેમની જયંતિને દિવસે આપણે બની શકે તેટલો સંયમ જાળવી તેમણે ફરમાવેલા રચનાત્મક કાર્યમાં આપણો ફાળો આપીએ અને જે સદ્ગુણો કેળવવા માટે તેમણે ભગીરથ પ્રયત્ન કર્યો તે માર્ગે વિચરવાને પ્રયત્ન કરીએ તોજ આપણે તેમની જયંતિ ઉજવ્યાનું સાર્થક્ય છે.

આ માસમાં ગાંધી સ્મારક નિધિનો ફાળો ઠેર ઠેર ઉઘરાવાશે. કાઠિયાવાડ અને ગુજરાતે આ ફાળામાં સૌથી વધારે

હિસ્સો આપવો જોઇએ કારણકે સૌથી વધારે ગર્વ તે એ પ્રાંતને છે. મોઢજનતા તો ગાંધીજીને નામે ઉજ્જવલ બની છે; માટે તેણે તો આ ફાળામા સૌથી મોખરે રહેવું એ તેનું કર્તવ્ય છે.

× ×. ×

અમદાવાદથી "વૃજ-મંગલ" વાગડકર ઠે. વાડીગામ, દરિયાપુર, ૩૪ તાલુકાના મોઢ વણિક માટે જ્ઞાતિના કુરિવાજો અને અન્યાયો સામે લાલબત્તી લઇને એક નિડર માસિકપત્ર સહુનો સહકાર મળે તો પ્રકટ કરવા અભિલાષા રાખે છે, એ માટે સૂચનાઓ અને અભિપ્રાયો મોકલી આપવા વિનંતી કરે છે.

*"મોઢ મહોદય" ચોત્રીસ તાલુકા અને સમસ્ત મોઢ જનતાની વર્ષો થયા નીડરપણે સેવા બજાવી રહ્યુ છે; એટલે સમસ્ત જ્ઞાતિ આ પત્રને પોતાની સર્વ શક્તિ અર્પી સમૃદ્ધ બનાવે તો શ્રી વાગડકરનો હેતુ થોડા પ્રયત્ને અને થોડા ખર્ચે. બર આવે. છતા ભાઈ વાગડકર માસિક કાઢવા કૃત નિશ્ચયી હોય તો અમારો તેમને પૂર્ણ સહકાર મળશે, અમે તેમની ફતેહ ઇચ્છીએ છીએ. તંત્રી.

હિંદુ કોડ—આ કોડની વિરૂદ્ધ હિંદમાં મોટો ખળભળાટ થયો છે. આ કોડની કેટલીક વ્યાખ્યાઓ દેખીતી રીતે હિંદુઓના મન દુભાવે તેવી છે. હાલની સરકાર એ પ્રજાકીય સરકાર છે અને ધારાસભામા બેસનારાઓ પ્રજાના ચુંટાયેલા માનનીય સભ્યો છે. અમે આશા રાખીએ છીએ કે પ્રજાકીય આ ધારાસભા પોતાના મતદારોના મન દુભાય અને ધાર્મિક લાગણીને આંચકો લાગે તેવા ધારા પાસ નહિ કરે.



### શેઠ વાઘજી લક્ષ્મીદાસ એન્ડ કો. ની ઉદાર સખાવતો.

૧૦૦૦૧) સર હરકીશનદાસ હોસ્પીટલ મુંબઇ

૨૫૦૦) રામજી આસર હાઇસ્કુલ ઘાટકોપર

શેઠ વાઘજીભાઇ આપણી જ્ઞાતિમાં સખાવત કરવામાં ઘણા શૂર છે. રાજકોટ બોર્ડીંગની સ્થાપના તેમની સખાવતને આભારી છે. તેઓશ્રી આ માસિક કમીટીના ઉપપ્રમુખ છે. માસિક તરફ તેઓશ્રી પોતાનો ઉદાર હાથ વારંવાર લંબાવ્યાજ કરે છે, તેમના હાથે આવી સખાવતો વારંવાર થયા કરો તેવી અભ્યર્થના.

# ભક્ત રઘુ

:: :: :: :: :: શેઠ રમણલાલ લલ્લુભાઈ—અમદાવાદ.

બંગાળમાં સપ્તગ્રામના જમીનદાર હિરણ્યદાસ અને ગોરધનદાસ નામના બે ભાઈઓ હતા. ગોરધનદાસને એક સંતાન હતું અને તે સંતાનથીજ તેઓ અમર થઈ ગયા.

મહાત્મા રઘુનાથદાસના પિતા થવાનું મહદ્ભાગ્ય ગોરધનદાસને પ્રાપ્ત થયું હતું. કુટુંબમાં એકનો એક પુત્ર હોવાથી કાકા તથા પિતાનો એમના ઉપર ઘણો સ્નેહ હતો. બાળપણથીજ રઘુનાથદાસ ગંભીર સ્વભાવના અને નમ્ર હતા, સુંદર હતા અને રાજપુત્ર હોવાને લીધે વિશેષ શોભતા હતા. પુત્રને પંડિત બનાવવાની ઇચ્છાવાળા પિતાએ પોતાના 'કુળગુરૂ બળરામ આચાર્યને ત્યાં સંસ્કૃત ભણવા મોકલ્યા. તે દિવસોમાં મહાત્મા હરિદાસજી પણ આચાર્યને ત્યા રહીને અહર્નિશ ભગવન્નામોનું 'ઉચ્ચારણ કર્યા કરતા હતા. બાળક રઘુનાથદાસ ઉપર હરિદાસની ધર્મનિષ્ઠાનો ઘણોજ પ્રભાવ પડયો હતો. તેઓ એકબીજાને પ્રેમ કરવા લાગ્યા. રઘુનાથદાસ મોટા થયા છતાં તેમના મનને અતુલ વૈભવ આકર્ષી શક્યો નહિ, વિષયભોગ વિષસમાન લાગવા માંડયો, સોનાચાંદીના સિક્કાને પોતાના માર્ગમાં કંટક સમાન માનવા લાગ્યા અને તે સિક્કાને ઠીકરા સમાન ગણવા લાગ્યા. કામકાજમાં બીલકુલ મન લાગતું નહિ. રઘુનાથદાસનું આવું વર્તન જોઈને પિતાને ઘણોજ વિચાર થવા લાગ્યો. અનેક પ્રકારની ભોગસામગ્રી દ્વારા તેમના મનને ફેરવવા પ્રયત્ન કરતા પણ એ સર્વ વ્યર્થ ગયું ત્યારે એક સુંદર કન્યા સાથે લગ્ન કરી નાખ્યું. પિતાએ ધાર્યું કે રઘુનાથદાસ યુવાન છે અને પરમ સુંદર પત્નીને પ્રાપ્ત કરવાથી તેની બધી ઉદાસીનતા ઊડી જશે અને તેના પ્રેમપાસમાં બંધાઈને સંસારી થશે, પરંતુ પિતાનો આ પ્રયત્ન પણ નિષ્ફળ ગયો.

એક વખત પાસેના શાંતિપુરમાં અદ્વૈતાચાર્યને ત્યાં શ્રીગૌરાંગ પ્રભુ પધાર્યા છે એમ સાંભળીને રઘુનાથદાસે ત્યાં જવા પિતાની આજ્ઞા માગી. પિતાએ કહ્યું, "બેટા, મારા કુળનો તુંજ એક માત્ર દીપક છે, તુંજ અમારા જીવનનો આધાર છે. મહાપ્રભુનાં દર્શનથી તને રોકતો નથી, પરંતુ વૃદ્ધની એજ પ્રાર્થના છે કે મ્હારા સફેદ વાળ તરફ જોઈને જલ્દીથી પાછો આવજે."

રઘુનાથદાસઃ—"પિતાજી! હું શું કરૂં? કોણ જાણે કેમ સંસારી કાર્યોમાં મારૂં ચિત્ત જરાપણ લાગતું નથી. મારા લીધે આપને દુઃખ ન થાય એમ ઇચ્છું છું, પરંતુ હું મારા પોતાના કાબુમાં નથી, છતાં હું તરતજ આપની સેવામાં હાજર થઈશ" એમ કહી, રઘુનાથદાસ શાંતિપુર ગયા અને ત્યાં પ્રભુચરણમાં પ્રણામ કરી સંસારમાંથી છોડાવવા પ્રાર્થના કરી. પ્રભુએ કહ્યું કે "હમણાં તો ઘેર જાઓ, મનુષ્યને ક્ષણિક વૈરાગ્ય થાય છે ને દુઃખ પડતાં વૈરાગ્ય નાબુદ થઈ જાય છે. હજી થોડાક દિવસ ઘરમાં રહો, પછી જોયું જશે, હાલ તો હું વૃંદાવન જાઉં છું, ત્યાંથી જગન્નાથપુરી આવું ત્યારે મને ત્યાં મળજો." પ્રભુના આ આશ્વાસનથી રઘુનાથદાસને સંતોષ થયો અને ઘેર ગયા.

કેટલોક સમય વીત્યા પછી પ્રભુ પુરી પધાર્યા છે એવું રઘુનાથદાસના જાણવામાં આવ્યું, તેથી પ્રભુનાં દર્શન કરવાને માટે મન તલપાપડ થવા લાગ્યું. ભુખ અને નિદ્રા ઓછી થઈ

ગઈ અને કોઈ પણ રસ્તે હવે પુરી જવું એવો પાકો નિશ્ચય મનમાં કરી દીધો. બહારથી તે પાગલ જેવું વર્તન કરવા લાગ્યા. કેટલાક માણસોએ રઘુનાથદાસને દોરડાથી બાંધવાની સલાહ આપી. ગોવર્ધનદાસે કહ્યું કે 'ભાઈ, રઘુ ગાંડો નથી, તેનું ગાંડપણ તો સંસારી બંધનને છિન્નભિન્ન કરવા માગે છે. જેને અતુલ સંપત્તિ, સુંદર પત્ની ઘરમાં રાખવા સમર્થ નથી તેને દોરડું બિચારું શા હિસાબમાં ?" પિતાને ખાત્રી હતી કે રઘુનાથ આજ્ઞાધારી છે તેથી તેને કહ્યું કે "તારે મારી અથવા આચાર્યની આજ્ઞા સિવાય ક્યાંય પણ બહાર જવું નહિ." આટલું કહીને પણ અધીરા એવા પિતાએ તેમની આસપાસ ખાનગી રીતે ચોકી-પહેરો ગોઠવી દીધો અને તે ક્યાય પણ જતા તો તેની સાથે કોઈ ને કોઈ માણસ રહેતું.

એક દિવસે સાંજને વખતે આચાર્ય બળરામ કાંઈ કામને માટે તેમને ઘેર આવ્યા. કામકાજ પતાવી તેઓ પોતાને ઘેર જવા નીકળ્યા ત્યારે રઘુનાથદાસ પણ સાથે ચાલ્યા. આ વખતે તેમના પિતાશ્રી કંઈક બહાર ગયેલા અને આચાર્ય સાથે હોવાથી તેમને કોઈએ રોક્યા નહિ તેમ સાથે કોઈ ગયું પણ નહિ. વાતવાતમાં આચાર્યના ઘર સુધી પહોંચ્યા ત્યાં રઘુનાથદાસે કહ્યું કે ઠીક હું જાઉં ?' આચાર્યે કહ્યું, 'અહોહો ! વાતમાં કંઈ ખબરજ નહિ પડી અને આપણે ઘણે દૂર આવી ગયા. હા જાઓ, જાઓજ, જલ્દી જાઓ અને કરવા યોગ્ય હોય તે કાર્ય કરો."

આને આજ્ઞા માનીને રઘુનાથદાસ ત્યાંથી સીધા પુરી ગયા. વૈરાગ્ય જેનું ભૂષણ છે એવા રઘુનાથદાસ પુરીમાં આવીને ગૌરાંગ પ્રભુ પાસે રહેવા લાગ્યા અને પાંચ દિવસ સુધી તો ત્યાંજ પ્રસાદ લીધો. પણ આ યોગ્ય નથી એમ માની શ્રી જગન્નાથજીના મંદિરના સિંહદ્વાર આગળ ભક્તલોકો પ્રભુનો પ્રસાદ ભિખારીઓને વહેંચે છે ત્યાં જઈને ભિખારીઓની વચમાં બેસી જે મળે તે સહુને ભિક્ષા કરતા હતા. ભિખારીઓની ભીડ અને ધક્કામુક્કીને લીધે કોઈક વખતે રઘુનાથદાસને પણ પ્રસાદ મળતો ન હતો, ત્યારે આમન પર આવી જળ પી લેતા. ચારપાચ દિવસ થયા અને પ્રભુએ જોયું કે રઘુનાથ અહિં પ્રસાદ લેતો નથી ત્યારે કોઈ ભક્તને પૂછયું કે "રઘુ ક્યાં જમે છે ?" ભક્તે કહ્યું કે "તે તો મંદિરના સિંહદ્વાર આગળ ભિખારીઓ સાથે બેસી ભિક્ષા માગે છે" આથી પ્રભુને ઘણોજ આનંદ થયો અને બોલ્યા કે "આજ રઘુ રત્ન છે, તેને સાચો વૈરાગ્ય છે. વૈરાગ્ય થયા પછી માનપ્રતિષ્ઠા, ઇન્દ્રિયસ્વાદ કે લોકલાજની પરવા રહેતી નથી. ત્યાગી થઈને જેઓ પરાવલંબી રહ્યા કરે છે તેઓ કૂતરા સમાન છે. ત્યાગીએ હંમેશાં ભિક્ષા માગીને ખાવું એજ એનું ભૂષણ છે. કેટલેક દિવસે એક માણસે રઘુનાથદાસના પિતાને ખબર આપી કે જેઓ થોડા દિવસ પહેલાં હજારોના સ્વામી હતા, જેની આજ્ઞાની રાહ જોતાં હજારો સેવકો ઉભા રહેતા અને જેને ભોજન માટે અનેક સામગ્રીઓ હાજર રહેતી તેજ તમારો પુત્ર રઘુનાથદાસ મૂઠી રાંધેલા ભાતને માટે મંદિરના સિંહદ્વાર પાસે કલાકો સુધી ઉભો રહે છે. પિતા બોલ્યા કે આ વૈરાગ્યશીલ પુત્રથી હું મારી જાતને ધન્ય માનું છું. પછી એક સેવકને ચારસો રૂપીઆ આપી પુરી મોકલ્યો અને તેને કહ્યું કે ત્યાં રસોઈઓ અને નોકર રાખીને તેનો બધો બંદોબસ્ત કરજે. સેવક પુરી ગયો અને રઘુનાથદાસને બધી વાત કરી. રઘુનાથદાસે મનમાં વિચાર કર્યો કે જ્યારે મેં ઘરબાર અને કુટુંબપરિવાર બધાંને છોડી દીધાં છે અને બધાની સાથેનો સંબંધ તોડી નાંખ્યો છે, તો પછી પિતાના રૂપીઆની મારે શી જરૂર છે ? વખતે રૂપીઆ લઈશ તો ઉલટો અધર્મ થશે. કેમકેઃ—

યઃ પ્રતજ્ય ગૃહાન્ પૂર્વં ત્રિવર્ગવિપનાત્ પુનઃ।
યદિ સેવેત તાન્ ભિક્ષુઃ સવૈવાન્ત્યાસ્યપત્રપઃ॥

[ધર્મ, અર્થ અને કામરૂપી ત્રણ પુરૂષાર્થ આપનારા ગૃહસ્થાશ્રમથી નીકળી સંન્યાસ ગ્રહણ કરીને પાછો જે સંન્યાસી ગૃહધર્મ સેવે છે તે સંન્યાસી નિર્લજ અને વમન થએલા પદાર્થને ખાનારો છે.]

માટે મારે આ પૈસાને સ્પર્શ પણ ન કરવો જોઇએ એમ વિચાર કરીને સેવકને ઘેર પાછો મોકલ્યો. લોકો તેમને ઓળખી ગયા હતા તેથી તેમને વધારે ભિક્ષા મળવા લાગી. આ કારણથી સિંહદ્વાર પાસે ઊભા રહી ભિક્ષા લેવાનું બંધ કર્યું અને ભિક્ષુકોની સાથે જઇને ક્ષેત્રમાંથી પ્રસાદી (ભાત) લઇ આવવા માંડી.

ઉપરની બન્ને વાતની પ્રભુને ખબર પડી અને પ્રભુ બોલ્યા કે રઘુએ સર્વોત્તમ કામ કર્યું છે. સિંહદ્વાર આગળ ભિક્ષાની લાલસામાંથી ઊભા રહેવું એ વેશ્યાવૃત્તિ છે. મુખેથી ભલેને નામજપ કરતા હો, પરંતુ ચિત્તમાં સદા એજ વૃત્તિ રહ્યા કરે છે કે કોઇ હવે આપનારો મળી આવે તો સારૂં બસ એજ ભાવ ઉઠ્યા કરે છે એના કરતાં એકવાર જઇને અન્નક્ષેત્રમાંથી ભિક્ષા લઇ આવવી અને પ્રભુકીર્તન કરતા રહેવું એજ સારૂં. એટલામાં સરૂપ ગોસ્વામી આવી પહોંચ્યા. તેમને પૂછ્યું કે; "રઘુએ ભિક્ષા કેમ બંધ કરી?" ત્યારે સરૂપ ગોસ્વામી બોલ્યા; "એ વિચિત્ર છે; જ્યાં એને વૈરાગ્યમાં કાંઇપણ ઉણપ દેખાય છે કે તરતજ તે કામ બંધ કરી દે છે તેણે સિંહદ્વારની ભિક્ષામાં કંઇ દોષ જોયો હશે." પ્રભુ બોલ્યા કે તેની આ વાતથી હું ઘણોજ સંતુષ્ટ છું રઘુનાથદાસ એક ફાટેલી ગોદડી રાખતા અને માત્ર એ કમાકસુના એ સિવાય નિરંતર ઇષ્ટસ્મરણ કર્યા કરતા. ખરેખર એમની તિતિક્ષા, સહનશીલતા, એમના સંયમની કડકાઇ અને નિષ્કિંચનતાની હદ હતી. અન્નક્ષેત્રમાંથી પણ એમને પરતંત્રતા જેવું જણાતાં અને ભંડારી એમને વધારે ભિક્ષા આપવા લાગેલા તેથી ત્યાં જવાનું બંધ કર્યું. જગન્નાથજીમાં દુકાનોમાં ભગવાનની પ્રસાદી [ભાત] વેચાય છે. જ્યારે બેત્રણ દિવસ એ ભાત વેચાતો નથી ત્યારે તે સડી જાય છે, તે સડેલો ભાત ગાયોને માટે રસ્તામાં ફેંકી દે છે. પુરીમાં મોટીમોટી તૈલંગી ગાયો ઘણી છે, તે ગાયોનું પેટ આ પ્રકારના ભાતવડે ધરાય તે પછી એ સડેલો ભાત ગાયો ખાતી નથી. એ ભાતને સાયંકાળને વખતે રઘુનાથજી ઉપાડી જતા અને પાણીમાં ધોઇ સારામારા ભાતના દાણા વીણી તે મીઠા સાથે ખાઇ ઉપરથી પાણી પી લેતા. આ પ્રમાણે પોતાનો વખત ગાળવા લાગ્યા.

એક દિવસે પ્રભુને રઘુનાથદાસની બધી હકીકત કોઇએ સંભળાવી એ સાંભળીને તેમના આનંદની સીમા રહી નહિ તેજ દિવસે સાયંકાળે તેઓ રઘુનાથદાસજીને સ્થાને ગયા, ત્યારે તે ધીરેધીરે એ સ્વાદિષ્ટ ભોજન જમતા હતા. પ્રભુ ધીમે ધીમે ત્યાં ગયા અને તેમની પાછળ ઉભા રહી ગયા. રઘુનાથદાસજીને શું ખબર કે મારી પાછળ કોણ ઊભું છે? તેમણે જેવો કોળીઓ મોમાં મૂક્યો કે તરતજ પ્રભુએ ધીરેથી કહ્યું; "કેમ ભાઈ? આવા સુંદર પદાર્થો એકલો એકલો છૂપાઇને ખાઇ જાય છે અને મને તેમાંથી કાંઇપણ આપતો નથી ને!" પછી પ્રભુએ તેમના પાત્રમાંથી એક મૂઠી ભાત જલદીથી ઉઠાવી લઇને પોતાના મોંમાં મૂકી દીધો.

'અરે અરે' કરતા અત્યંત કરૂણ સ્વરથી રઘુનાથદાસજી રડતા રડતા તે પાત્રને બંને હાથવડે પકડીને કહેવા લાગ્યા કે "પ્રભો! આ આપ શું કરી રહ્યા છો? આ અન્ન આપને યોગ્ય નથી. પ્રભો! આ સડેલા ઉચ્છિષ્ટ અન્નને ખાઇને મને પાપભાગી ન બનાવો." મોંમાં ભરેલા કોળીઆને જલદી જલદી ખાઈ

જાઇને તેઓ ફરીથી બીજો કેળાઓ લેવા ગયા. એટલામાં હોહા સાંભળીને સ્વરૂપ ગોસ્વામી પણ ત્યાં આવી પહોંચ્યા. પ્રભુને રઘુનાથદાસજી પાસેથી ભાત ઝૂંટવી લેતા જોઇને તેમણે તેમનો હાથ પકડયો અને કહેવા લાગ્યા "પ્રભુ! આ આપને યોગ્ય નથી."

ચૈતન્યદેવ એ લુખા લુખા ભાતને મળે ઉતારીને બોલ્યા; "સ્વરૂપ! હું તમને સાચેજ કહું છું, કે જેટલો સ્વાદ આજના આ ભાતમાં આવ્યો છે તેટલો જીવનપર્યંત કોઇપણ પદાર્થમાં નથી મળ્યો." આનું નામ તે સાચો અને ખરેખરો વૈરાગ્ય.

## ગ્રાહકોને.

આવતા માસ આસો પછી આ માસિક પ્રભુ કૃપાથી ૩૨ મા વર્ષમાં પ્રવેશ કરશે. નવા વર્ષ માટેનું લવાજમ દીવાળી સુધીમા ગ્રાહકો મોકલી આપે તેવી અમારી આગ્રહ પૂર્વક વિનતિ છે.

વી. પી. થી મંગાવનાર ભાઇઓને ૦-૪-૦ પોસ્ટેજનો નાહકનો વધુ ખર્ચ લાગે છે અને વી. પી. કરવા માટે અમને બહુ જ તકલીફ પડે છે કારણકે પોસ્ટ ઓફીસ વધુમાં વધુ એકી સાથે ૨૦ વી. પી. સ્વીકારે છે. માટે દરેક ગ્રાહક બંધુ માસિક વી. પી. થી નહિ મંગાવતાં પોતાનું લવાજમ મનીઓર્ડરથી મોકલે તેવી ફરીથી અમે વિનતિ કરીએ છીએ. મનીઓર્ડર કરતી વખતે કુપનમાં ગ્રાહક નંબર અને સરનામું લખવા ખાસ ધ્યાનમાં રાખવું.

જે ભાઇઓ નિયત્ લવાજમથી વધુ લવાજમ મોકલે છે તેમને બને તેટલું વધુ લવાજમ મોકલવાની અમારી વિનતિ છે કારણકે ચાલુ લવાજમથી માસિકનો ખર્ચ આ મોંઘવારીના સમયમાં નીકળી શકે તેમ નથી. દરેક પેપરે, અને સામાયિકે પોતાનું લવાજમ લગભગ બમણું કરેલ છે જ્યારે અમે લવાજમ બીલકુલ વધાર્યું નથી એ લક્ષમાં રાખી ગ્રાહકો પોતાનો ઉદાર હાથ આ સંસ્થા પ્રત્યે લંબાવે.

ગ્રાહક ન રહેવા ઇચ્છનાર ભાઇએ કૃપા કરી એક પોસ્ટકાર્ડ લખી અમને અગાઉથી જણાવવું.

દરેક ગ્રાહક જો મન પર લે તો એક બે નવા ગ્રાહક સહેજે વધારી આપે. જેથી ગ્રાહકોની સંખ્યા બમણી થઇ શકે. આશા છે કે જ્ઞાતિબંધુઓ આટલી વિનતી પર જરૂર લક્ષ આપશે.

વ્યવસ્થાપક.

શ્રી મોઢ યુવક મંડળ-મુંબઇ—મંડળની કમીટી તરફથી મોઢ મહોદયના સંચાલક શ્રીયુત છબીલદાસ અમીચંદ દેસાઇના દુઃખદ અવસાનથી મંડળ ખેદ જાહેર કરે છે, તેમના આત્માને શાંતિ મળે. તેમના કુટુંબ પર આવી પડેલી આફત સહન કરવાની શક્તિ મળે એવી પ્રભુ પાસે પ્રાર્થના કરીએ છીએ. તેમના જેવા ઉત્સાહી ઝાબુરૂની મહોદયને ખોટ દેખાશે.

લી.

બા. દ. દાણી.

વલ્લભદાસ જ. શાહ

માનદમંત્રીઓ.

# સંસારને સીમાડેથી.

લેખકઃ શ્રી વિષ્ણુકુમાર કુબેરદાસ પંડ્યા.
ઉપતંત્રી, 'શ્રી સયાજીવિજય'–વડોદરા.

[ સમાજની પ્રવર્તી રહેલ કુરુઢિઓ અને કમનસીબ કિસ્સાઓને આલેખતી રસપ્રદ અને બોધક ઘટના.........ગતાંકથી ચાલુ ].

[ પ્રકરણ ૧૦ મું. ]

કોઇ આજ કોઇ કાલ, કોઇ માસે છ માસે,
કોઇ વરસે દશ બાર, કોઇ પચીસ પચાસે;
કોઇને થાયે સાઠ, કોઇને થાયે એંશી.
જે જાયું તે જાય, કોઇ રહે નહી બેસી,
નામ તેટલાનો નાશ છે, ધરમ એવો મન ધારવો,
શામળ કહે મુરખ કરે, ગંદી દેહનો ગારવો.

मरणं प्रकृतिः शरीरीणां विकृति
जीवितमुच्यते बुधैः ।
क्षणमप्यवतिष्ठते श्वसन्यदि
जन्तुर्ननु लाभवानसौ ॥

[ મનુષ્યને માટે મરણ કુદરતી છે અને જીવન તો કૃત્રિમ છે, એમ શાણા પુરૂષો કહે છે; માટે મનુષ્યે જેટલું જીવન મળે તેટલાથી સંતોષ માનવો. ]

મહેન્દ્રના મરણ પાછળ શિરસ્તા મુજબ બૈરાંઓએ ભારે કૂટણ ચલાવ્યું. વિલાસ અને વિનોદરાય આજે ભોળાનાથ તથા ભગવતીને આશ્વાસન આપવા આવ્યાં હતાં; પરંતુ તેઓ આશ્વાસન આપે કોને ?

સડક પર અર્ધનગ્ન જેવાં ઉભાં રહી દાયના ને શરીરના ચાળા કરી મર્યાદા વિના બૈરાં કુટતાં કુટતાં ઉપરાઉપરી પછાડા ખાતાં હતાં અને ગોળાકૃતિમાં ઉભા રહી સાલ્લાનો છેડો કમરે લપેટી પોતાની છાતીઓ ઉપર બન્ને હાથ અફાળીને સ્ત્રીઓ રાજીયા લેતી હતી.

આ બેહુદું દશ્ય જોઇ વિનોદરાય વિચારે ચડ્યાઃ 'આ બૈરાં તો વેશ્યા કરતાં પણ નફટ અને દફફડ. વેશ્યા નાચે છે, ગાય છે તે પણ ઘરમાં અને મર્યાદા તથા માનસર, જ્યારે આ બૈરાં તો અનેક લોકોના દેખતાં, ઉઘાડે શરીરે જંગલી ચેષ્ટાઓ કરી હલકું અને શરમાવે તેવું રૂદન કરે છે. તેમની આસપાસ પારકા લોકોની મેદની જામે છે અને તેઓ નિરાંતે બૈરાંના ઉઘાડાં શરીર તથા ચાળા જુએ છે. જે બૈરાં સાલ્લાને માથાથી સવાહાથ બહાર તાણી લાજ કાઢે છે તેઓ આવા પ્રસંગે ઘણાંજ નિર્લજ્જ અને નફફટ લાગે છે.

'આવું ઘેલું કલ્પાંત કરી મૃતના આત્માને દુઃખી શામાટે કરો છો ? આવું રૂદન કરવાથી મરેલું માણસ કંઇ પાછું મળતું નથી. હું તમો સર્વેને બે હાથ જોડી વિનંતી કરૂં છું કે તમે મારૂં કહેવું કંઇ સાંભળો.' વિનોદરાયથી આ સહન ન થતાં બધાં બૈરાંને વિનંતી કરી.

વિનોદરાયની આવી નમ્ર વિનંતીથી બૈરાં કંઇક ધીમાં પડ્યાં અને વિનોદરાયે આગળ ચલાવ્યુઃ

'આવી રીતે કુટવાથી શરીરમાં ઘણીજ ક્ષીણતા આવે છે વૈદક શાસ્ત્રની દ્રષ્ટિએ ઘણાજ ગેરફાયદા થાય છે. છાતીને કુટવાથી તે ઠેકાણે તથા તેની પાસેની જગાએ લોહીના સંચારણની ગતિ અટકી જાય છે. નશો ચમદાય છે. માત્ર ઝીણી નસોમાંથી લોહી વહી શકે છે અને તે જગોનું અસલનું તમામ રક્ત બગાબ થઇ પાછું આખા શરીરમાં ફેલાતાં ગુમડાં, સોજા, તથા રક્તવિકાર થાય છે. વળી ધીંગા મસ્તીથી પછાડીઓ ખાઇ મરજાતવાથી ઘણી સ્ત્રીઓના ગુપ્ત અવયવોમાં

વિકૃતિ થઇ રોગ ઉત્પન્ન થાય છે. ગર્ભવતી સ્ત્રીઓ પર તો ઘણીજ માઠી અસર થાય છે. ભીતિ તથા અતિશય શોકની ફાળ ખાધાથી અને બીજા જુસ્સાઓ તથા ઉશ્કેરાટથી ગર્ભવતીને અધુરે ( Miscarriage ) જાય છે. શરીરને અને મનને ઘણોજ નીકટનો સંબંધ છે. દિલગીરી, શોક, ચિંતા વિગેરે માનસિક આવેગોથી વૃત્તિ વિકાર પામે છે અને શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થાય છે. જ્યારે મધરાત્રે કોઇ મરણ પામે છે ત્યારે આપણાં બૈરાં જે રૂદન તથા આક્રંદ કરી મૂકે છે તેનાથી અડોશી–પડોશીને ભારે ભીતિ ઉત્પન્ન કરે છે અને તેમનું તે ઘેલું રૂદન તથા કુટણુ તેમના હૈયામાં તીરની પેઠે ભોંકાય છે ને કેટલાંક તો એભક ખાઇ મરી જવાના દાખલા પણ બને છે. અને વળી આપણા વહેમ પણ કેટલા ! જ્યારે કોઇ સુવાવડી સ્ત્રી મરી જાય ત્યારે તેને પીપળ કરી ચોટલો છોડી રાખી તેના સ્વરૂપને કેટલું બિહામણુ કરી મૂકીએ છીએ ! આપણી એક માન્યતા છે કે સુવાવડીની તો સદ્ગતિ થતી નથી તે મૃત્યુ પછી વનવાગોળ, અથવા ચૂડેલ થાય છે. આવા ખોટા અર્થહિન વહેમ અને ધાસ્તીથી ઘણી સુવાવડી સ્ત્રીઓએ પોતાના પ્રાણ ખોયા છે. આ બધા ઉપરથી ખાત્રી થાય છે કે રડવા–કુટવાની પ્રથા અયોગ્ય હોઇ તેને એકદમ ત્યજવી જોઇએ. વધુ દુઃખદ બીના તો એ છે કે આ પ્રથા–પદ્ધતિ ખોટી છે તો પણ આપણે ઘેલી રીતે તેને અનુસરીએ છીએ. આપણાં શાસ્ત્રો તથા પુરાણો પણ પોકારીને કહે છેઃ

श्लेष्माश्रु बांधवैर्मुक्तं
प्रेतो भुङ्क्ते यतोऽवशः ।
अतो न रोदितव्यं हि
क्रियाः कार्याः स्वशक्तितः ॥

[ મરણ પામેલાની પછવાડે તેનાં સગા–વ્હાલાં રડી–કુટીને આંસુ અને લીંટ પાડે છે તે મરનાર પ્રેત ખાય છે; કારણકે તે પોતાને વશ નથી. એ કારણે મનુષ્યોની પાછળ રોવું–કુટવું નહિ પણ તે મરનારની, શક્તિ પ્રમાણે, ક્રિયા કરવી. ]

સંસ્કૃત પંચોપાખ્યાનમાં પણ લખેલું છે કેઃ

नष्टं मृतमतिक्रांतं नानुशोचंति पंडिताः
पंडितानां च मूर्खाणां विशेषोऽयं यतः
स्मृतः ॥

[ જે વસ્તુનો નાશ થયો, જે માણસ મરી ગયું, જે વાત થઇ ગઇ તેનો શોક પંડિતો કરતા નથી. પંડિત અને મૂર્ખમાં એટલોજ ભેદ. ]

મનુસ્મૃતિ, ગીતાજી વિગેરે આપણા ઉત્તમ આધારભૂત ગ્રંથોમાં પણ રૂદન તથા શોક કરવાની મનાઇ છે. આંસુ અને વિલાપ એમાંથી દૂર રહેવા કહ્યું છે. આ બધી ખોટી રૂઢીઓને દૂર કરવામાં તમે બ્હેનો ઘણો મોટો હિસ્સો આપી શકો છો. સામાજીક સુધારણાના પ્રત્યેક કાર્યમાં સ્ત્રી શક્તિની પ્રથમ જરૂર છે. સ્ત્રી શક્તિ તો પુરૂષના ઘણાખરા કાર્યોમા પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પોતાનો ફાળો આપી કાર્યને સરળ–સફળ બનાવવામાં ખૂબ મદદરૂપ બને છે. સુરદાસ, તુલસીદાસ, ભર્તુહરિ, કવિ કાલીદાસ વિગેરેના જીવનોને સ્ત્રીઓએજ પલટાવી નાખ્યાં હતાં. અનસુયા, શાણ્ડિલી, સીતા, સાવિત્રી વિગેરે સન્નારીઓ–સતીઓના મહિમાનો ઇતિહાસ ઉજ્જવળ અને આદર્શ છે. કસ્તુરબાનોજ દાખલો લો. પોતે કંઇ ઝાઝું ભણ્યાં ન હતાં. પરંતુ પૂ. બાપુજીના કાર્યમાં સતત પૂરક તત્વ તરીકે ઓતપ્રોત રહી જીવન ધન્ય કર્યું. અને સમસ્ત દેશમાં 'બા' નું વ્હાલસોયુ બિરૂદ પામી સમગ્ર વિશ્વના ઇતિહાસમાં અમર થઇ ગયાં. આપણી પવિત્ર હિંદભૂમિના નભો–મંડળમાં તો બીજા ઘણા તેજસ્વી

ઓ–તારલા ઝગમગે છે. શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત, 'હિંદનાં બુલબુલ' ઉર્ફે શ્રીમતી સરોજીની નાયડુ શ્રીમતી હંસા મહેતા, શ્રીમતી વિદ્યાગૌરી નિલકંઠ, શ્રીમતી અરૂણા અસફઅલી, ઝાંસીની રાણી રૂપ શ્રી લક્ષ્મીદેવી વિગેરે વિગેરે. જે પવિત્ર અને પ્રભાવશાળી તપોભૂમિમા આવાં મેધાવી નારીરત્નો પાકે છે તે . જનની–ભૂમિનાં તમો તો ઉજળાં વારસદાર–વતની છો. તમારૂં કર્તવ્ય ઘણું ઉચ્ચું છે. તમારી જવાબદારી ઘણી મોટી છે. સમસ્ત દેશનાં તમો ભાગ્યવિધાતા છો. જે માતાઓએ પ્રેમ, શાંતિ અને માનવતાના પયગંબરો બુદ્ધ, પ્રભુ, મહમદ પયગમ્બર, શ્રી રામકૃષ્ણ પરમહંસ, વીર વિવેકાનન્દ, પૂ. મહાત્મા ગાંધીજી, શૌર્ય અને ક્ષમાના શાર્દુલો–પ્રતાપી પ્રતાપ, શુરવીર શિવાજી, નેતાજી સુભાષચંદ્ર બોઝ, પંડિત જવાહરલાલજી, સરસ્વતિદેવીના ઉપાસકો અને પ્રખર -પુજારીઓ-પંડિતો વીર નર્મદ, કવિ ન્હાનાલાલ, સોરઠીસિંહ મેઘાણી વિગેરે મહાન અને મુત્સદ્દી પુરૂષોને આ ભૂમિ ઉપર જન્મ આપ્યો છે, તે માતાઓ માટે આખું વિશ્વ મગરૂર છે. આપણી માતાઓએ અનેક રત્નો નિપજાવી હિંદની સંસ્કૃતિ અને સમૃદ્ધિ સાચવી છે. તમે તો દેશનું ધન છો. તમારૂં ધાવણ પીને ધરતી પર ધન્ય જીવન જીવી જવાની અમોઘ શક્તિ હિંદના કાંડામાં છે. તમારા પવિત્ર કંકણના પ્રભાવને લીધે અમારૂં કાંડુ મજબુત છે. એ કંકણને અને કપાળના કંકુને અમે વંદના કરીએ છીએ."

"બ્હેનો ! તમારો આવો ઉજવળ ઇતિહાસ છે. બોલો, તમોને આ શોભે છે ? જ્યારે આપણા દેશની સન્નારીઓનો ઇતિહાસ આટલો ભવ્ય છે ત્યારે આપણે આવી ઘેલછાભરી પ્રથાઓને ચાલુ રાખીશું તો આપણા સમાજની ઉન્નતિ કેવી રીતે થશે ? આપણે આપણું ગૌરવવંતુ સ્થાન કેવી રીતે પુનઃ સ્થાપિત કરીશું ? સમય, સંજોગો અને સ્થાન અનુસાર આપણે આપણા બધાજ વ્યવહારોમાં યોગ્ય પરિવર્તન કરવુંજ પડશે."

"હું આશા રાખું છું કે આપણે બધાં મહેન્દ્રના મૃત્યુને બગાડીશું નહિ. તેના આત્માની ચીર શાંતિ માટે આપણે બધાંએ શાંતિપૂર્વક પ્રભુને પ્રાર્થના કરવી જોઈએ."

વિનોદરાયની આ સાચી અને સચોટ સલાહથી સ્ત્રીઓ રૂદન તથા કુટણ કરતી અટકી ગઈ. ભોળાનાથ, મણિશંકર તથા બીજો રૂઢીચુસ્ત પુરૂષ વર્ગ પણ વિનોદરાયના વિચારો સાથે સંમત થયા અને બધાં સાથે બેસી આશ્વાસનના ઉદ્ગારો અને શોકને ટાળવા ઇશ્વરી જ્ઞાન વિગેરેની બોધક ચર્ચાવાતો–વિવેચન થતાં ભોળાનાથ–ભગવતી, તથા મણિશંકર–મનોરમાના દુઃખી હૃદયોને કંઇક સાંત્વન–શાંતિ મળ્યાં.

પરંતુ બિચારી માલતીનું શું ? હિંદુ સમાજમાં તે વિધવા બની ચૂકી હતી–બિચારી બાળવિધવા !!

—[ અપૂર્ણ ]

* * *

ભુજ—તા. ૧૫–૮–૪૮ ના હિન્દ સ્વાતંત્ર્ય દિને 'શ્રી મોઢ વણિક યુવક મંડળ' 'સ્વાતંત્ર્ય દિન નીમીત્તે સવારના સ્ટા. ટા. ૮ વાગે ધ્વજવંદનની ક્રિયા કરી હતી. ત્યાર પછી બીજા જાહેર કાર્યક્રમ વાદવિવાદને માટે બપોરે મંડળના આશ્રયે એક સભા હતી મંડળના વિદ્યાર્થીઓ ગાંધીજીના જીવન વિષે બોલેલ.

# સ્વ. ભાઈશ્રી છબિલદાસને અપાએલ નિવાપાંજલી.

"મોઢ મહોદય" ના સંચાલક શ્રી છબિલદાસ અમીચંદ દેસાઇ સ્વર્ગવાસી થયાના દુઃખદ સમાચાર જાણી ઘણો દિલગીર થયો છું. તમોને તો એક મોટી ખોટ પડી છે, પરંતુ "મોઢ મહોદય" ને આવા સેવાભાવી, નિસ્વાર્થથી સેવા કરનાર સંચાલકની ઘણી મોટી ખોટ પડી છે એ નિશંક છે. પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને શાશ્વત શાંતિ આપે એજ પ્રાર્થના.

**રમણલાલ લલ્લુભાઈ.**

ભાઇશ્રી છબિલદાસના સ્વર્ગવાસ થયાના સમાચાર જાણી ઘણો દિલગીર છું. "મોઢ મહોદય" ને તેમની ખોટ પડી છે. તેમના આત્માને શાંતિ મળો.

**રતનલાલ લલ્લુભાઈ.**

ભાઈ છબિલદાસના એકાએક થએલા અવસાનના ખબર જાણી દિલગીર થયો છું. તેમના આત્માને પ્રભુ શાન્તિ આપે, તેમના કુટુમ્બને મારા તરફથી આશ્વાસન આપશો.

**ઉમેદલાલ પુરૂષોત્તમદાસ મણીઆર.**

ભાઇ છબિલદાસ દેવલોક પામ્યાના સમાચાર જાણી ઘણા દિલગીર થયા. માસિકનું સંચાલન તેઓ ખંત અને ઉત્સાહથી કરતા હતા, તેમના જવાથી માસિકે એક સારો કાર્યકર ગુમાવ્યો છે.

**ધરમદાસ શામળદાસ કોઠારી.**

શ્રી છબિલદાસના અંતસાનના ખેદજનક સમાચાર જાણીને અત્યંત દિલગીરી થઇ. આવા અકાળ અવસાનથી તેના કુટુમ્બીજનોને તો અસહ્ય આઘાત થાય તે સ્વાભાવિક છે. મારા તરફથી તેઓને દિલાસો આપશો.

**તારાચંદ પી. અડાલજા.**

ભાઇશ્રી છબિલદાસ એકાએક સ્વર્ગવાસી થયાનું જાણી અમો સહુ ઘણા દિલગીર થયા છીએ. "મહોદય" ના વર્ષો જુના સંચાલક, લેખક અને સેવાભાવી વ્યક્તિ તરીકે તેમણે અમારા તેમજ દરેક જ્ઞાતિભાઇના દિલમાં સ્થાન કરેલ હતું મારી સાથેના પત્રવ્યવહારમાં તેમણે તેમના નિખાલસ હૃદયની સચોટ છાપ પાડી હતી. તેમના ચાલી જવાથી આપણા માસિકને અને જ્ઞાતિને ખરેખર ભારે ખોટ પડી છે.

આવા મૂક, સરલ અને સેવાભાવી જ્ઞાતિભાઇનું યતકિંચિત યોગ્ય સ્મારક આપના તરફથી થાય તો તે અસ્થાને નથી.

**ગોરધનદાસ ગોવિંદજી રાઠોડ.**

સદગત્ શ્રી છબિલદાસે લાંબા વખત સુધી "મહોદય" ની એકધારી સેવા સંતોષકારક રીતે બજાવી છે તેમના લેખો, ઉત્તમ લખાણો, આધ્યાત્મિક ચિંતનો અને અનુભવોનો નિચોડ જ્ઞાતિને પીરસતા હતા. આવા પ્રમાણિક અને બાહોશ નરરત્નની આપણને ખરેખરી ખોટ પડી છે. સદગતની આવી અમુલ્ય સેવાની કદર કરવામાં આવશે એવી અમારી આશા છે.

**એક સ્નેહી.**

શ્રીયુત્ છબિલદાસના એકાએક અવસાનથી મોઢજનતાને એક જ્ઞાતિસેવક અને નિડર પત્રકારની ભારે ખોટ પડી છે. તેમણે "મહોદય" નું જ્ઞાતિહિતની દૃષ્ટિએ સફળ સંચાલન કર્યું છે. તેમણે તંત્રીસ્થાનેથી

ધન, ૨ મેટ્રિક અને બાકીના ૨૪ હાઇસ્કુલના જુદા જુદા ધોરણોમાં અભ્યાસ કરતા હતા. યુનિવર્સીટીનું તેમજ વાર્ષિક પરીક્ષાઓનું પરિણામ ૮૬ ટકા આવ્યું હતું જે સંતોષકારક હતું. પ્રભુની કૃપાથી તથા સુજ્ઞ જ્ઞાતિબંધુઓ તથા બહેનોની શુભાશિષોથી આ સંસ્થા "૩૨ માં વર્ષમાં પ્રવેશ કરી ચૂકી છે" આ સંસ્થાને પગભર કરી તેના કાર્યવાહકોની મુંઝવણ ટાળવી એ આપણા ધનિક જ્ઞાતિબંધુઓ તથા બહેનોની ખાસ ફરજ છે. આ સંસ્થા કોઈપણ જાતના ભેદભાવ વિના જ્ઞાતિના બાળકોને દાખલ કરે છે

**કાર્યવાહકોને ધન્યવાદ**—શ્રી ભાવનગર બોર્ડીંગ સંસ્થાનો વહીવટ જ્ઞાતિસેવાની ધગશ ધરાવતા સેવાભાવી પીઢ કાર્યકર્તાઓને હસ્તક બહુ સુંદર રીતે ચલાવવામાં આવે છે વિદ્યાર્થીઓનો સર્વદેશીય વિકાસ સાધવા શક્ય પ્રયાસો કરવામા આવે છે. "શ્રી સુખલાલભાઇ ઝવેરભાઇ" વડોદરીયા, 'શ્રી ડાહ્યાલાલભાઇ ભાયચંદભાઇ' વોરા તથા 'શ્રી શાંતિલાલભાઇ' પરીખ જેવા કાર્યકર્તાઓ આ સંસ્થાની સ્થાપનાથી અત્યાર સુધી ભારે સેવા બજાવી રહ્યા છે, તેને માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. આ સંસ્થાને આવા સેવાભાવી કાર્યકર્તાઓ મળ્યા છે એ તેનું પરમ ભાગ્ય છે.

**ભાવનગર બોર્ડીંગને મદદ કરો**—ભાવનગરમાં એક કોલેજ તેમજ ચાર હાઇસ્કુલો હોઇ આપણી જ્ઞાતિના બાળકો ભાવનગર બોર્ડીંગનો સારા પ્રમાણમાં લાભ ઉઠાવી રહ્યા છે. "ભાવનગર બોર્ડીંગ આપણી જ્ઞાતિના મધ્યમ તથા ગરીબ વર્ગના બાળકો માટે આશીર્વાદ સમાન છે." એ સંસ્થા જ્ઞાતિના બાળકોને માધ્યમિક તથા ઉચ્ચતર કેળવણી પ્રાપ્ત કરવા માટે ઉત્તમ સગવડનું સાધન છે, તે સંસ્થા પ્રત્યે સ્નેહ અને લાગણી દર્શાવી તેને પોષવી જોઇએ. "આ સંસ્થાનું કાયમી ફંડ વિદ્યાર્થીઓની મોટી સંખ્યા નિભાવવાના પ્રમાણમાં ઘણુંજ ઓછુ જણાય છે, તો તે કાયમી ફંડને સારા પ્રમાણમાં વધારી દેવા દાનવીર ધનિક જ્ઞાતિબંધુઓ તથા બહેનોને અમારી નમ્ર અપીલ છે." 'ફ્રી, હાફ ફ્રી બોર્ડંગશીપ'ના કાયમી ફંડમાં, 'નિયતભોજનના' કાયમી ફંડમાં, તેમજ એ સિવાય 'ગમે તેટલી રકમ સંસ્થાને ભેટ' આપી આ સંસ્થા પ્રત્યે આપની અમીદૃષ્ટિ દાખવી શકો છો. આ સંસ્થાને દરેકોઇ રીતે મદદ કરો, મદદ કરો.

**આપણી જ્ઞાતિની ઉન્નતિ**—આપણી જ્ઞાતિની ઉન્નતિ કેળવણીરૂપી રોશની સર્વત્ર પ્રગટ થશે ત્યારેજ થશે. આપણા બાળકોને ઉન્નત બનાવનારી શ્રી ભાવનગર બોર્ડીંગ સંસ્થાને જ્ઞાતિના શ્રીમંતબંધુઓ તથા બહેનો અવશ્ય સહાય આપશે એવી અમારી નમ્ર પ્રાર્થના છે. આપણી જ્ઞાતિની પ્રગતિ કેળવણીના પ્રચાર વિના અને કેળવણી વિષયક સંસ્થાઓને પોષ્યા વિના થઇ શકશે નહિ. ભાવનગરનું આપણું આ વિદ્યાર્થી ભવન છેલ્લા ૩૧ વર્ષ થયાં જ્ઞાતિમાં કેળવણી પ્રચારની દિશામાં સંગીન કામ કરી રહેલ છે. "એ સંસ્થાને તન, મન અને ધનથી હરેક પ્રકારે મદદ કરી જ્ઞાતિસેવા બજાવવા પ્રત્યેક ધનિક ભાઇ-બહેનને અમારી વિનંતી છે."

**અભ્યર્થના**— અમરેલીવાળા "સ્વ. રાજરત્ન હરિલાલભાઈ પરીખ" આ સંસ્થાના આદ્યપ્રેરક, મુરબ્બી અને ટ્રસ્ટી હતા. આપણા જ્ઞાતિભૂષણ દાનવીર શેઠ સાહેબ "સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસ" આ સંસ્થાના આશ્રયદાતા, મુરબ્બી અને મેનેજીંગ ટ્રસ્ટી છે. તેઓ સાહેબે આ સંસ્થાને શરૂઆતથી સારી રીતે પોષી છે, તેમજ પોતાના સ્વ. પિતાશ્રીના સ્મરણાર્થે સંસ્થાનું સુંદર મકાન બંધાવી સંસ્થાને અર્પણ કરનાર તેઓ સખી ગૃહસ્થ છે. તેઓ સાહેબે વારંવાર આ સંસ્થાને મદદરૂપે

સારી રકમો આપી આ સંસ્થા ઉપર પોતાનો જે સ્નેહ દાખવ્યો છે તે ખાતે તેઓ સાહેબ પૂજ્ય ધન્યવાદને પાત્ર છે. હજુ પણ તેઓ સાહેબ આ સંસ્થા પ્રત્યે અમીદૃષ્ટિ વરસાવી તેને સારી સહાય કરશે એવી અમારી નમ્ર વિનંતી છે. સૌરાષ્ટ્રના સુપુત્રો 'શેઠશ્રી પ્રાણુલાલભાઈ દેવકરણ નાનજી—પોરબંદર, શેઠશ્રી જયંતિલાલભાઈ જીવરાજભાઈ મકનદાસ કુંડલા, શેઠશ્રી ગોરધનદાસભાઈ તથા પ્રાણુલાલભાઈ કેશવજી ગાંધી—લીયા (ધ્રાંગધ્રા,) શેઠશ્રી ગોવિંદજીભાઈ કલ્યાણજીભાઈ—બોટાદ, શેઠશ્રી ગોવિંદજીભાઈ નેહાભાઈ—ચોરવાડ, શેઠશ્રી મનોરદાસ નારણદાસ નાળિએરવાળા—ગલસાણા. તથા કચ્છ નિવાસી શેઠશ્રી વાઘજીભાઈ લક્ષ્મીદાસ તેમજ અમદાવાદ નિવાસી દાનવીર બંધુઓ શેઠશ્રી રમણલાલ લલ્લુભાઈ તથા શ્રી રતનલાલ લલ્લુભાઈ' જેવા જ્ઞાતિરત્નો તથા દાનવીર ગૃહસ્થો આ સંસ્થા પ્રત્યે સ્નેહ અને લાગણી દર્શાવી તેને સારી રીતે પોષશે એવી નમ્ર અભ્યર્થના છે.

ઉપસંહાર—આ સંસ્થાને જ્ઞાતિબંધુઓ, તથા બહેનો કોઈપણ દાન કરવા વખતે, સાંસારિક પ્રસંગે, ઇચ્છા થાય ત્યારે યાદ કરી મદદ મોકલી કેળવણી પ્રચાર કરતી આ સંસ્થાને મદદ આપશે. આ સંસ્થાને ખર્ચમાં જે મોટી રકમનો તોટો આવ્યો છે તે પૂરો કરી આપવા તથા તેનું કાયમી ફંડ સારા પ્રમાણમાં વધે એ પ્રકારની અમારી અપીલ ધ્યાનમાં લઈ 'સાધન-સંપન્ન જ્ઞાતિબંધુઓ તથા બહેનો અવશ્ય પોતાનો ઉદાર હાથ લંબાવશે એવી પ્રાર્થના છે." જ્ઞાતિની આ કેળવણીનો પ્રચાર કરતી સંસ્થાને પોષી જ્ઞાતિબંધુઓ તથા બહેનો બાળકોના આશીર્વાદ જરૂર લેશે એમ ઇચ્છું છું. શ્રી પરમાત્મા જ્ઞાતિબંધુઓ તથા બહેનોનું પરમ કલ્યાણ કરો.

---

## જોઈએ છે મોઢ વણિક જ્ઞાતિની કન્યાઓ.

કોલફીલ્ડમાં વસતા, આપ કમાઈથી ગુજરાન ચલાવનાર, માસિક રૂ. ૭૦૦) સુધીની આવક કરનાર, અંગ્રેજી જ્ઞાન ધરાવનાર યુવકો માટે લગભગ ઉં. વ. ૧૪ થી ૨૪ સુધીની કન્યાઓ.

પુનર્લગ્ન કરાવવા ઇચ્છતા કન્યાના વાલીઓએ તકલીફ લેવાની નથી.

દરેક યુવતીયાની ઉમર, અભ્યાસ, વતન તથા માસિક આવક માટે પુછાવનારે પોતાના તરફની હકીકત જણાવવા મહેરબાની કરવી.

કન્યાની ઉમર, અભ્યાસ તથા વાલીની સ્થિતિ સાથે પત્રવ્યવહાર માટે પુરતું સરનામું લખવું.

| | |
|---|---|
| C/O ટીસરા | પત્રવ્યવહારનું સરનામું. |
| પોસ્ટ ઝરીયા. (માનભુમ) | **માણેકલાલ નારાયણજી ગાંધી.** |

---

વિદેશગમન-મુંબઈ—જેઠીલાલદાસ રતિલાલ પારેખ ભાવનગરવાળા ઇન્જેકશનની મેથડનો અભ્યાસ કરવા માટે અમેરીકા-સાન ફ્રાન્સિસ્કો ગયા છે. તા. ૧૨–૮–૪૮. અમે તેમની સફલ સફર ઇચ્છીએ છીએ.

# હિંદુકોડ—

## આ કોડ પાસ થાય તો આર્ય સંસ્કૃતિનો નાશ.

શા. નરશીરામ જાદવજી અંબાણી—અમદાવાદ

હિંદુકોડના ઘડવૈયા ડાક્ટર આંબેડકર અને ગવ કમીટીએ તૈયાર કરેલો નવો હિંદુ કોડ ચાર વર્ષ પહેલાં મધ્યસ્થ ધારાસભામાં રજુ કરવામાં આવ્યો હતો. હિંદુ સમાજની પ્રાચીન સામાજિક સંસ્કૃતિને છિન્નભિન્ન કરનાર આ કાયદો સિલેક્ટ કમિટિને સોંપવામાં આવ્યો. સિલેક્ટ કમિટિએ હિંદુ પ્રજાના જુદા જુદા વિચાર ધરાવનારા મંડળો, આગેવાન વ્યક્તિઓ અને સંસ્થાના વિરૂદ્ધ અભિપ્રાય છતાં કેટલાક ફેરફારો કરી આ કોડ કાયદાની ભાષામાં વ્યવસ્થિત રચી મધ્યસ્થ ધારા સભામાં રજુ કરવા માટે તૈયાર કર્યો; તેમ છતાં આ કોડ રજુ કરવાની બાબત મુલ્તવી રાખવાની ભલામણ કરવામાં આવી છે; કારણકે અત્યારની ધારાસભા દેશની સર્વ રીતે પ્રતિનિધિત્વવાળી ગણાય નહીં. નવી ચુંટણીમાં સાચા પ્રતિનિધિત્વ ધરાવતી મધ્યસ્થ સરકાર હશે, તેમાં આ કોડ રજુ થશે છતાં વર્તમાન પત્રોમાં એવી વાત હમણા બહાર આવી છે કે આ બેઠકમાં આ બીલની વિચારણા વિધિ પુરતી શરૂ કરવી. બીજા સમાચાર એવા છે કે રાષ્ટ્રપતિ ડૉક્ટર રાજેન્દ્ર બાબુએ એક પરિપત્ર કોંગ્રેસના સભ્યોને પાઠવ્યો છે કે નવા બંધારણના અમલ સુધી આ કોડ મુલ્તવી રાખવો. આ બીલ સામે હિંદભરમાં ભારે વિરોધ ઊઠ્યો છે છતાં આ બીલ હાલમાં કે પછી મધ્યસ્થ સરકારમાં આવશે એ વાત ચોક્કસ છે. આ ઝંઝાવાત એક નહિ પણ અનેક રીતે હિંદુ સમાજની જનતા આડે ઉભો કર્યો છે. પ્રાચીન સ્મૃતિકારોએ રચેલા નિયમો અને કાયદાઓમાં ફેરફાર કરવાનો કોઈપણ સરકારને અધિકાર નથી.

જેટલી જાણવામાં આવી છે તેટલી બધી કલમો હિંદુ સમાજનો નાશ અને વર્ણસંકરતાને ઉત્તેજન આપનારી છે (૧) પિતરાઇ તથા મામા માસી અને ફુઇની કન્યા સાથે લગ્ન કરી શકે. (૨) છૂટાછેડા ગમે તે કારણે સ્ત્રી કે પુરૂષ કરી શકે. (૩) કન્યા પોતાની મરજીથી ગમે તે જ્ઞાતિના પુરૂષ સાથે લગ્ન કરી શકે (૪) પુત્રી પોતાના પિતાની સંપત્તિમાં ભાગ લઇ શકે. (૫) વિધવા સ્ત્રી પોતાના શ્વસુરની સંપત્તિમાં ભાગ લઇ શકે. (૬) આંતરજ્ઞાતીય લગ્ન કરી શકાય (૭) ગમે તે જ્ઞાતિના બાળકને દત્તક લઇ શકાય. આ અને બીજી ઘણી કલમો હશે.

ચેતવણી—સ્વ. પંડીત મદનમોહન માલવીયાજીએ આ કાયદા સામે સખ્ત વિરોધ કર્યો હતો અને ચેતવણી આપી હતી કે સુચીત સુધારાઓ હિંદુ શાસ્ત્રના સિદ્ધાંત વિરૂદ્ધ છે. જો કાંઈ ફેરફાર કરવો હોય તો હિંદુ સમાજે જાતે કરવો જોઇએ; પરંતુ ધારાસભાના કાયદાથી તેનો અમલ થવો ન જોઇએ અને કોઇપણ સરકારની ધારાસભાને હિંદુઓના અંગત પ્રશ્નો અંગે કાયદો ઘડવાની સત્તા નથી. આથી હું સલાહ અને ચેતવણી આપું છું કે આ બીલને પડતું મુકવું જોઇએ; પણ આ કાયદાના ઘડવૈયાએ એ લક્ષમાં લીધેલ નથી

હિન્દુસમાજ અને હિંદુ સંસ્કૃતિ પરદેશી-

એના નાશકારક હુમલા અને ઝંઝાવાતો સામે પોતાનું સ્થાન અડગ રાખી શકેલ હોય તો તે કારણ સંયુક્ત કુટુંબની પ્રથા, હિંદુ સંસ્કાર અને પ્રત્યેક સભ્યની સમાન ભાવના છે. આ હિંદુકોડ સંયુક્ત કુટુંબની ભાવનાનો વિઘાતક બનશે અને હિંદુસમાજનુ ઈસ્લામીકરણ કરી હિંદુ સમાજને વેરવિખેર કરી નાંખશે. માટે આ કોડ અટકાવવાને હિંદુ સમાજે સખત વિરોધ કરવો જોઈએ.

# સક્રિય જ્ઞાતિહિત અને ઐક્ય.

લેખક : જ્ઞાતિ સભ્ય.

મોઃ મહોદયના અષાઢ માસના અંકમાં પ્રસિદ્ધ થયેલો શ્રી ડી. પી દેસાઇનો "પરિષદના પરિણામ" નામક લેખ ઘણો મનનીય છે અને જ્ઞાતિ-હિતની દૃષ્ટિએ અગત્યનો છે. જ્ઞાતિ-હિત એટલે જ્ઞાતિની ઉન્નતિ કરવી, સાધવી. અને ઉન્નતિ એટલે આર્થિક અને બૌદ્ધિક સામ્ય લાવવું. જ્ઞાતિ-હિત કાર્યનાં આ બે મુખ્ય લક્ષ્ય છે. પરિષદ ભરીને વિચારોની આપ-લે, વિચાર-વિનિમય કરવાથીજ વર્ષો જુની અને ઘણી વેળા પ્રાસંગિક પ્રાપ્ત થયેલી અવનતિની વિષમતાઓ દૂર થઇ જતી નથી. નિરાધારતા આવી પડે છે અને કુટુંબની બાકી રહેલી મુખ્ય વ્યક્તિ અને તેનાં સંતાનો અનેક કરવા યોગ્ય કાર્યોથી-પ્રાપ્તિઓથી વંચિત રહે છે તથા અવદશાને પામી, દારિદ્રનો વારસો ભાવિ પેઢીઓને સુપ્રત કરી જાય છે.

આ મુશ્કેલી દૂર કરવા દ્વારા જ્ઞાતિ હિતનું જે એક માત્ર અને અગત્યનું કાર્ય કરવાનું રહે છે તે એક વ્યક્તિથી થઇ શકે નહિ. આને માટે એક "પેઢી" યાને એજન્સી સ્થાપિત કરવી પડે. આજે આ કાર્ય સાધન, સામગ્રી અને સહાયતા પ્રમાણમાં થઇ રહેલુંજ છે. પરંતુ લોક-ઉપયોગી આ પેઢીને-જ્ઞાતિ ફંડને વિકસાવવી હોય તો તેમાં નવા તત્વો, નવી સહાય-મુડી ઉમેરવા પડે.

આજે નવા વિધવા સહાયક અને કેળવણી ઉત્તેજક ફંડો ઉભા કરવાનું વિચારાય છે. પરંતુ નવી પેઢી સ્થાપિત કરવામાં મુશ્કેલી પડે છે, સમય, શક્તિનો વ્યય થાય છે અને ઓછા "માલ"થી સરખી વહેંચણી થઇ શકતી નથી. એટલે સમસ્ત જ્ઞાતિના હિત સારૂ અત્યારે વ્યવસ્થિત રીતે ચાલતા ફંડો અને સંસ્થાઓ વધુ સંગીન સ્થિતિમાં મુકાય તો શ્રી ડી. પી. દેસાઇ ઇચ્છે છે તેવું પરિણામ જરૂર ટુંક સમયમાં જોવા મળે.

આને માટે આ રીતે કાર્ય થવું જોઇએ. દરેક જ્ઞાતિ વિભાગે સર અવસરે પોતાના વિભાગમાંથી યોગ્ય ફાળો એકત્ર કરવો ઘટે. વર્ષની આખરે આ ફાળો ઉપર જણાવ્યા મુજબ નક્કી કરેલી ( સ્થાપિત થયેલી ) સંસ્થામાં અથવા ફંડમાં મોકલી આપવામાં આવે આવા વ્યવસ્થિત ચાલતા ફંડમાંથી જે તે વિભાગની કમિટી તરફથી ભલામણ કરેલ વ્યક્તિને સરખી તપાસ કરી મદદ અપાય. આ કાર્યવાહીથી જરૂર પડતાં શરૂઆતમા દેશની કેળવણી અને આગળ જતાં પરદેશની કેળવણી સારૂ પણ મદદ મળી રહેશે.

વળી દરેક જ્ઞાતિ વિભાગ યા તેની અગ્રગણ્ય અને અન્ય વ્યક્તિ અથવા સમિતિ ચોક્કસ શરતોએ પણ હાલના ચાલુ વ્યવસ્થિત મોઢ વણિક ફંડને તેની રકમો આપી શકે. આપણી જ્ઞાતિનું સર્વને ( દાતાઓને અને લાભ લેનારાઓને ) સુવિદિત એવું "મોઢ સુમેચ્છક ફંડ" મુંબઇમાં છે અને એ ફંડના રીપોર્ટમાં આવી જાતના, શરતોથી અપાયેલા એ ભંડોળમાં ભેળવી દેવાયેલા ફંડોના હિસાબ જોવા મળે છે. ચાલુ જમાનામાં જ્ઞાતિના વિભાગોને બધીજ રીતે વળગી રહેવાથી કોઇ પણ વિભાગ આગળ ધપી શકે નહિ. ઉપર પ્રમાણેની યોજના અમલમાં મૂકાય તો કોઇ પણ સુખી વિભાગનો લાભ, ઉન્નતિ કરવા ઇચ્છતા અન્ય ઠીવીજનોને, તેમના પોતાના સાધનો ઓછા હોય તોપણ, મળી શકશે.

અને આ રીતે, વખત જતાં, સમસ્ત જ્ઞાતિનું ઐક્ય પણ કરી શકાશે.

એક બીજું પણ સૂચન કરવા જેવું છે. મોઢ મહોદય માસિકમાં જુદી જુદી જ્ઞાતિ સંસ્થાઓ, મંડળો અને ફંડોના હિસાબો તથા હેવાલો જોવા મળે છે; પણ આ બધા, વર્ષમાં એકજવાર, એક ખાસ અંક કાઢી દરેકના છેલ્લા રીપોર્ટો એકી સાથે આવે અને સાથે સાથે તેમની પ્રવૃત્તિઓ પણ પ્રસિદ્ધ થાય તો જ્ઞાતિની ઉન્નતિ ઇચ્છતી અને તેને સારૂ પ્રયાસ કરતી દરેક સંસ્થાની જ્ઞાતિ બાન્ધવોને જાણ થશે, અને તેને જ્ઞાતિના સુખી શ્રીમંતોનો ટેકો મળતાં, તે જ્ઞાતિ ઉપયોગી થઇ જ્ઞાતિ ઐક્ય સાધશે.

∴ ∴ ∴

## સ્વાગત ગીત

જુનાગઢના મોઢ ગોભવા તથા અડાલજા જ્ઞાતિએ તા. ૮-૮-૪૮ના રોજ શ્રીમાન શામળદાસ લક્ષ્મીદાસ ગાંધીને માનપત્ર આપ્યુ તે વખતે ચંપા ગોરધનદાસ શાહે ગાએલ સ્વાગત ગીત.

( રાગ મારે તે ગામડે એકવાર આવજો ).

જુનાગઢ પ્રજા પ્રધાન જ્ઞાતિમાં પધારજો.
ફુલ નહિ ને ફુલની પાંખડી સ્વીકારજો
હૈયે અમારી ખરી દાઝ જરા રાખજો—જુનાગઢ.

### સાખી

સિંહના વંશમાં સિંહ નીપજે, ચાંચડમાં ચાંચડ ખાસ
તેમ ગાંધીજીના વંશમાં ઉપજ્યા શામળદાસ—જુનાગઢ.
લીધું માથું આપવા તે થયા તૈયાર
ધન્ય તેની માતને કે તેને દીધો અવતાર—જુનાગઢ.
ઉજવળ કીધો દેશને, વળી દીધું જીવતદાન
તેના તો પ્રમાણમાં થોડું છે દીધેલ માન—જુનાગઢ.
સુનો ગોરધનની વિનતી રાખજો હૈયે હામ
ચેતજો સદા દુશ્મન થકી, તો સરસે સઘળા કામ—જુનાગઢ.

— આભાર. —

ભાઇશ્રી છબિલદાસ અમીચંદ દેશાઇના અવસાન માટે અમારા ઉપર ઘણા સંબધીજનો, સ્નેહીઓ, શુભેચ્છકો, લેખકો અને ગ્રાહકો તરફથી દિલાસાપત્રો આવ્યા છે. આ પત્રોથી અમને ઘણી રાહત મળી છે, વ્યક્તિગત આભાર માનવાને અસમર્થ હોઈ આ સ્થળે અમે તે સૌનો આભાર માનીએ છીએ.

ગોરધનદાસ અ. મણિયાર.

# બાલ કુંજ.

સંપાદકઃ—શ્રી નટવરલાલ ભોગીલાલ વોરા.
ઠે. દિનકર નિવાસ, સરોજિની રોડ—વીલેપારલે (પશ્ચિમ)

## તમારા જવાબો.

( લેખકો માટે અગત્યનું ).

હવેથી લેખકો માટે આ કોલમમાં દરવખતે થોડી ઘણી સુચનાઓ, આપવામાં આવશે. આ વખતની સુચનાઓ નીચે મુજબ છે.

(૧) વારંવાર સુચવ્યા છતાં હજી લેખકો પોતાના લખાણો બંને બાજુએજ લખે છે. હવેથી એવા લખાણો સારા હશે તો પણ સ્વીકારાશે નહિ.

(૨) ટીકીટ બીડ્યા વગરજ કેટલાક લેખકો જવાબ માગે છે. જેને જવાબ જોઈએ તેણે ટીકીટો બીડવી આવશ્યક છે નહિ તો જવાબ માટે ખોટી આશા ન સેવવી.

લેખકો પોતાના લખાણો પોષ્ટમાં મહિનાની વીસમી તારીખ પહેલા મળે તેમ રવાના કરે જેથી લખાણ માટે બહુ રાહ જોવી ન પડે. 'દિવાળી'ના લખાણો સત્વરે પાઠવી આપો.

— સંપાદક —

આ સમયના વિષયોઃ—(૧) નૂતન વર્ષ. (૨) આઝાદ દેશ. (૩) મારૂં ગામ. (૪) મારી નિશાળ. (૫) સુંદર પ્રવાસ.

— સંપાદક

## નાના બટુકભાઇ.

રાગઃ જીંદગી હૈ પ્યાર સે...

નાના નાના બટુકભાઈ,
જંગલમાં રે જાય છે,
હાથમાં લઇને બંદૂક છોટી,
શિકારે એ જાય છે...નાના૦ ૧
જંગલમાં તો વાઘ સિંહની,
ત્રાડ મોટી સંભળાય છે,
શિકારી કુત્તાઓની,
ફોજ સાથે જાય છે...નાના૦ ૨
ધીમે ધીમે ડગલા દેતા,
છાનામાના ચાલે છે,
સળવળાટ સંભળાતા જરીકે,
બંદૂક ઉંચી થાય છે...નાના૦ ૩
ઉપર બેસી માચડે રે,
બટુકભાઈ જ્હાલે રે,
ઓચિંતા આવ્યા સિંહદાદા,
'સાહેબ' ગબડી જાય છે...નાના૦ ૪
ઊઠીને જ્યાં જુએ પાસમાં,
આંખ વાગી જાય છે,
વ્હાલો ખ્વાબો લેતા ઝટપટ,
દાતણ દૂર ફેંકાય છે...નાના૦ ૫
ખૂબ તરંગી બટુકભાઇ,
કરતા રોજ વિચારો એ,
સ્વપ્નાની સૃષ્ટિમાં ભાઇ,
રોજ શિકારે જાય છે...નાના૦ ૬

નટવર બી. વોરા

## રોજનીશી.

આજે મારે તમને એક વાત મસલ્લાહ રૂપે કે વિનંતી રૂપે આપવાની છે. એ બીના પર તમે ધ્યાનથી વિચારશો. તમે જાણો છો કે આપણા જીવન પ્રસંગોનું રોજનીશીમાં કેટલું મહત્વનું સ્થાન છે ?

રખેને કોઇની રોજનીશી તમારા હાથમાં આવે તો તેને તમારે જોયા કે વાંચ્યા વગરજ પરત આપવી જોઇએ એમાંજ તમારી મહત્તા છે.

મૃત્યુ પછી કોઇ આપણને ઓળખતું નથી પરંતુ રોજનીશી અનેક મહાન પુરૂષોને અમર કરી ગઇ છે આપણને પણ એ રીતે એ અમર કરી જશે. દરેક પ્રસંગની નોંધ તેમાં વિના સંકોચે રાખવી જોઇએ. અમુક સમયે ફરીવાર વાંચવાથી તે પ્રસંગોની યાદ તાજી થાય છે અને ફરી તેવા (હાનિકારક હોય તેવા) પ્રસંગો બનવા નહિ પામે. તમારા જીવનને તે પ્રસંગો સુધારશે. તમારૂં દુઃખ તમારી રોજનીશી પાસે રજુ કરશો તો તમારી એક નિકટની સહૃદયી જેમ પણ તે કામ આપશે.

રોજનીશીમાં ઘણું ઘણું લખી શકાય છે. પરમેશ્વરને યાદ કરવાનું તો તમારે ડગલે ને પગલે, પ્રસંગે પ્રસંગે બનવા પામશે. તમારૂં અંતઃકરણ તે શુદ્ધ અને કંચન જેવું નિર્મળ બનાવી મૂકશે. તમે ગંભીર પ્રસંગોને વિચારતા થઇ જશો. ને નિખાલસ દિલથી કંઇ કરી બતાવવાની ધગશ આવશે. આથી રોજનીશી તમને ઉચ્ચ સ્થિતિએ લઇ જશે. કદાપી નીચી કક્ષાએ ધકેલશે નહિ.

રોજનીશીમાં તમે દુઃખદ, સુખદ અનુભવવાળા તથા તમારા જાતિય મંતવ્યો રજુ કરી શકો છો. આપણા વિદ્યાર્થી જીવનમાં પણ અનેક પ્રસંગો બને છે કે જેને ટપકાવવાની ખાસ જરૂરત છે. હાલનું વિદ્યાર્થીજીવન ધમાલીયું છે, પહેલાના જેવું, આશ્રમજીવન જેવું શાંત નહિ

ટુંકમાં આપણાં વાચકવૃન્દમાંથી પણ જો આ રોજનીશીનો પ્રયોગ થોડા જણ કરશે તો જરૂર તેમના જીવન ધન્ય બનશે અને સુધરી જશે.

ધીરજલાલ ન્યા. મણિયાર (રાજકોટ.)



## દોહરા.

સકલ મનુષ્ય કે ચિત્તમેં, ગુપ્ત રહેત ના બાત;
છુપી બાત સંઘરી રખે, ધન્ય માત અરૂ તાત.

જેસી જનકી બુદ્ધિ હૈ, તેસી દેત બતાઈ;
વાકો બુરો ન માનીએ, લે ન કહાં સે જાય.

## શ્રી જુનાગઢ ગોભવા તથા અડાલજા વણિક જ્ઞાતિ તરફથી

# માનપત્ર.

**માનનીય શ્રીયુત રા. રા. શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી.**

આપને સત્કારવાનું સુભાગ્ય અમોને આજરોજ પ્રાપ્ત થએલ હોવાથી અમારાં હૈયા હર્ષથી ઉભરાય છે.

જુનાગઢના રાજતંત્રમાં એક પલકારામાં થએલા ફેરફારો ઘણાજ નોંધપાત્ર છે; અને પ્રજાના લાડીલા એવા આપે હવે જુનાગઢ રાજ્યનું સુકાન સંભાળ્યું છે જે અમારા તેમજ જુનાગઢ રાજ્યની સમસ્ત પ્રજાનાં અહોભાગ્ય છે. ગયકાલનું દમન રાજ્ય આજે પ્રજા રાજ્યમાં પલટાઈ ગયુ છે. આપણા રાષ્ટ્રપિતા પૂજ્ય મહાત્માજીનું હિંદુસ્તાનને રામરાજ્ય બનાવવાનું સ્વપ્ન આપના પ્રજાપ્રિય રાજતંત્રમાં સિદ્ધ થાય એવી અમો પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ છીએ.



શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી

જુનાગઢ પાકીસ્તાનમાં ભળતાં લાખો માણસોને પોતાની માતૃભૂમિ તેમજ ઘરબાર છોડી હીજરત કરવી પડેલ. આવા કપરા સમયમાં આપે આરઝી હકુમત સ્થાપી વિજય મેળવી જુનાગઢની પ્રજાને સુખ શાંતિ અર્પી તેમજ પોતાની માતૃભૂમિ અને ઘરબારો છોડી ચાલ્યા ગએલાઓને ફરી માતૃભૂમિમાં પ્રવેશ કરાવ્યો તે માટે અમો તથા સમસ્ત જુનાગઢની પ્રજા આપનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. આપના આ અજોડ ઐતિહાસિક વિજય માટે આપને અમારાં કોટી કોટી હાર્દિક અભિનંદન છે.

આપ સમસ્ત જુનાગઢની પ્રજાના લાડીલા આગેવાન છો તે નિર્વિવાદ છે. તેમજ આપણા રાષ્ટ્રપિતા પૂજ્ય મહાત્માજીની માફક આપને કોઇ કોમ કે ધર્મ તરફ ભેદભાવ નથી; છતાં પણ આપ મોઢ વણિક જ્ઞાતિમાં જન્મેલા છો તે જ્ઞાતિભાઇ તરીકે અમારે માટે પૂર્ણ અભિમાન લેવા યોગ્ય છે

અંતમાં પરમકૃપાળુ પરમાત્મા પાસે અમારી સૌની પ્રાર્થના છે કે તે આપને સંપૂર્ણ આરોગ્ય અને દીર્ઘાયુષ્ય તેમજ આપના દરેક દરેક કાર્યમાં સહાય આપે અને દરેક રીતે યશ અપાવે

જુનાગઢ.
તા. ૮-૮-૪૮

અમો છીએ,
શ્રી મોઢ ગોભવા તથા અડાલજા વણિક જ્ઞાતિબંધુઓ.

## સમાચાર સંગ્રહ

**મોઢ જ્ઞાતિ રત્ન શ્રીમાન શામળદાસ લક્ષ્મીદાસ ગાંધીને જુનાગઢ ગોમવા તથા અડાલજા મોઢ વણિક જ્ઞાતિ**—તરફથી તા. ૮-૮-૪૮ ના રોજ માનપત્ર આપવા મોઢ જ્ઞાતિની વંડીમાં મેળાવડો યોજવામાં આવેલ. તે વખતે તમામ જ્ઞાતિ બંધુઓ, બેરાં છોકરાં તથા મોઢ માંડલીઆ સહીતે આમરે ત્રણસોની હાજરી હતી પ્રથમ સ્વાગત ગીત કુમારી ચંપા ગોરધનદાસે ગાયું હતું. ત્યારબાદ વકીલ શ્રી મગનલાલ માધવજીએ સ્વાગતનું પ્રવચન કર્યો પછી જ્ઞાતિ સેક્રેટરી શ્રી ગોરધનદાસ કહાનદાસે પ્રાસંગિક પ્રવચન કરેલ. રા. રા. હરખચંદ લક્ષ્મીચંદ તથા રા. રા. નાથાલાલ પ્રભુદાસે પણ પ્રાસંગિક પ્રવચનો કરેલાં. ત્યારબાદ રા. રા. શેઠ કેશવલાલ નરોતમદાસ બલીઆએ માનપત્ર વાંચી સંભળાવેલ અને જ્ઞાતિના મુખ્ખી રા રા પ્રભુદાસ કરસનદાસ બલીઆ શેઠ જ્ઞાતિ તરફથી રૂપાનો રાઈટીંગ સેટ તથા રેશમના લુગડા ઉપર છ.પેલ માનપત્ર શ્રીમાનશામળદાસભાઇને ઇનાયત કરવાની વીધિ કરી હતી. તે પછી શ્રીમાન શામળદાસભાઇએ પ્રવચન કરેલ. બાદ ઉપહાર તથા દુધ અને પાન સોપારી થયા હતા અને સાથે સાથે સંગીત પણ રાખવામાં આવ્યું હતું ત્યારબાદ રા. રા. મનિલાલ પ્રભાશંકરે સર્વનો આભાર માન્યો હતો અને જ્ઞાતિ ગોર કાન્તિલાલ રેવાશંકરે આશીર્વાદ આપેલા. હાર તોરાની વીધિ થયા બાદ વંદેમાતરમનું ગીત ચંદ્રકાન્ત ગોરધનદાસે ગાયું અને મેળાવડો વીસર્જન કરવામાં આવેલો હતો. ( માનપત્ર અન્યત્ર પ્રગટ કરવામા આવ્યુ છે. )

**શ્રી કલકત્તા મોઢ ઉત્તેજક મંડળની જનરલ મીટીંગ**—શ્રી જન્માષ્ટમી તા. ૨૮-૮-૪૮ ને શનિવારના રોજ ઉપર્યુક્ત મંડળની સાધારણ સભા શેઠ છોટાલાલ રાઘવજી મહેતાને ત્યાં નં. ૧૪૩, હેરીસન રોડ (કલકત્તા) શેઠ નગીનદાસ એસ. પરીખના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી, જેમાં ચાલુ સાલના કાર્યવાહકોની સર્વાનુમતે ચુંટણી કરવામાં આવી હતી, અને નીચે મુજબ ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા.

**પ્રમુખઃ**—શેઠ નગીનદાસ એસ. પરીખ

**ઉપ પ્રમુખઃ**—શેઠ નાગરદાસ હરિદાસ.

**ખજાનચીઃ**—શેઠ પુરશોત્તમદાસ રામજીભાઇ તથા કે. હરકીશનદાસની કું.

**સેક્રેટરીઃ**—શેઠ વૃજલાલ પુરશોત્તમદાસ.

**સહ સેક્રેટરીઃ**—શેઠ જેઠાલાલ શંકરલાલ.

**કાર્યવાહક સમીતીના સભ્યોઃ**—(૧) ભાઇ હીંમતલાલ દેવજી છાપીયા (૨) ભાઇ છોટાલાલ રાઘવજી. (૩) ભાઇ મગનલાલ રામજી. (૪) ભાઇ રતીલાલ જગજીવનદાસ. (૫) ભાઇ હાકેમચંદ દેવચંદ. (૬) ભાઇ નરોત્તમદાસ હરજીવન. (૭) ભાઇ જયન્તિલાલ જે. વોરા. (૮) ભાઇ ચુનીલાલ ગુલાબચંદ. (૯) ભાઇ ગોરધનદાસ દયારામ. (૧૦) ભાઇ પ્રભુદાસ ગીરધરભાઇ. (૧૧) ભાઇ જમનાદાસ છગનલાલ.

(૨) મંડળના વાસણો મંડળના તેમ અન્ય જ્ઞાતિના ભાઇઓને વાપરવા આપવા નીયમો ઘડવામાં આવ્યા હતા.

(૩) છેલ્લા વરસનો રીપોર્ટ તથા હીસાબ પાસ કરવામાં આવ્યા હતા.

(૪) કલકત્તામાં વસતા મોઢ બંધુઓનું તાજું વસ્તી પત્રક કરવાનું ઠરાવવામાં આવ્યું હતું.

હવે પછીની માસિક મીટીંગ શેઠ નાગરદાસ હરીદાસને ત્યાં નં. ૧૦, વેન્સ ડાઉન રોડમાં તા. ૩-૧૦-૪૮ ને રવિવારે બપોરે ૩ વાગે ભરવામાં આવશે.

નગીનદાસ એસ. પરીખ; પ્રમુખ.

**શ્રી કાઠિયાવાડ દશા મોઢ વણિક જ્ઞાતિ મંડળ-અમદાવાદ**—સ્વાતંત્ર્ય દિનની ઉજવણી નિમિત્તે ઉપરોક્ત મંડળ તરફથી એક સભા તથા પાર્ટી રા. રા. છોટાલાલ ભાઇના સહકારથી રતનપોળમાં આવેલી નગરશેઠ માર્કેટમાં રાખવામાં આવેલ હતી. જેમાં સારી સંખ્યામાં સભ્યોની હાજરી જણાતી હતી.

શરૂઆતમાં મંડળના પ્રમુખ રા. ગ. ઉમેદભાઇ પુરૂષોત્તમદાસ મણિયારે ઉજવણી નિમિત્તે યોગ્ય પ્રવચન કર્યું હતું. ત્યારબાદ અલ્પાહાર લઇ મોડી સાંજે પ્રમુખશ્રીનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

અલ્પાહારમાં દુધ-નાસ્તો પાન વી. રાખવામાં આવ્યા હતા અને તેનો દરેક ખર્ચ ગ. રા. ઉમેદભાઇ પુરૂષોત્તમદાસ મણીયાર તથા ગ. ગ. ચુનીલાલ કાનજીભાઇ પરીખ તથા ગ. ગ. ભોગીલાલ નાનાલાલ પરીખ તરફથી આપવામાં આવ્યો હતો. તે માટે તેઓને અભિનંદન.

**શ્રી ચોવીસ તાલુકા કોંગ્રેસની કાર્યવાહક કમીટીની** બેઠક રાજકોટ મુકામે તા. ૧૯-૯-૪૮ ના રોજ શેઠ જમનાદાસ માણેકચંદભાઇ ઠે. શીતારામજીની શેરી. દાણાખાના પાસે મળશે.

જન્મ—સિહોર મહેતા કંચનલાલ જયંતિલાલને ત્યાં પુત્ર જન્મ.

ભાવનગર—મણિયાર મુકુંદરાય ગોરધનદાસને ત્યાં પુત્ર જન્મ. તથા દેશાઇ સુમનરાય શાંતિલાલને ત્યાં પુત્ર જન્મ.

ઉત્તરસંડા—પ્રાગમાનાળા પારેખ અમૃતલાલ કાળીદાસને ત્યાં પુત્ર જન્મ.

અમદાવાદ—દરવાજા પારેખ મુગટભાઇ કાળાભાઇને ત્યાં પુત્ર જન્મ

દેવિશાળ—ભરૂચવાળા શેઠ ચંપકલાલ મકનજીના પુત્ર કાંતિલાલ કલ્યાણી બી. એ. નું વેવિશાળ અમદાવાદ શાહ કાંતિલાલ ભાઇચંદની પુત્રી પુષ્પા સાથે.

નાગપુર—રા. જયંતિલાલ અમીચંદ અમાણીના પુત્ર મનસુખલાલનું વેવિશાળ ધમત્રીવાળા શેઠ મોહનલાલ છગનલાલની પુત્રી શારદાગૌરી સાથે.

---

## શોક ઠરાવ.

આપણી જ્ઞાતિના મુખપત્ર "મોઢ મહોદય"ના સંચાલક તેમજ આદર્શ શિક્ષક શ્રી છબીલદાસ અમીચંદ દેસાઇના તા. ૧૦-૮-૪૮ ના રોજ થયેલ અવસાનની આ સંઘની સભા સખેદ નોંધ લે છે. મહુંમશ્રી એક શાંત અને નિખાલસ સેવાભાવી જ્ઞાતિજન હતા. તેઓશ્રીના અવસાનથી આપણી જ્ઞાતિ તેમજ "મોઢ મહોદય" પત્રને એક મહાન ખોટ પડી છે.

પરમકૃપાળુ પરમેશ્વર સદ્દગતના આત્માને ચિર શાંતિ અર્પે અને તેમના કુટુંબ તેમજ સ્નેહીજનોને આ અસહ્ય દુઃખ સહન કરવાનું બળ આપો, એવી આ સભા અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરે છે.

લી. મંત્રીઓ.

શ્રી મોઢ પ્રગતિ સંઘ. મોરબી.

દેહવિલય—બોટાદ પારેખ જેઠાલાલ લખુભાઈના પુત્ર હિંમતલાલના ધર્મપત્ની સૌ. નિર્મળા સ્વર્ગવાસી થયાં તથા પારેખ મુળજીભાઈ કલ્યાણજી સ્વર્ગવાસી થયા. શ્રાવણ વદ ૨

વઢવાણ શહેર—મણિયાર માણેકલાલ ગગજી લાંબી બિમારી ભોગવી સ્વર્ગવાસી થયા.

વિરમગામ—વકીલ વાડીલાલ દાજીભાઈના પુત્ર ભાઈ નટવરલાલ લાંબી માંદગી ભોગવી સ્વર્ગવાસી થયા તા. ૨૬-૮-૪૮ મર્હુમને યુવાનવયે સ્વર્ગવાસ થવાથી શ્રીયુત વાડીલાલભાઈને ઉત્તરાવસ્થામાં જે દુઃખ આવી પડ્યું છે તે સહન કરવાનું સામર્થ્ય તેમને મળો તેવી પ્રભુ પ્રાર્થના.

અમદાવાદ—શાહ ગોરધનદાસ મુળચંદભાઈ લાંબો વખત ક્ષયની બિમારી ભોગવી ૪૬ વર્ષની ઉંમરે સ્વર્ગવાસી થયા.

મુંબઈ—માસ્તર ભગવાનજી રણછોડના પુત્ર ધનસુખલાલ વીસ વર્ષની વયે ટાઈફોડની બિમારીથી સ્વર્ગવાસી થયા.

કલકત્તા નિવાસી અને ટંકારાના આગેવાન શહેરી શ્રી હાકેમચંદ દેવચંદના પુત્ર ભાઈ રમણિકલાલનાં ધર્મપત્ની સૌ. (જયામવરી) સરલાદેવી ૨૦ વર્ષની યુવાનવયે વઢવાણ મુકામે સ્વર્ગવાસી થયા. શ્રાવણ વદ ૧૦ ૨૧. બેન મીલનસાર અને માયાળુ હતા.

પરમાત્મા સદ્ગતોના આત્માને શાન્તિ અર્પો.

**શેઠ વ્રાલજી લક્ષ્મીદાસ તથા શેઠ ગોવિંદજી જેઠાભાઈ મોઢ વિદ્યાર્થી ભવન રાજકોટને રૂા. ૨૫) અને તે ઉપરાંત મળેલ ભેટોની યાદી.**

૭૨) શ્રી મોઢ યુવક મંડળ મુંબઈ વિદ્યાર્થીઓને માસિક સ્કોલરશીપના.

| | | | |
|---|---|---|---|
| ૨૫) | ,, પિતામ્બરદાસ વીરચંદ | ચોટીલા | વિદ્યાર્થી સહાયક ફંડમાં. |
| ૫૧) | ,, શાન્તિલાલ અમૃતલાલ મહેતા | રાજકોટ | ,, |
| ૧૦૧) | ,, માવજી ડોસાભાઈ | ,, | ,, |
| ૧૦૧) | ,, અમરચંદ ભવાનભાઈ | ,, | ,, |
| ૧૦૧) | ,, મનસુખલાલ સુખલાલભાઈ | ,, | ,, |
| ૫૧) | ,, પ્રભુદાસ પરશોતમ | ,, | ,, |
| ૧૦૧) | ,, નરોત્તમદાસ ધરમશી શેઠ | ,, | ,, |
| ૧૦૧) | ,, જસરાજ મોતીચંદ શેઠ | ,, | ,, |
| ૫૧) | ,, હિંમતલાલ મણીલાલ મણિયાર | ,, | ,, |
| ૨૫) | ,, પાનાચંદ પ્રેમચંદ | ,, | ,, |
| ૧૦૧) | ,, કાળીદાસ મોહનલાલ | ,, | ,, |
| ૫૧) | ,, નરોત્તમદાસ હરિદાસ | ,, | ,, |
| ૧૦૧) | ,, રાજકોટ સીમેન્ટ પ્રોડક્ટસ | ,, | ,, |

રાજકોટ. — જયસુખલાલ શાહ.

તા. ૬-૯-૪૮ — ગૃહપતિ.

**શ્રી મોઢ શુભેચ્છક ફંડ-મુંબઈને મળેલ ભેટ**

૧૫૧) શેઠ ઈશ્વરલાલ શામળદાસ ચોકસી તરફથી સ્વ. સરલાબહેનની સંવત્સરી નિમિત્તે-મુંબઈ

૧૫૧) શેઠ રામજી બેચરદાસ હા. શેઠ તાપીદાસ રામજીભાઈ-મુંબઈ

૫૧) એક જ્ઞાતિ બંધુ-મુંબઇ
૧૦૧) શેઠ રતિલાલ ત્રીકમજી ધોળકીયા-મુંબઇ
૧૫૧) શેઠ અમરશી ભુરાભાઈ ચાવાળા-મુંબઈ
૧૦૧) શેઠ રંગનાથ ત્રીભોવનદાસ વકીલ ,,
૫૧) શેઠ રતિલાલ બેચરદાસ મહેતા ,,
૩૦૦) એક જ્ઞાતિ બંધુ તરફથી

૧૬ એ, બાબુલનાથ રોડ
ચોપાટી—મુંબઈ

ઈશ્વરલાલ મોતીરામ.
ઓન. સેક્રેટરી.

**"મોઢ મહોદય" ને રૂા. અઢી કે તેથી વધુ લવાજમ મોકલનારની પહોંચ.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩) | રા. હરિલાલ ડી. મણિયાર | ઝરીયા | ૩) | રા. ચીમનલાલ ડાહ્યાલાલ | બાંસજોરા |
| લા|‌), | ,, જગજીવન ડાહ્યાભાઈ | મ્યાંઝા | ૩) | ,, શંકરલાલ જેઠાલાલ | ધોળકા |
| ૩) | ,, દેવચંદ ધરમશી | અમદાવાદ | ૫) | ,, નંદલાલ મગનલાલ | મુંબઇ |
| ૩) | ,, મણિલાલ ગાંધી | , | ૧૦) | ,, નાનાલાલ લવજી | મ્યાંઝા |
| ૩) | ,, જે. કે. વોરા | ઝરીયા | ૬|| | ,, સી. એસ. શાહ | ,, |
| ૨|| | ,, નટવરલાલ નંદલાલ | અમદાવાદ | | | |

વ્યવસ્થાપક.

**સ્વીકાર:—**

**સૂર્ય નમસ્કાર**—અનેક વ્યાધિઓથી મુક્ત કરનાર શાસ્ત્રોક્ત વ્યાયામ-કસરત. મૂલ્ય રૂા ૦-૬-૦ મળવાનું સ્થળ વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ, પોસ્ટ બીલખા (કાઠિયાવાડ)

આ પુસ્તક ઔંધના રાજાસાહેબે અંગ્રેજી ભાષામાં બહાર પાડેલ "સૂર્ય નમસ્કાર" નો ગુજરાતી અનુવાદ છે. આ પુસ્તકની ચોથી આવૃત્તિની છપાઇનો સઘળો ખર્ચ જુનાગઢવાસી આપણા જ્ઞાતિબંધુ શેઠશ્રી હરખચંદ લક્ષ્મીચંદ શાહે આપ્યો છે.

આ પુસ્તકની ઉપયોગિતા જગપ્રસિદ્ધ છે. એટલે એના ઉપર વિવેચનની જરૂર નથી. ગુજરાતી ભાષા જાણનાર દરેકના ઘરમાં આ પુસ્તક હોવુંજ જોઇએ.

**મંગળ**—તંત્રી મફતલાલ સંઘવી ઠે. રીસાલા બજાર-નવાડીસા/ (ઉ. ગુ) આ માસિકમાં સહુને ઉપયોગી થાય તેવા સંસ્કારી લેખો, વાર્તો. નાટિકા, નિબંધો, કાવ્ય, જીવનચરિત્ર, પ્રવાસવર્ણન વગેરે સુંદર અને ભાવવાહી લેખો પ્રગટ થાય છે. માસિકમાં હિંદી લેખોને પણ સ્થાન મળે છે. વાર્ષિક લવાજમ ફક્ત રૂા. ત્રણ છે.

**શ્રી ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ યુવક મંડળ**—આ મંડળનો તા. ૧-૨-૪૭ થી તા. ૩૧-૧૨-૪૭ સુધીનો હિસાબ અને હેવાલ છપાવી બહાર પડેલ છે. ટુંક સમયમાં આ મંડળ સારી પ્રગતિ સાધી શક્યું છે અને સંગઠન, જ્ઞાનપ્રચાર, જરૂરિઆતવાળાને રાહત વગેરે જરૂરી કાર્યો બહુજ ખંતપૂર્વક કરી રહેલ છે. જે સંસ્થાના કાર્યકરો જ્ઞાતિહિતની ધગશ ધરાવનારા, ઉત્સાહી, તનતોડ શ્રમ ઉઠાવનારા અને નિષ્પક્ષપાતપણે કામ કરનારા હોય તે સંસ્થા અવશ્ય દીપી ઉઠે. પ્રભુકૃપાએ આ સંસ્થાને ઉપર જણાવ્યું તે કોટિના કાર્યકરો સાંપડ્યા છે એ સદ્‌ભાગ્યનું ચિહ્ન છે. આ મંડળ ઉત્તરોત્તર વધુ અને વધુ યશસ્વી કીર્તિ પ્રાપ્ત કરો એજ આંતરિક ઇચ્છા.

**શ્રી ગુજરાત વૈશ્ય સભા-અમદાવાદ**—નો આડત્રીસમો વાર્ષિક રિપોર્ટ. આ સંસ્થા સમસ્ત વૈષ્ણવ વણિક કોમની એક બોર્ડીંગ છે. તેના આદ્યસ્થાપકો શેઠ મોતીલાલ હીરાભાઇ તથા શેઠ મંગળદાસ ગીરધરદાસ છે. સંસ્થાનો છેલ્લા સાત વર્ષનો રિપોર્ટ અમને અવલોકનાર્થે મળ્યો છે. રિપોર્ટ જોતાં માલુમ પડે છે કે અત્યાર સુધીમાં આશરે ૧૩૦૦ વિદ્યાર્થીઓએ આ સંસ્થાનો લાભ લીધો છે. સંસ્થાની કુલ થાપણ રૂા. ૪૦૪૮૮૬–૧૦–૯ છે. છેલ્લા વર્ષનું સરવૈયું જોતાં સંસ્થાને અઘ સાલમાં રૂા. ૭૭૫૭–૨–૨ નો તોટો આવે છે. આપણી વૈષ્ણવ વણિક કોમ જેમાં મોઢ, કપોળ, નાગરવાણિયા, ખડાયતા, પોરવાડ, શ્રીમાળી, દિશાવળ, વાયડા, મેવાડા, ઝરોળા, નીમા, લાડ વગેરે કોમોનો સમાવેશ થાય છે, તેવી તમામ કોમોના શ્રીમંતો જો ધારે તો આ સંસ્થામાં આવતી ખોટને તુરતમાં ભરપાઇ કરી શકે એટલુંજ નહિ પણ સંસ્થાનું ભંડોળ એવડું મોટું કરી દે ભવિષ્યમાં તેમાં બીલકુલ તોટોજ ન આવે. આ સંસ્થાનું સંચાલન હાલમાં બધી કોમના મળી ૪૨ સભ્યોની એક કાર્યવાહક કમીટી હસ્તક છે; જેના પ્રમુખ શેઠ હિંમતલાલ મોતીલાલ અને ઉપપ્રમુખો પૈકી આ માસિકના પ્રમુખ શેઠ રમણલાલ લલ્લુભાઇ છે. ટ્રેઝરર શેઠ રતનલાલ લલ્લુભાઇ છે. આવી સમૃદ્ધ કમીટી હસ્તક સંચાલન થતું હોવાથી પ્રતિવર્ષ મોટી રકમની ખોટ આવવા છતાં સંસ્થાના લાયુક ફંડમાં તો વધારોજ થતો જાય છે એમ રિપોર્ટ ઉપરથી જણાય છે, તે સંચાલકોની કુનેહભરી કાર્યદક્ષતાને આભારી છે.

નાણા ભરનારાઓના આકર્ષણ માટે આ સંસ્થામાં પેટ્રન, વાઇસપેટ્રન, ડોનર, લાઇફ મેમ્બર વગેરે વર્ગો દાખલ કરવામાં આવ્યા છે. તેમજ ભોજનતિથિ તથા દુધ તિથિની પ્રથા રાખવામાં આવી છે.

સંસ્થાનું પુસ્તકાલય સમૃદ્ધ છે, તેમાં ૨૦૦૦ અંગ્રેજી પુસ્તકો અને ૧૮૩૦ ગુજરાતી પુસ્તકો છે.

સંસ્થાનું મકાન જમાલપુરને રસ્તે ખમાસાની ગેટ નજીક આવેલું છે.

આ સંસ્થાનો લાભ લઇ જે વિદ્યાર્થીઓ અત્યારે સારી સ્થિતિએ પહોંચ્યા છે તેમની એ ફરજ છે કે તેમણે આ સંસ્થાને બની શકે તેટલી આર્થિક સહાય કરી સંસ્થાના ઋણમુક્ત થવું જોઇએ.

ધંનિક અને ઉદાર ગૃહસ્થોને આ સંસ્થા તરફ પોતાનો ઉદાર હાથ લંબાવવા અમારી વિનંતી છે.

**મહેતા જીવરાજ મકનદાસ તથા પારેખ ગોવિંદજી કલ્યાણજી મોઢ વણિક વિદ્યાર્થી ભુવન-મુંબઇ**—નો બે વર્ષનો પ્રથમ રીપોર્ટ મળ્યો છે. આ ભુવનના સ્થાપકો દરેકે રૂા. એક લાખની મહાન સખાવત કરી આ સંસ્થા સ્થાપી છે. સંસ્થાના પ્રમુખ શેઠ ગોવિંદજી કલ્યાણજી અને ઉપપ્રમુખ શેઠ જયંતિલાલ જીવરાજ મહેતા છે. માનદમંત્રી શ્રી લક્ષ્મીદાસ પરમાણંદદાસ મહેતા બી. એ. ઘણા સેવાભાવી નિષ્પક્ષ કાર્યકર છે.

સંસ્થા પાસે હાલમાં રૂા. ૨૦૫૭૧૪ નું સ્થાયી ફંડ છે. ૨૫ વિદ્યાર્થીઓનો હાલમાં સમાસ થઇ શકે તેટલી સગવડ છે. મેટ્રીકની પરીક્ષા પાસ કર્યા પછી ઉચ્ચ કેળવણી લેવા ઇચ્છનાર વિદ્યાર્થીને આ સંસ્થામાં દાખલ કરવામાં આવે છે.

રીપોર્ટવાળા વર્ષો દરમિયાન પ્રથમ વર્ષે રૂા. ૧૫૦૦ અને બીજે વર્ષે રૂા. ૧૦૫૦) નો

પુરો આવ્યો છે. દાનવીર ગૃહસ્થો પોતાનો ઉદાર હાથ આ સંસ્થા પ્રત્યે લંબાવે.

ઠે. ૧૨, પાલીરોડ—વાંદરા (મુંબઈ)

**શેઠ ભોગીલાલ ચકુલાલ વિદ્યાવર્ધક પુસ્તકાલય-વડનગર—નો વાર્ષિક રીપોર્ટ.** માનદમંત્રી-રા. ચીમનલાલ બાપકરણદાસ મણિયાર તથા માનદ ઉપમંત્રી રા. જોયતારામ મોહનલાલ પંડ્યા છે. આ સંસ્થાને તેનું પોતાનું મકાન છે. આ પુસ્તકાલય અંગે પટેલ પુરૂષોતમદાસ નરભેરામ બીલ્ડીંગ છે તેમાં મહિલા અને બાળ વિભાગના પુસ્તકો રાખવામાં આવે છે.

સદરહુ પુસ્તકાલયમાં ૯૮૫૪ પુસ્તકો છે. મહિલા પુસ્તકાલયમાં ૨૬૬૯ પુસ્તકો છે. અને બાળ વિભાગમાં ૨૦૯૩ પુસ્તકો છે. સદરહુ પુસ્તકોમાંથી વર્ષ આખરે ૭૧૪૧ પુસ્તકોનો લાભ લેવામાં આવ્યો. ત્રણે વાંચનાલયમાં ૬૦ સામાયિકો આવે છે. આ સંસ્થાને મદદની જરૂર છે.



## "તેજ અને છાયા."

**શ્રી પંડ્યા જોયતારામ ચોકસી-વડનગર.**

આજે સ્વાધીનતા મળી છે, તેને સંરક્ષવા ઉપરાંત, વિદેશી સરકારે સર્વ પ્રકારે પછાત પાડી દીધેલ સ્વદેશીના વિચારોને સ્મરણમાં રાખી કાર્ય કરવામાં સતત પ્રયત્નશીલ રહેવું જરૂરી છે. સ્વાધીનતા જેમ દરેકને હક્ક આપે છે, તેમ તેની ફરજ ને જવાબદારીની અપેક્ષા રાખે છે અને બેઉ પલ્લાં સરખાં રાખવાં એ સર્વનો ધર્મ છે. આજે પરાધીનતાના કડવાં સ્મરણોથી થીજી ગએલા ભૂતકાળને સંભારવામાં સાર નથી, પણ સ્વાધીન હિંદનો આવતી કાલના ભાવી ઘડતરનો સરસ આકાર બને, એ માટે સર્વોદય સમાજ રચના કરવા ને મન, વાણી ને કર્મથી પ્રયત્નશીલ રહેવું

## જાહેર આભાર.

મોઢમિત્રના ગુજ. વિભાગના સફળ સંચાલન માટે મહોદય; સંદેશ, સયાજીવિજય, જીવનપ્રકાશ, હિતેચ્છુ, આરામ, જીવનવિકાસ, વર્તમાન, ગુણસુંદરી વગેરેના સંચાલક સાહેબો તથા સંખ્યાબંધ સ્નેહીઓએ જે વિશ્વાસને માનની લાગણી પત્રદ્વારા બતાવી છે તે માટે આભારી છું.

લી પંડ્યા જોયતારામ ચોકસી-વડનગર

સ્વ૦ પારેખ ભીખાભાઈ ગોપાળજીએ મોઢ વણિક જ્ઞાતિમાં નવજીવન પ્રેરી
તેનો ઉત્કર્ષ કરવાના ઉદ્દેશથી પ્રગટ કરેલ માસિક

## "મોઢ મહોદય સંસ્થાની કાર્યવાહક કમીટીના સભ્યો"



## અનુક્રમણિકા



વાર્ષિક લવાજમ પોસ્ટેજ સહિત રૂા. ૨—૦—૦ વી. પી. ખર્ચ અલગ

ભાવનગર—શ્રી કૃષ્ણ પ્રિન્ટીંગ પ્રેસમાં આ માસિકના સંચાલક માટે છાપ્યું
અને પ્રકાશકે મોઢ મહોદય ઓફીસ ભાવનગરથી પ્રગટ કર્યું

## આવી દિવાળી.

આવી દિવાળી,
　　　　આવી દિવાળી...! ધ્રુવ૦
સ્નેહ સુધા વરસાવનારી,
મંગળ-ગીત સુણાવનારી;
બાળકને હરખાવનારી,
　　　　આવી દિવાળી..! ૧
તહેવારોની એ મહારાણી,
તેજ ભરી એ છે રૂપરાણી;
જગમાં કો'થી નહીં અજાણી.
　　　　આવી દિવાળી...! ૨
ઉમંગને ઉત્સાહ લાવી,
ચેતનને નવજીવન લાવી;
પ્રકાશને નવ જ્યોત લાવી,
　　　　આવી દિવાળી..! ૩

## ભાઈબીજ

જયાવતી ગોરધનદાસ કલ્યાણી—કલકત્તા.

રાગઃ—લાખ લાખ દિવડાની આરતી ઉતારજો.

વાટલડી જોતી હું તો વીરાની વાટમાં,
　　હૈયું મુજ હેતે ઉભરાય..વીરલો આવે આંગણીએ...
　　　આંગણું સમારી હું તો સાથીઆ પુરાવતી,
　　　મઘમઘતા ફુલડાંની માળા ગુંથાવતી;
પહેરાવું વીરાને આજ, પ્રેમે પહેરાવું વીરાને આજ,
　　　　વીરલો આવે આંગણીએ..
આવે આવે વર્ષ દિન એક આજ એ.
　　ભાઈ બીજ હેતે ઉજવાય..વીરલો આવે આંગણીએ..
　　　બત્રીસ ભોજન ઘડી એકમાં પકાવતી,
　　　તેત્રીસ શાક એક પળમાં બનાવતી;
પીરસાવું વીરાને આજ, હોંશે પીરસાવું વીરાને આજ,
　　　　વીરલો આવે આંગણીએ...
　　　ફૂલે ફાલે કુળ વાટિકાનો વેલડો,
　　　જુગ જુગ જીવો મારા વીરાની વેલ હો;
અંતરના એ છે અભિલાષ, મારા અંતરના એ છે અભિલાષ,
　　　　વીરલો આવે આંગણીએ...
　　　વીરા કને હું ધન દોલત ન માગતી,
　　　માડી જાયો વીર હરોશ ક્ષેમ જોઈ રાચતી;
હૈયામાં બીજી ન આશ, મારા હૈયામાં બીજી ન આશ.
　　　　વીરલો આવે આંગણીએ...

# પ્રભુ પ્રાર્થના.

અનુ વિ મૂ શાહ, બી. એ

હે પ્રભુ! મને પગુ બનાવી દો કે જેથી હું જ્યાં ત્યાં ન ફરૂં મને અંધ બનાવી દો કે જેથી મારી આંખ બીજી કોઈ વસ્તુ જોઇ ન શકે મને બહેરો બનાવી દો કે જેથી તમારી ચર્ચા સિવાય તમારા નામોચ્ચાર સિવાય હું બીજી કોઇ વાત ન સાભળી શકુ હે દેવ! મારા મનને એવી સ્થિતિમા રાખી દે જેમાં તે તમારા ભક્તોની સેવાની ઈચ્છા સિવાય બીજી કોઈ વસ્તુની ઈચ્છા ન કરે

કાલે આવનાર મૃત્યુ ભલે આજેજ આવે, આજે આવનાર મૃત્યુ ભલે અત્યારેજ આવે. એનાથી કોણ ડરે છે? હાથી એક નાના અંકુશથી ડરે છે પર્વત હીરાની કણીથી ડરે છે? અંધકાર જ્યોતિ દેખાતાજ ભાગી જાય છે વિશાળ જગલ અગ્નિથી બળી જાય છે એવી રીતે પંચ મહાપાતક પરમાત્માના નામ સ્મરણથીજ ડરીને ભાગી જાય છે ચકોર પક્ષી ચદ્રમાના પ્રકાશની શોધમા રહે છે કમળ સૂર્યોદયની ચિંતા કરે છે મને પરમા માના નામ સ્મરણનીજ ધૂન લાગે છે

દિવાલ વગર આપણે ચિત્ર કાઢી શકતા નથી ભૂમિ વગર આપણે બીજ વાવી શકતા નથી એવીજ રીતે ઇશ્વર ભક્તોની દયા વગર આપણે ઇશ્વરની ભક્તિ કરી શકતા નથી મારી બુદ્ધિ મદ છે મને રસ્તો દેખાતો નથી. હે કૃપાનિધિ! જેવી રીતે લોકો જ માધ માણસને હાથમા લાકડી પકડાવીને દોરી જાય છે તેવી રીતે મને સ માર્ગે લઇ જાઓ મારા હૃદયમા વિશ્વાસ પેદા કરો. મને પ્રેમ કરતાં શીખવો એજ તમારા સાચા સેવકોનો માગ છે

જેવું નુકશાન સાપની ફેણથી ગાલ ખજવાળવાથી થાય છે બળતા કોલસાથી વાળ ઓળવાથી થાય છે, વાઘની મૂછ પકડીને ઝૂલતા રહેવાથી થાય છે અને ચૂનાના કકડાને બગલમા દાબીને પાણીમા ડૂબકી મારવાથી થાય છે, તેવું નુકશાન પરમાત્માના સાચા ભક્તોની સાથે અયોગ્ય રીતે વર્તવાથી થાય છે

જે લોકો મારી ઉપર પ્રેમ રાખતા હતા તેઓએ વારવાર મારી પ્રશંસા કરીને મને સોનાની શૂળિ ઉપર ચઢાવી દીધો તેઓની પ્રશંસા સામે મને મારી નાખ્યો મિત્રો! તમારી કૃપાએ મારા માટે તલવારનુ કામ કર્યું હે ઇશ્વર! હે કૃપાળુ ભગવાન! મારી ઉપર દયા કરીને મારી અને તેમની વચ્ચે આવીને તેઓની પ્રશંસાથી મારૂં રક્ષણ કરો.

# તંત્રીની કલમે.

આપણી સંસ્થાઓ અને જાહેર ફંડો—આપણી જ્ઞાતિમાં બાળકોને કેળવણી માટેના સાધનો હમણાં હમણાં સારી સંખ્યામાં વધ્યાં છે, અને જ્ઞાતિબંધુઓની વિદ્યાદાન આપવાની વૃત્તિ પણ પ્રમાણમાં ઠીક ઠીક વધી છે. સૌરાષ્ટ્રમાં સમસ્ત મોઢ કોમના બાળકો માટે (૧) ભાવનગર (૨) રાજકોટ (૩) બોટાદ (૪) રાણપુર (૫) જુનાગઢ એ પાંચ સ્થળોએ દાનવીર ગૃહસ્થો તરફથી વિદ્યાર્થી ભવનો ખોલવામાં આવ્યા છે. ગુજરાતમાં ધંધુકા અને સુરતમાં વિદ્યાર્થી ભવનો છે, એ ઉપરાંત મુંબઇમા ઉચ્ચ કેળવણી લેવા માટે બે બૉર્ડીંગો છે. આ પ્રમાણે આપણા બાળકો માટે નવ બૉર્ડીંગો છે, તે ઉપરાંત માંડળીયા વિદ્યાર્થીઓ માટે જુનાગઢ અને પોરબંદરમાં બે અલગ બૉર્ડીંગો છે.

અત્યારના મોંઘવારીના સમયમાં આ સંસ્થાઓનો નિભાવ સ્થાયી ફંડમાંથી થઇ શકતો નથી અને દરવર્ષે મોટી ખોટ આવે છે, તે તે સંસ્થાઓના રિપૉર્ટ ઉપરથી અને ગતાંકમાં પ્રગટ થએલ શ્રીયુત રતિલાલ હરજીવનદાસની અપીલ ઉપરથી વાચકોને સુવિદિત છે.

જ્ઞાતિમાં દાન કરનારાઓની સંખ્યા તો એની એજ છે અને દાન માગનારાઓની સંખ્યા વધતી જાય છે. એટલે આ બધી સંસ્થાઓમાં આવતી નુકશાનીને દાન આપનારાઓ પહોંચી ન શકે એ સ્વાભાવિક છે. પરિણામ એ આવે કે સંસ્થાઓએ કાંતો ચાલુ નુકશાનીમાં વધારો કરી સ્થાયી ફંડ ઓછા કરતા જવું અગર તો વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી કરવી અને નુકશાનીનો બોજો ઘટાડવો એ બેમાંથી એકની પસંદગી કરવાની રહે.

જ્ઞાતિના બાળકોમાં કેળવણી પ્રત્યે ઉત્સાહ વધતો જાય છે અને પ્રતિવર્ષ કાર્યવાહક કમીટીઓ પાસે આવતી અરજીઓ ઉપરથી વિદ્યાર્થીઓનો કેટલો ધસારો છે તેની પ્રતીતિ થાય છે. જો વિદ્યાર્થીઓની સંખ્યા ઘટાડવામાં આવે તો જ્યાં આગળ કેળવણીના સાધનો નથી તેવા સ્થળના બાળકો કેળવણીથી વિમુખ રહે. આ સ્થિતિ અત્યારના જમાનામાં બિલકુલ ઇચ્છવા યોગ્ય નથી એટલે અમે આપણા સમાજ પાસે એક નવો વિચાર રજુ કરીએ છીએ. એ વિચાર ઉપર બૉર્ડીંગના સ્થાપકો, ટ્રસ્ટીઓ અને કાર્યવાહક કમીટી ગંભીરતાથી વિચારે અને શક્ય હોય તેટલો અમલ કરે એવી અમારી વિનતિ છે.

ઉપર જણાવેલી સંસ્થાઓમાંની ઘણીખરી સંસ્થાઓના સ્થાપકો એક યા બીજી રીતે જુદી જુદી સંસ્થાઓમાં પોતાની સેવા અર્પી રહ્યા છે અને આ બધી સંસ્થાઓનો ઉદ્દેશ વિદ્યાદાન આપવાનો છે. જો આ સંસ્થાઓનું એકીકરણ કરવામાં આવે અને એક યોગ્ય સ્થળે તેને રાખવામાં આવે તો ખર્ચમાં ઘણો લાભ થાય; અને જ્ઞાતિના બાળકો

એકજ સ્થળે ભણતા હોઇ તેમના માટે આપણે શિક્ષણનો પ્રબંધ પણ કરી શકીએ; મતલબકે આપણી સંસ્થાઓ એક મહાન ગુરુકુળમાં ફેરવાઈ જાય આપણે સાનુકુળ કેળવણી આપી શકીએ અને સ્કૂલ પણ આપણી પોતાની થઇ શકે.

આપણી સંસ્થાના સ્થાપકો એકઠા થઈ આ બાબત માટે વિચાર કરે અને બની શકે તેટલું એકીકરણ કરે તેવું અમે ઇચ્છીએ છીએ.

આપણા ફંડો—આપણી જ્ઞાતિના ઘણાખરા ગામોમાં એક યા બીજા સ્વરૂપે નાના મોટા ફંડો છે. કોઇ સ્થળે કેળવણી માટેનું ફંડ, કોઇ સ્થળે વિધવા સહાયક ફંડ, કોઈ સ્થળે મોંઘવારી રાહત ફંડ અને કોઈ કોઈ સ્થળે આવા તમામ પ્રકારના ફંડો છે, પરંતુ આ બધાની સીમા તે તે સ્થળ પૂરતી છે. સમસ્ત મોઢ કોમમાં ગમે તેને ગમે તે જાતની મદદ આપી શકે એવું મધ્યસ્થ ફંડ તો મુંબાઇનું એકજ ફંડ શ્રી મોઢ શુભેચ્છક ફંડ છે એવું અમારા જાણ્યામાં છે. આ ફંડ ઘણી મોટી રકમની સહાય આપણી જ્ઞાતિમાં વ્હેંચે છે તે સૌને વિદિત છે. છતાંય આપણી આવડી મોટી જ્ઞાતિના જરૂરિયાતવાળા દરેકને તે ન પહોંચી શકે તે સ્વાભાવિક છે એટલે સ્થાનિક ફંડોની જરૂરિયાત અમે સ્વીકારીએ છીએ; પરંતુ ખેદ સાથે અમારા જાણવામાં આવ્યું છે કે કેટલાક વિદ્યાર્થીઓ અને કુટુંબો નોખા નોખા ફંડોમાંથી સહાય મેળવે છે અને એ પ્રમાણે આપણા ફંડોનો ગેરલાભ લેવાતો હોઇ નાણાંનો દુરુપયોગ થાય છે. એટલે જે જે ગામમાં આવા સ્થાનિક ફંડો હોય તેમણે 'મોઢ શુભેચ્છક ફંડ' અને તેના જેવા બીજા જે ફંડો હોય તેની સાથે સંપર્ક સાધી બને તેટલો આવો દુર્વ્યય અટકાવવો જોઇએ.

મતાંકમાં પ્રકટ થયેલ "સક્રિય જ્ઞાતિહિત અને ઐક્ય" લેખ તરફ અમે જ્ઞાતિબંધુનું લક્ષ ખેંચીએ છીએ અને એ લેખમાં જણાવાએલા વિચારોને અનુમોદન આપી આપણાં મધ્યસ્થ ફંડ "શ્રી મોઢ શુભેચ્છક ફંડ" ને સમૃદ્ધ બનાવવા અપીલ કરીએ છીએ.

રાજકોટ મુકામે મળેલ ૩૪ તાલુકા કોંગ્રેસ કાર્યવાહક કમીટીએ કોંગ્રેસ વિધવા સહાયક ફંડની વ્યવસ્થા પોતાના હસ્તક લીધી છે. આ ફંડ વધારવા ગામેગામ ફરી ફાળો એકઠો કરવા છ ગૃહસ્થોની એક કમીટી પણ નીમી છે. આ ફંડમાં જ્ઞાતિબંધુઓ ઉદાર હાથે સહાય કરે તેવી અમે વિનતિ કરીએ છીએ. અને સાથેસાથ કાર્યવાહક કમીટીને અમારી સલાહ છે કે બની શકે તો આ વિધવા સહાયક ફંડને એક મધ્યસ્થ એવું ફંડ બનાવો કે જેમાંથી વિધવાઓ ઉપરાંત, બેકાર અને ટુંકી આવકવાળા ગરીબ જ્ઞાતિબંધુઓ અને તેવા અભ્યાસ કરતા બાળકોને સહાય આપી શકાય.

# ટેન્ડુલકર કમીટી સમક્ષ

## સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે આપેલી જુબાની

**પ્રશ્નકાર : પ્રમુખ ટેન્ડુલકર**

પ્ર. ટે. : અમારી પ્રશ્નાવલિના ઉત્તરમાં આપ સૌથી પહેલી બાબત એ જણાવો છો કે ટ્રસ્ટોના વહીવટમાં ગોટાળો કરનારાઓને ઠેકાણે લાવવામાં બહુ ભારે ખર્ચ કરવો પડે છે. અને અમારી સમક્ષ પણ આવીજ ફરિઆદ સામાન્ય રીતે કરવામાં આવી છે.

પુ. ઠા. : હા જી, આપની કમીટીમાંના ચીમનભાઈ પણ આ બાબતની સાક્ષી પૂરશે.

પ્ર. ટે : ઇંગ્લાંડમાં, આપ જાણતા હશો કે, ચેરીટી કમીશનરો નીમવામાં આવે છે. આ ચેરીટી કમીશનર સમક્ષ જે કાંઇ ફરિયાદો રજૂ કરવામાં આવે છે તેની વિના વિલંબે તપાસ કરવાની તેમને સત્તા હોય છે. તેઓ પોતેજ તપાસ ચલાવે છે અને તેમની સમક્ષ રજૂ કરવામાં આવેલી ફરિયાદો વજુદવાળી છે કે નહિ તે બાબતમાં તેઓ નિર્ણય કરે છે. આમાં ખર્ચનો કશો સવાલ આડે આવતો નથી. આવુંજ કાર્ય કરવા માટે હિંદુસ્તાનમાં અને ખાસ કરીને આપણા પ્રાન્તમાં આવી કોઇ સંસ્થા ઊભી કરવાની અમારી સમક્ષ દરખાસ્તો આવી છે. આપ આ વિચારના પક્ષમાં છો. ?

પુ. ઠા. : આ યોજનાની બધી વિગતો હું જાણતો નથી. પણ હું જે જાણું છું તે ઉપરથી મને લાગે છે કે આ બહુજ કરવા યોગ્ય છે. હું આશા રાખું છું કે આવી સંસ્થા સરકાર પૂરી તટસ્થ વૃત્તિથી ઊભી કરશે અને એ સંસ્થાના સભ્યો કાયદા અને ન્યાયના ધોરણે બાજબી નિર્ણયો લઇ શકે એવી તાકાતવાળા-ડીસ્ટ્રીક્ટ જજના મોભાવાળા હશે.

પ્ર. ટે : બીજી એક ફરિયાદ સામાન્યપણે કરવામાં આવે છે કે ટ્રસ્ટીઓ પોતાની હસ્તકનાં નાણાંનો દુરુપયોગ કરે છે. લેરફેર થઇ શકે એવી સીક્યોરીટીઓમાં અથવા તો ગવર્મેન્ટ પ્રોમીસરી નોટોમાં ટ્રસ્ટના ફંડો રોકાયેલા હોય છે. આ રોકાણ ટ્રસ્ટીઓના નામ પર હોય છે અને ટ્રસ્ટીઓ આ રોકાણોની પોતાને ઠીક પડે તેમ વર્ષો સુધી હેરફેર કર્યા કરે છે, અને સરવાળે ટ્રસ્ટને કોઇપણ પ્રકારનો ફાયદો થતો નથી. આ દુરુપયોગ અટકાવવા માટે અમારી સમક્ષ એક એવી સૂચના કરવામાં આવી છે કે રીઝર્વ બેંકને અથવા તો અમો સૂચવીએ છીએ એવા ચેરીટી કમીશનરોને આ બધી સીક્યોરીટીઓ સ્ટેમ્પ કરવાની સત્તા હોવી જોઇએ અને ચેરીટી કમીશનરની પરવાનગી સિવાય આ સીક્યોરીટીઓ વેચી શકાય નહીં. આવો પ્રબંધ થવો જોઇએ.

પુ. ઠા. : આ તમારી સૂચના મને કબૂલ છે, પણ મને ભય રહે છે કે સ્ટેમ્પ લગાડવો અને લઇ લેવો આ બધું કદાચ બહુ ખર્ચાળ બનશે. જો આમ કરવામાં નામનોજ ખર્ચ થવાનો હોય તો તમારી સૂચના સ્વીકારવામાં મને કશો વાંધો નથી.

પ્ર. ટે : હું ધારું છું કે આપ રીઝર્વ બેંકના ડીરેક્ટર છો. રીઝર્વ બેંક આવું કામ હાથ ધરે કે નહિ એ એક પ્રશ્ન છે.

પુ. ઠા. : રીઝર્વ બેંકનું ભાવી શું છે એની મને ખબર નથી, પણ મને લાગે છે કે તમારી સૂચના વિચારવા જેવી છે. એમ કરવામાં રીઝર્વ બેંકને કશો ખર્ચ નહિ થાય અને આજે ચાલી રહેલા ગોટાળા એમ કરવાથી અટકી જશે.

પ્ર. ટે. : આજ રીતે અમો મિલકતનો દુરુપયોગ અટકાવવા માટે એવો કાયદો કરવા ઇચ્છીએ છીએ કે ધાર્મિક તથા લોકોપયોગી કાર્યો માટે ટ્રસ્ટીઓએ ખરીદેલી મિલકતની રજીસ્ટ્રેશન એક્ટ નીચે રાખવામાં આવતા રજીસ્ટરમાં નોંધ હોવી જોઇએ. આમ કરવાથી ટ્રસ્ટીઓને અંધારામાં રાખીને ટ્રસ્ટની મિલકતના કરવામાં આવતા વેચાણો અટકાવી શકાશે

પુ. ઠા. : આમ કરવામાં નામનોજ ખર્ચ લાગવો જોઇએ એ શરતે આપની સૂચના હું સ્વીકારું છું. ધાર્મિક કે લોકોપયોગી ટ્રસ્ટો ઉપર નાનો સરખો પણ કરભાર લાગુ પાડવો ન જોઇએ એવો મારો અભિપ્રાય છે.

પ્ર. ટે. : આપ જાણો છો કે બૉમ્બે પબ્લીક ટ્રસ્ટ રજીસ્ટ્રેશન એક્ટ નીચે બધા ટ્રસ્ટો પાસેથી બહુજ થોડો કર લેવામાં આવે છે. દરેક ટ્રસ્ટને પોતાની આવકમાંથી અમુક રકમ આપવાની હોય છે.

પુ. ઠા : એ એક્ટમાં પાછળથી સુધારો કરવામાં આવ્યો છે તે મુજબ આ કર ખરેખર નામનોજ છે જો એ કર જરા પણ વધારે હોત તો ડાકોરના મંદિરને, હું માનું છું કે, ઘણી મોટી રકમ આપવી પડત.

પ્ર. ટે. : ઇગ્લાન્ડમાં ચેરીટી કમીશનરના ખર્ચનો બોજો ચેરીટીઓ માથે નહિ પણ રાજ્યના માથે નાંખવામાં આવેલ છે. અહીં પણ એજ નિયમ સ્વીકારવો એવો આપનો અભિપ્રાય છે ?

પુ ઠ. : ચેરીટી કમીશનરનો ખર્ચ રાજ્યની તિજોરીએ જ વહન કરવો જોઇએ. જાહેર જનતાના હિતની ખાતર તેની નિમણુંક કરવામાં આવે છે તેથી જાહેર જનતાએ જ તેનો ભાર ઉપાડવો જોઇએ ચેરીટીઓનો વહીવટ બરોબર ચાલે છે એ જોવાની ચેરીટી કમીશનરને માથે જવાબદારી હોય છે. તેથી તેને લગતો ખર્ચ રાજ્યની તિજોરીમાંથી અપાવો જોઇએ. વળી કેટલીક ચેરીટીઓ 'કેળવણી પ્રચારનું અને વૈદકીય રાહત પહોંચાડવાનું કામ કરે છે. અને આ કામ તો રાજ્યનું જ છે. અને આ હકીકત ખ્યાલમાં લઇને રાજ્યે તેમને આવકવેરાથી મુક્ત રાખેલ છે અને કેટલેક ઠેકાણે ચેરીટીઓ સ્થાનિક મ્યુનિસિપલ કરોથી પણ મુક્ત હોય છે.'

પ્ર ટે. : આપના ઉત્તરો જોતાં મને માલુમ પડે છે કે 'વિઝિટરો'ની ગોઠવણની આપ વિરૂદ્ધ છો કારણ કે આપ વિઝીટરો મદદરૂપ થવાને બદલે નડતરરૂપ બનશે એમ ધારો છો.

પુ ઠા. : તમો ચેરીટી કમીશનરો તો ઊભા કરોજ છો. આ દિશાએ તમો ધીમે ધીમે આગળ પગલા ભરો ! માણસજાતના સ્વભાવમાં જ સત્તા દાખવવાની વૃત્તિ રહેલી છે અને જેને આ સત્તાદમામના ભોગ થવું પડે છે તેમને આનો અત્યન્ત અણગમો હોય છે. આજે એવા ઘણા માણસો છે કે જેઓ ચેરીટીનાં કામોમાં ઊંડો રસ ધરાવે છે અને જેઓ ઉપયોગી સેવા આપી રહ્યા છે. એક વખત જેવું એમને માલુમ પડે કે કોઇ બહારનું માણસ, સંભવ છે કે અંગત વૈરવિરોધને લીધે તેમના કાર્યમાં દખલગીરી કરી રહેલ છે અને તેને દબડાવી રહેલ છે કે તુરત જ તેઓ માથે ઉપાડેલું કામ છોડી દેશે. આ હું જાત અનુભવથી કહું છું, કારણ કે હું આવા દાખલા જાણું છું.

પ્ર. ટે. : હું માનું છું કે આપ ડાકોરના મંદિરના વહીવટ સાથે જોડાયેલા છો

અને તેની પાસે ઘણી મોટી રકમો પડેલી છે.

પુ. હા. : હા જી.

પ્ર. રે. : મદ્રાસમાં દેવસ્થાન વિષે શું વસ્તુસ્થિતિ છે એ હું આપને ટૂંકમાં જણાવું. દર વર્ષે તૈયાર કરવામાં આવતા બજેટમાં મંદિરની મૂર્તિઓના પૂજાપાઠ અને ધાર્મિક ક્રિયાકાંડ માટે જરૂરી રકમ મંજૂર કરવામાં આવે છે. આ બાબત ત્રણ કે પાંચ વર્ષ માટે ચેરીટી કમીશનરની સંમતિ મેળવીને નક્કી કરવામાં આવે છે કોઈપણ ધારી અણધારી પરિસ્થિતિને પહોંચી વળવા માટે રીઝર્વફંડ અને મકાનો માટે ઘસારા ફંડ પણ બાજુએ રાખવામાં આવે છે. આ બધું બાદ કરતાં આવકમાં જે કાંઈ વધારો રહે તો તે વધારો જાહેર લોકોપયોગી કાર્ય માટે સુલભ બને છે. આવી યોજના આપ પસંદ કરો છો ?

પુ. હા. : આ વધારાનો ઉપયોગ મૂળ ટ્રસ્ટના હેતુઓની મર્યાદામાં આવી જાય એવા લોકોપયોગી કાર્ય માટે કરવામાં આવે છે કે કોઈ પણ લોકોપયોગી કાર્ય કરવા માટે ?

પ્ર. રે. : સમાજને જે દ્વારા સૌથી વધારે લાભ મળી શકે એવા જાહેર લોકોપયોગી કાર્ય માટે આ વધારાનાં નાણાંનો ઉપયોગ કરવામાં આવે છે. ધારો કે ડાકોરના મંદિર પાસે વધારાના નાણાં છે, અને ચેરીટી કમીશનરને લાગે કે ડાકોરને એક સારા હોસ્પીટલની સૌથી વધારે જરૂર છે, તો એવું હોસ્પીટલ ઊભું કરવા પાછળ તે રકમ ખરચવામાં આવશે. આને બદલે જો તેને એમ લાગે કે ત્યાંની કોમને વેદપાઠશાળા વધારે લાભદાયી નીવડે તેમ છે તો તેવી પાઠશાળાની સ્થાપના કરવાની ચેરીટી કમીશનર ભલામણ કરે. તત્કાલીન સંયોગો ધ્યાનમાં લઈને કયું કાર્ય ત્યાંના સમાજને વધારે લાભદાયી નીવડશે એ બાબતનો પૂરો વિચાર કરીને જ નિર્ણય કરવાનો રહેશે આવાં કાર્યો કમીશનર ટ્રસ્ટીઓ સાથે સલાહ કરીને જ નક્કી કરશે. આમ કોઈપણ મંદિરનાં વધારાનાં નાણાં જેને ઐહિક અથવા તો સમાજોપયોગી કહેવામાં આવે છે એવા હેતુઓ પાછળ ખરચાય એ બાબત આપ મંજૂર કરો છો ?

પુ. હા. : ડાકોર મંદિરના પ્રમુખ તરીકે નહિ પણ વ્યક્તિગત રીતે આ કમીટી સમક્ષ હું જુબાની આપું છું એમ સમજીને જણાવું છું કે આવી રીતે પ્રાપ્ત થતાં વધારાનાં નાણાંનો ટ્રસ્ટીઓની સંમતિ મેળવીને અન્ય લોકોપયોગી કાર્યોમાં ઉપયોગ કરવાના વિચારને મારો પૂરો ટેકો છે. ટ્રસ્ટીઓની સંમતિ જરૂર એટલા માટે છે કે તેઓ આવી બાબતમાં મારી સાથે હોય એમ હું ઇચ્છું.

પ્ર. રે : વધારાના નાણા કયા હેતુ પાછળ ખરચવા એ બાબતનો છેવટનો નિર્ણય કરવાની સત્તા ટ્રસ્ટીઓને રહેવી જોઈએ. એ બાબત સ્વીકારીએ તો પણ વધારાનાં નાણાં ખરચવાના જુદા જુદા માર્ગો કાયદાથી નક્કી કરવામાં આવે અને ટ્રસ્ટીઓ એમાંથી પોતાને ઠીક પડે તે માર્ગ સ્વિકારે એવી ગોઠવણ આપને પસંદ છે ?

પુ. હા. : હાજી, એ પ્રમાણે આપ કરી શકો છો.

પ્ર રે. : એજ પ્રમાણે ચેરીટી કમિશનર ટ્રસ્ટીઓ સમક્ષ ત્રણ ચાર જુદી જુદી યોજનાઓ મૂકે અને તેમાંથી કોઈ પણ એક પસંદ કરવા તેમને જણાવે.

પુ હા. : વારુ, એ સામે મને કશો વાંધો નથી. હું તમને રસ પડે એવો એક નાનો સરખો અનુભવ જણાવું. ડાકોર મંદિર પાસે પાંસસો છસો ઢોર છે. તેમાંથી કોઈ પણ જાનવર વેચવામાં કે કતલ કરવામાં આવતું નથી. અમે એ ઢોરની સારી સંભાળ લેવા માંડી, જેના પરિણામે આજે વધીને ૬૦ મણ દૂધ પેદા થવા માંડયું છે. ચાલુ નિયમો

પ્રમાણે બધા ભોગો ધરતાં ૮ થી ૧૦ મણ દુધનો ઉપયોગ થતો હતો, અને દુધનો ખૂબ વધારો પડી રહેતો હતો. સ્વાભાવિક રીતે આ વધારાના દુધને શું કરવું એ પ્રશ્ન ઉપસ્થિત થયો. મેં કમીટીને સૂચવ્યું કે આ દુધ નિશાળોમાં અને પાઠશાળાઓમા ભણતા ગરીબ વિદ્યાર્થીઓને વહેંચી દેવું. કારણ કે એ વિદ્યાર્થીઓને દુધ મળતું નથી. મેં એમ જણાવ્યું કે એ બધું દુધ દેવમૂર્તિ સમક્ષ ધરવું અને પછી છોકરાઓને વહેંચી દેવું. મંદિરના ઉપયોગ માટે જરૂરી દુધ સિવાયના બાકીના વધારાના દુધની કીંમત કોણ આપે એ પ્રશ્ન ઉભો થયો. મેં કહ્યું કે એ દુધની કીંમત આપવાને હું તૈયાર છું. આથી વધારે વ્યાજબી બીજું શુ હોઈ શકે? મેં ઉપર જણાવેલી દરખાસ્ત એટલા માટે કરી કે તેથી બે ત્રણ શુભ હેતુઓ એક સાથે સિદ્ધ થાય તેમ હતું. એક તો તાજું અને સારું દુધ અને તે પણ દેવમૂર્તિ સમક્ષ ધરવામાં આવતું દુધ કે જેની ચોક્કસ વિશેષતા છે એવુ છોકરાઓને મળે. આપને જાણીને આશ્ચર્ય થશે કે 'એમ નહિ બની શકે' એવો જવાબ મળ્યો. ૬૦ મણ દુધ તેઓ કરવાના શું હતા? મેં તેની કીંમત આપવાની તૈયારી બતાવી તો પણ તેઓ કબૂલ ન થયા. પછી મેં એમ સૂચવ્યું કે આ વધારાના દુધનું દહીં કરીએ અને ખાસ કરીને ઉનાળાના મહિનાઓમા મંદિરના પાછળના દરવાજે જે કોઇ આવે તેને આપણે મફત છાસ આપીએ. 'નહિ સાહેબ' એવોજ ફરીથી જવાબ મળ્યો. મેં મારા સાથીઓને જણાવ્યું કે હવે તો ડીસ્ટ્રીક્ટ કોર્ટ આગળ જવા સિવાય મારી પાસે બીજો કોઈ માર્ગ રહેતો નથી. હાલ આ મંદિરને લગતા લઢુ મોટા ખટલામાં પડેલા છીએ. એનો નિકાલ ન આવે ત્યાં સુધી આ બાબત મુલતવી રાખવા તેમણે માંગણી કરી. આજે આ બાબત આટલે સુધી આવીને ઉભી છે. આ પ્રકારનો સુધારો થવાની હવે ખૂબજ જરૂર છે. પ્રજાનો આવી બાબતમાં તમારો પૂરો સાથ મળે એ ખાસ મહત્વનું છે

પ્ર. ટે.: હું સમજું છું કે આ બાબતમાં, પરસ્પરવિરોધી મતો અને હિતો સંડોવાયલા છે.

પુ. ઠા: ડાકોરમાં આજે જે પરસ્પર હિતો સંડોવાયલા છે તેમાં કાયદાકાનુન કશું કરી શકે કે કેમ એ વિષે મને શક છે. તેઓ પ્રીવી કાઉન્સીલ સુધી લડી ચૂકયા છે.

પ્ર ટે.: અમારી મુશ્કેલીઓ ઉપર આપનું નિવેદન નવો પ્રકાશ પાડે છે. અનેક હિતોની તેમાં પરસ્પર અથડામણ થવા સંભવ છે.

પુ ઠા.: મદ્રાસ અને અહિં વચ્ચે એક તફાવત છે. મદ્રાસમાં મહાધિપતિઓના હિતોને ઠેકાણે લાવવા માટે એવો કાયદો કરવામાં આવ્યો છે એવો મારો ખ્યાલ છે

પ્ર. ટે.: અમોએ આજેજ મદ્રાસ એન્ડાઉમેન્ટ બૉર્ડના પ્રેસીડેન્ટની જુબાની લીધી. તેઓ અમારી સાથે બે કલાક હતા. તેમણે અમને જણાવ્યું કે તેઓ હજુ મઠોને તો અડકયા જ નથી. તેમને અડતા હજુ તેઓ બીએ છે. હજુ હમણાં ૧૯૪૭ માંજ તેમણે આગળના કાયદામાં મઠો વિષે એક પ્રકરણ ઉમેર્યું છે. મઠો પોતાના હિસાબો જ મોકલે છે અને બીજું કશું કરતા નથી. આમ છતાં પણ તીરૂપતી મંદિરના વધારાના નાણાંમાંથી તેઓ પાંચ શિક્ષણ સંસ્થાઓ ચલાવે છે.

પુ. ઠા.: તિરૂપતિમાં તેઓ મહાધિપતિને પદભ્રષ્ટ કરી શકયા નથી? હું ધારતો હતો કે મહાધિપતિને હાંકી કાઢવામાં આવ્યા છે.

પ્ર. ટે.: ના સાહેબ, મંદિરની સંભાળ લેવા માટે તેમણે એક આસીસ્ટન્ટ કમીશનરની નિમણુંક કરેલ છે. મહાધિપતિની ધાર્મિક

પ્રતિષ્ઠા હજુ ચાલુ જ છે. મંદિરનો જમીન જાગીર વગેરેનો વહિવટ આ આસીસ્ટંટ ચેરીટી કમીશનર ચલાવે છે અને તે મંદિરના વધારાના નાણાંનો કબજો લે છે અને તેમાંથી શિક્ષણ સંસ્થાઓ ચલાવે છે.

અહિં ચર્ચવાનો બીજો એક મુદ્દો આ છે. કમીટી આગળ એક એવી સૂચના રજૂ કરવામાં આવી છે કે આજકાલ અનેક લોકો ભાતભાતના ઉઘરાણાં કરે છે અને તેમાં કઇ બાબત સારી છે અને કઇ બાબત ખોટી છે એ કોઇ જાણતું હોતું નથી. પહોંચની ચોપડીઓ છપાવવામાં આવે છે અને કોઇ પણ માણસ આવી ચોપડી લઇને નીકળી પડે છે અને નાણાં ભેગાં કર્યે જાય છે એમ સૂચવવામાં આવ્યું છે કે જ્યારે આપણે ચેરીટી કમીશનર નીમવાના છીએ ત્યારે ચેરીટી કમીશનરની પરવાનગી સિવાય કોઇ પણ માણસ પૈસા એકઠા કરી ન શકે એવો પ્રબંધ કરવો. પરવાના સિવાય કોઇ પણ ચેરીટી માટે ભંડોળ એકઠું કરનાર શિક્ષાપાત્ર લેખાવો જોઇએ. આ બાબતમાં આપનો શો અભિપ્રાય છે?

પુ. દા. : એ તો ઠીક, પણ આ કાયદાનો અમલ શી રીતે કરવામાં આવશે તેનો મને ખ્યાલ આવી શકતો નથી. એનો અર્થ એ થાય કે કોઇ પણ બ્રાહ્મણ કોઇ પણ કાર્ય માટે નાણાંની યાચના કરી નહિ શકે?

પ્ર. દે. : આ દરખાસ્તના ગર્ભમાં એ રહેલું જ છે કે બ્રાહ્મણ આજની માફક યાચના કરી નહિ શકે. જો કોઇ પણ સમાજોપયોગી કાર્ય માટે તમને નાણાં જોઇતા હોય તો તે કામ વ્યવસ્થિત રીતે થવું જોઇએ. દાખલા તરીકે ગૌશાળાઓનો વિચાર કરીએ. કહેવાતી ગૌશાળાઓમાં આજે ખરેખર કેટલી અસ્તિત્વ ધરાવે છે તેની જ આપણામાંના ઘણાને ખબર નથી. તેમાંની કેટલીક તો ૫૦૦ માઇલ જેટલે દૂર દૂર હોય છે. એમ છતાં એ માટે નાણાં ઉઘરાવવાનું ચાલ્યા જ કરે છે અને એ નાણાંનું શું થાય છે તેની કોઇને ખબર પડતી નથી.

પુ. દા. : હું એમ જણાવું છું કે આવી નાની નાની બાબતોને અડકો નહિ મોટી બાબતો જ હાથ ધરો. કારણ કે આવી બાબત લોકોને કેવી લાગશે તે હું કહી શકતો નથી. દરેક બાબત રાજ્ય સંભાળી શકે તેમ નથી. હું વિશાળ ધોરણે વિચાર કરું છું. જો કોઇ માણસ આફતમાં હોય અને પૈસા માંગવા નીકળે તો—

પ્ર. દે. : આવી વ્યક્તિગત યાચનાઓને આ કાયદો આપણે લાગુ નહિ પાડીએ.

પુ. દા. : આ બાબતનો તો સૌથી મોટો દુરૂપયોગ મુંબઇમાં વ્યાપારી બજારોમાં થઇ રહેલો જોવામાં આવે છે. દેશના કોઇ પણ ખૂણે નાનું સરખું સંકટ આવ્યું કે કેટલાયે લોકો મુંબઇ દોડી આવે છે અને તમારી પાસે ભાતભાતની માંગણીઓ કરે છે. આ બાબતમાં મારો વિચાર આ મુજબ છે. એકદમ પરવાનાનો કાયદો લાવવાની હું ભલામણ નહિ કરું. બે, ત્રણ, ચાર વર્ષ બાદ આવો કાયદો કરજો. આપણે ઇચ્છીએ છીએ અને અપેક્ષા રાખીએ છીએ એ મુજબ લોકોને વિચાર કરતા થવા દો. દરેકના દિલમાં એવો આગ્રહ પેદા થવા દો કે ચેરીટીના નામે તેઓ જે કાંઇ આપે છે તેનું કોઇ પણ આકારમાં ચોક્કસ ઉપયોગી, પરિણામ આવવું જ જોઇએ.

પ્ર. દે. : એકજ અથવા તો એક સરખા હેતુવાળા ટ્રસ્ટોના જોડાણ સંબંધમાં આપનું એમ કહેવું છે કે આવી બાબતમાં ટ્રસ્ટીઓની લાગણીઓનો પૂરો ખ્યાલ રાખવો જરૂરી છે. આપ આ રીતે શું કહેવા માગો છો તે જરા

વધારે સ્પષ્ટતાથી સમજાવશો ?

પુ. હા. : ધારો કે કોઈએ એવી જાહેરાત કરી હોય કે મારા જ્ઞાતિભાઈઓને ભોજન આપવા માટે હું રૂા. ૫૦૦૧ બાજુએ મૂકું છું. આને અમો 'ઉજાણી' શબ્દથી ઓળખીએ છીએ. આજે આવી ઉજાણી શક્ય જ નથી, કારણ કે આજે રેશનીંગ ચાલે છે. પણ આમ ન હોય તો પણ આ નાણાંનો ઉપયોગ યોગ્યતા ધરાવતા અને જરૂરિયાતવાળાઓને ખવરાવવા પાછળ કરવામાં આવે તેમાં કંઈ ખોટું નથી આ નાણાંનો બીજા જ કોઈ કાર્ય પાછળ ઉપયોગ ન કરો પણ મૂળ વિધાન હોય તેને મળતાં કાર્ય માટે, જેટલું બને તેટલા નજીકના હેતુ માટે, ઉપયોગ કરો. જો અમુક જ્ઞાતિના લોકો માટે તેનો ઉપયોગ સૂચવવામાં આવ્યો હોય તો તે લોકો માટે જ તેનો ઉપયોગ કરો. દરેક વર્ગ અને વર્તુલમા પૂરતી હાડમારીઓ, આફત અને મૂંઝવણો રહેલી છે એ લોકોના લાભ પૂરતો જ એ નાણાંનો ઉપયોગ મર્યાદિત રાખો. કાઠિયાવાડ માટે અંકિત થયેલી રકમ નાસિકમાં ન વાપરો !

પ્ર. ટે. : ચેરીટીનો લાભ લેનાર વર્ગ સંબંધે તેમજ તે પ્રદેશ સંબંધે જે મર્યાદા સૂચવવામાં આવી હોય તે જાળવવી જોઈએ એવો આપનો અભિપ્રાય છે ?

પુ. હા. : મૂળ દાતાની ઇચ્છાઓની બને તેટલા સમીપ રહીને પ્રસ્તુત ચેરીટીનો અમલ થવો જોઈએ.

પ્ર. ટે. : આને અંગ્રેજી કાયદાની પરિભાષામાં અમે 'સાઈ-પ્રે'ના સિદ્ધાન્તના નામથી ઓળખીએ છીએ. હવે આપણે બીજો એક પ્રશ્ન વિચારીએ. હિંદભરમાં સ્થળે સ્થળે અન્નક્ષેત્રો અને સદાવ્રતો ચાલે છે. પ્રીન્સીપાલ કુલાર્ણીએ અમને જણાવ્યું છે કે જો આવે તેને ભોજન આપવાને બદલે કૉલેજમાં ભણતા ગરીબ વિદ્યાર્થીઓને જ ખવરાવવામાં આવે એવી વ્યવસ્થા સ્વીકારવા તેઓ કેટલાક ટ્રસ્ટીઓને સમજાવી શક્યા હતા અને બે ઠેકાણે તેઓ આ પ્રયત્નમાં પૂરા સફળ નીવડ્યા હતા. જે જગ્યાએ ઘણાં સદાવ્રતો હોય ત્યાં કાયદાથી તે સદાવ્રતોનો ગરીબ વિદ્યાર્થીઓને જ લાભ આપવાની ફરજ પાડવાનું આપ સંમત કરો ખરા ?

પુ. હા. : અંગત રીતે આ હું સંમત કરું છું. પણ તે સંમતિ આ મર્યાદાને આધીન રહીને કે આવો કોઈ પણ ફેરફાર મૂળ હેતુની બને તેટલો સમીપ હોવો જોઈએ. અક્ષમરત શરીરવાળાને ખવરાવવા કરતાં જરૂરિયાત ધરાવતા વિદ્યાર્થીઓને ખવરાવવું એ જરૂર વધારે ઇચ્છવા યોગ્ય છે.

પ્ર. ટે : હવે ખાસ કરીને તીર્થસ્થળોમાં આવેલી ધર્મશાળાઓનો વિચાર કરીએ. આ બાબતમાં એમ માલુમ પડે છે કે કેટલીક ધર્મશાળાઓ અમુક જ્ઞાતિ કે પેટાજ્ઞાતિઓ માટે અને કેટલીક ધર્મશાળાઓ અમુક સ્થળમાં વસતાં લોકો માટે અંકિત કરવામાં આવેલી હોય છે. આ ધર્મશાળાઓ ઘણી વખત ખાલી હોય છે, જ્યારે બીજી ધર્મશાળાઓ ખીચોખીચ ભરેલી હોય છે. ઉપર જણાવ્યા મુજબ ચોક્કસ જ્ઞાતિ કે પ્રદેશવાસી લોકો માટે નિયત કરવામાં આવેલી ધર્મશાળાઓ ખાલી હોય ત્યારે તે બીજા હિંદુઓ માટે ખુલ્લી હોવી જોઈએ. આ સંબંધમાં આપ શું ધારો છો ?

પુ. હા. : આ બરોબર છે, પણ આ સંબંધમાં એક બાબત ખાસ ખ્યાલમાં રાખવાની રહે છે. આવાં તીર્થસ્થળોએ જતા યાત્રાળુઓ નિરામિષ આહાર વિષે ખૂબ આગ્રહ ધરાવતા હોય છે. માંસાહારીઓ આવી ધર્મશાળામાં આવે તે તેઓ બિલકુલ પસંદ નહિ કરે.

પ્ર. ટે. : એ બરોબર છે. પણ એ સંબંધમાં આપણે નિયમ કરી શકીએ છીએ

કે નિરામિષાહારીઓ માટે નિર્માણ થયેલી ધર્મશાળામાં કેમ માંસ પકાવી નહિ શકે

પુ ઠા.: જો તમે એવો નિયમ સ્વીકારો તો પછી તમારી દરખાસ્ત સામે કશો પણ વાંધો ઉઠાવવા જેવું જણાતું નથી. જો ધર્મશાળાઓ ખાલી પડી રહેતી હોય તો શા માટે તેનો ઉપયોગ ન કરવો?

પ્ર. રે.: કીડીઓને ખાંડ આપતી, કૂતરાને રોટલા આપતી, પારેવાને ચણ આપતી—એવી કેટલીયે ચેરીટીઓ હોય છે આપ આવી ચેરીટી બંધ કરવાના પક્ષમાં છો?

પુ. ઠા.: એ બંધ કરવી યા અટકાવવી એ હું કહી શકતો નથી. એવી બાબતોને હું ઉત્તેજન ન આપું. પણ અહિ પણ લાગણીનો પ્રશ્ન આવીને ઊભો રહે છે. હું જાણું છુ કે કેટલાક લોકો આવી બાબતોને બહુ અગત્ય આપે છે.

પ્ર. રે: સમાજનો સામાન્ય અભિપ્રાય ધ્યાનમાં લઈને આપ આવી ચેરીટીઓ ફરજિયાત બંધ કરવા ઇચ્છો કે સમાજના આગળ વધવા સાથે આવી બાબતો સ્વાભાવિક રીતે લુપ્ત થઇ જશે એમ સમજી આ સંબંધમાં કશું ન કરવું એમ આપ ઇચ્છો?

પુ ઠા.: અત્યારે કોઇએ ૯૦ વર્ષ પહેલાં પારેવાને ચણ નાખવા માટે અંકિત કરેલા પાંચ હજાર રુપિયા મારી પાસે પડેલા છે હું તેનો કશો ઉપયોગ કરતો નથી મારું એમ કહેવું છે કે જ્યારે આપણે માણસોની જરૂરિયાતોને પહોંચી વળતા નથી ત્યારે પારેવાને પોષવા એ યોગ્ય નથી. મેં આ બાબતમાં મારા વકીલની સલાહ-લીધી છે અને કોઇ પણ બીજા કાર્ય પાછળ ખરચવાની પરવાનગી મેળવવા માટે અમે કોર્ટ આગળ જવાનો નિર્ણય કર્યો છે. તેથી મારું એમ કહેવું છે કે આવી ચેરીટીઓના કાર્યપ્રદેશમાં કોર્ટની પરવાનગી મેળવીને ફેરફાર કરવો જોઈએ

પ્ર રે.: જો આપણે ત્યાં ચેરીટી કમીશનર હોય તો આ બાબત બે મિનિટમાં પતાવી શકાય.

* * *

પ્ર. રે.: કોઇ પણ આચાર્ય કે મહાધિપતિ નાલાયક માલૂમ પડે અને એ છતાં વારસા હક્કના કારણે જ એ પોતાના સ્થાન ઉપર ચીટકી બેઠેલો હોય—આવા આચાર્ય કે મહાધિપતિના સંબંધમાં કંઇ કરવાની જરૂર ખરી કે નહિ? એવી પરિસ્થિતિમાં આપ દખલગીરી કરવા ઇચ્છો કે નહિ?

પુ. ઠા.: હું જરૂર કરું અને તેને ત્યાંથી હાંકી કાઢું જો દીકરામાં યોગ્યતા ન હોય તો આવો હક્ક બાપ પાસેથી દીકરાને મળે એનો કોઇ અર્થ જ નથી. આપ દામોદરલાલજીનો દાખલો વિચારો ને? એને એ સ્થાન ઉપર બેસાડી રાખવાનો કશો અર્થ જ નથી.

પ્ર. રે: ગોસાંઇઓ સાથે કામ લેવાનો કોઇ માર્ગ આપ સૂચવશો? તેમની પાસે ઢગલાબંધ માલમિલકત હોય છે અને તેને તેઓ પોતાની માલેકીની જ લેખાવે છે.

પુ ઠા: આ કાયદાનો સવાલ છે અને હુ એવી બાબત વિષે મારો અભિપ્રાય જણાવી નહિ શકું. વળી એ પ્રશ્નના ઉંડાણમાં હું ઊતર્યો નથી. મારો સામાન્ય ખ્યાલ એવો છે કે એમાંના બહુ જ થોડા હવે સદ્ધર સ્થિતિ ધરાવે છે.

* * *

પ્ર. રે: જૈન મંદિરો સોના અને ચાંદીમાં રોકાણ કરે છે. આપ એ વિષે શું ધારો છો?

પુ. ઠા.: આ રોકાણ બહુ સહીસલામત અને સંગીન પુરવાર થયું છે. બન્નેની કીંમત ખૂબ વધી ગઇ છે.

પ્ર. રે.: એટલા જ પ્રમાણમાં એ કીંમત ઘટી પણ જાય અને પરિણામે એ રોકાણો

ભારે નુકશાનકર્તા નીવડે.

પુ. હા : આવતા દશ વર્ષ કે એ લગભગમાં તો એમ બનવા સંભવ નથી. આવું રોકાણ હું અંગત કરતો નથી, પણ મને લાગે છે તે આ છે કે આજે જે રીતે દુનિયા ગતિ કરી રહી છે, અને જે રીતે અર્થરચના નિર્માણ થઇ રહી છે, તે જોતાં સોનાના અને ચાંદીના રોકાણોને લીધે ઘણી મોટી રકમની બચત થવા પામી છે.

પ્ર. દે : આજે તો આવી પરિસ્થિતિ છે.

પુ. હા. : હું સોના–ચાંદીના રોકાણનો પક્ષ કરતો નથી પણ આપ જાણો છો તેમ જેમણે સોના–ચાંદીમાં રોકાણ કરેલ છે. તેઓ કુશળ વ્યાપારી તરીકે પુરવાર થયેલા છે.

પ્ર દે. : કેટલાક ટ્રસ્ટીઓ ખાનગી પેઢીઓમાં ટ્રસ્ટનાં નાણાંનું રોકાણ કરે છે અને એમ કરવાથી તેમને વધારે વ્યાજ મળે છે એવું કારણ તેઓ આગળ ધરે છે. આ પ્રકારના રોકાણ વિષે આપ શું ધારો છો?

પુ. હા. : અંગત રીતે આવા રોકાણો હું પસંદ કરતો નથી.



અભિનંદન—ભાવનગરના મણિયાર લલ્લુભાઇ કેશુરદાસ તથા ગોહીલવાડ શિક્ષા સમિતિના ઉપપ્રમુખ શ્રી વ્રજલાલ ગોકળદાસ વોરાની "સૌરાષ્ટ્ર વ્યાપારી મંડળે મધ્યસ્થ બંદરી સલાહકાર સમિતિમાં પોતાના પ્રતિનિધિ તરીકે નિમણૂંક કરી છે. અમારા આ બંને ગૃહસ્થોને અભિનંદન.

# મહાત્મા શ્રી સરયૂદાસજી.

શેઠ રમણલાલ લલ્લુભાઈ.

મહાત્મા શ્રી ૧૦૮ સ્વામીશ્રી સરયૂદાસજી મહારાજનો જન્મ સંવત ૧૯૦૪ના શ્રાવણ માસમાં જન્માષ્ટમીના પવિત્ર દિવસે પાટડી મુકામે થયો હતો. પૂર્વના સંસ્કારોને લઈને તેમનામાં ગુહાસ્થાશ્રમ પરોપકાર વૃત્તિ, સંતસમાગમ, સંતસેવા વિગેરે જેવી ધાર્મિક ભાવનાઓ હતી અને મંદિરમાં દર્શન કરવા જવું ચકલાને દાણા નાંખવા, આવા કાર્યો તેઓશ્રીને નિત્યકર્મ જેવા હતા પોતાની નાની વયમાંજ તેઓશ્રીએ દીક્ષા લીધી હતી. દીક્ષા લીધા પહેલાં પૂર્વાશ્રમનું નામ ભોગીલાલ હતું તેમણે પાટીદાર જ્ઞાતિમાં ખાનદાન કુટુમ્બમાં જન્મ ધારણ કરી ગૃહસ્થાશ્રમી જીવન સંયમમય, વાસના રહિત, વ્યાપાર ધંધામાં નીતિ અને સત્યના સિદ્ધાંતને જરાએ ઝાંખપ થવા દીધી નહી. ગૃહસ્થાશ્રમી છતાં સંસારત્યાગી મન હતું ધર્મપત્નીએ પરલોક ગમન કર્યું અને નરસિંહ મહેતાના ભજનને યાદ કરી "ભલું થયું ભાંગી જંજાળ" માંની વૈરાગ્યની તીવ્ર ઇચ્છા થવાથી દીક્ષા લીધી અને "ભોગીલાલ"–"સરયૂદાસ" બન્યા



મહાત્મા શ્રી સરયૂદાસજી.

દીક્ષા લીધા પછી મિષ્ટાન્ન ભોજનથી અલગ રહ્યા સાત્વિક ભોજન જ લેતા, સાદા અને સફેત વસ્ત્રોથી દેહને ઢાંકયો.

સંવત ૧૯૨૪ માં અમદાવાદમાં પધાર્યા ત્રણ વરસ સુધી ખડગધારેશ્વર મહાદેવ પાસે, ત્યારપછી સંવત ૧૯૨૭ માં મોટી હમામમાં અને ત્યારપછી પ્રેમદરવાજે દરજીની વાડીમાં જે. સરયૂદાસજીનું મંદિર છે અને જેમાં રામચંદ્રજીની મૂર્તિ પધરાવેલી છે તેમાં રહ્યા. અને ત્યારબાદ મોરલીધર મંતરવાળી જગ્યામાં પોતાનું નિવાસસ્થાન રાખ્યું હતું અને ત્યાંજ કથાનો નિયમિત ઉપદેશ આપતા હતા. કથાના શ્રવણમાં લાભ લેનારાઓની સંખ્યા હજારોની હતી એથી ત્રણ હજાર માણસો તો નિયમિત આવતા કથાની કહેણી રસિક અને ચિત્તને શાંતિ આપનારી હતી જેથી ઘણાંઓના મન પીગળી જતા, ઉપદેશ પણ સરળ અને સચોટ થતો જેથી ઘણાઓના જીવનમાં હૃદય પલટો થઈ ગયો છે અને હજારોનું તેથી કલ્યાણ થયું છે

આ સમયમાં અમદાવાદની જનતા કથા અને મહાત્માઓના ઉપદેશમાં આટલો રસ લેતી નહોતી. મહાત્માશ્રીના કથામૃતથી જનતા કથા રસિક બની અને ધાર્મિક ભાવનાની જાગૃતિ આવી. શ્રવણ કરનારાઓમાંથી કેટલાએક શ્રોતાઓએ તો મહારાજશ્રીના ઉપદેશથી ધંધાની આવકનો અમુક ભાગ જુદો કાઢી ધર્માદા તરીકે વાપરવો શરૂ કર્યો અને ઘણાને એવા પણ અનુભવ થયા કે પોતાની આવકનો અમુક ભાગ આ પ્રમાણે વાપરવાથી તેમની કુલ આવક વધી ગઈ.

મહારાજશ્રી સ્વભાવે નિસ્પૃહી, નિર્મોહી,

અગાધ શાંતિવાળા હતા અને નિરપેક્ષતા, ભગવત્પરાયણતા, સુખદુઃખાદિથી રહિતપણું, નિર્મમત્વ, સમદષ્ટિ, અપરિગ્રહતા, મૃદુ ભાષા, પ્રાણી માત્ર ઉપર દયાભાવ, બે હાથ જોડીને બિલકુલ ધીમે ધીમે ચાલવું દીનતા, વિગેરે અનેક સદ્‌ગુણોવાળું વર્તન પોતે ધરાવતા હતા. ટૂંકમાં મહાન પુરુષોના બધાજ ગુણો તથા લક્ષણો આ મહાન વ્યક્તિમાં હતા. પોતે જિંદગીમાં છબી પડાવી નથી એક છબી પ્રત્યક્ષ દર્શન કરનારે હાથથી દોરેલી છે. પોતે શિષ્યો મૂંડયા નથી તેમજ કંઠી કે મંત્રો આપી ચેલા બનાવ્યા નથી. કોઇ ભાવિક ભક્ત તિલક કે પુષ્પહાર ચઢાવવા આવે તો મોરલીધર ભગવાનને અર્પણ કરવાનું કહેતા. આ બધુ તેઓશ્રીની નિર્મોહિતા અને નિર્મમત્વ બતાવી આપે છે મહારથી આવતી સાત્વિક ભીક્ષા ઉપર પોતાનુ જીવન નિભાવતા અને કોઈનું મન દુભાય નહીં તેવું ભાષણ કદી કરતા નહીં. એક પ્રસંગે ઑપરેશન કરવાનો પ્રસંગ આવ્યો, ડૉકટરે ક્લૉરોફૉર્મ સૂંઘવા જણાવ્યું પરંતુ પોતે દવા સુંઘવા ના પાડી, અને ઑપરેશન કરવાનું કહી પોતે ધ્યાનસ્થ થઇ ગયા. હાલ્યા ચાલ્યા વગર ઑપરેશન થઇ ગયું. આ પરિસ્થિતિ જોઇ, ડૉકટર અને પાસે ઊભેલા વિસ્મય પામી ગયા.

આ દૈવી પુરુષે સંવત ૧૯૬૮ ના કારતક વદ ૩ ના રોજ પરોઢના પાંચ વાગે ધ્યાન મગ્ન થઈ સમાધિ લગાવી અને હંમેશને માટે શાશ્વત શાંતિ લીધી.

આ ત્યાગ મૂર્તિ સંત પુરૂષે પરોપકારમય સંસ્થાઓની પ્રણાલિકા જે શરૂ કરેલી તે આજે પણ જ્ઞાનયજ્ઞ ચાલુ છે. એમની સંસ્થાઓની પરોપકાર પ્રવૃત્તિ એ ભવ્ય સ્મારક પ્રેમ દરવાજે આજે પણ દષ્ટિગોચર થાય છે.



## દીપોત્સવી અંક.

આવતો અંક ખાસ સુશોભિત અને વિદ્વતાભર્યા લેખોથી દીપોત્સવી અંક બહાર પડશે. નવા ગ્રાહક થવા ઇચ્છનારે પોતાનાં નામ તુરત નોંધાવવા કારણકે અમે એ અંકની મર્યાદિત સંખ્યા કાઢવાના છીએ.

પ્રકાશક.

# "આપણી ગોળ પરિષદ્દનું પ્રતિનિધિત્વ"

શ્રી: કેશવલાલ વીરચંદ મહેતા

આજસુધી પરિષદ્દમાં પ્રત્યેક તાલુકાને તેના ૨૫) લાણાદાર ઘરો પૈકી એકના ધોરણે અને (Maximum) વધારેમા વધારે ૭ પ્રતિનિધિ મોકલવાનો હક છે; આ ધોરણ સ્વીકારતી વખતે આપણા વડીલોએ એકજ હેતુ લક્ષમા રાખેલો કે પ્રત્યેક લાણાદારનો અવાજ પરિષદ સુધી પહોંચી શકે.

ત્યારે શું સાચેજ આપણા વડીલોનો ઉપર્યુક્ત હેતુ સચવાય છે ખરો ? તેનો જવાબ આપણે નંકારમાંજ આપવો પડશે અને એ પરત્વે વિચાર કરતાં એમ લાગ્યા વગર નહિ રહે કે સંવત ૧૯૫૩ તે સવત ૨૦૦૪ નથી અને સંવત ૨૦૦૪ તે સવંત ૧૯૫૩ નથી. એ બેની વચ્ચે ૫૦) વર્ષનું વિશાળ અંતર પડેલું છે. એ સમય દરમ્યાન જગતભરમાં ક્રાન્તિનું મોજું ફરી વળ્યું છે અને તેમાંથી આપણે પણ મુક્ત નથી શકયા નથી.

ગોળ અસ્તિત્વમાં આવ્યો ત્યારે આપણામાંના મુખ્યત્વે બધાએ દેશમાંજ વસવાટ કરતા હતા અને કંઇ ને કંઇ ઉદ્યમ કરી પોતાનો જીવન નિર્વાહ સિદ્ધ કરતાં હતા અને સુખી હતા, પરંતુ સમયના વહેવા સાથે તેમા પરિવર્તન થયું. રાજકીય તેમજ આર્થિક કારણોને લીધે છેકજ નાના ગામડાઓમા વસવાવાળાઓ તેનાથી અધિક વસ્તી તેમજ વેપાર ધંધાવાળા શહેરોમાં અને આવા શહેરોવાળા મોટા ઉદ્યોગવાળા શહેરોમાં વસવા લાગ્યા. એના પરિણામ રૂપે આજે આપણે જોઇ શકીએ છીએ કે પોતપોતાનાં વતન છોડી ધંધાર્થે નજીકના તેમજ દૂર દેશાવરોમાં વસંવાટ કરી રહેલી સંખ્યા નાની સૂની નથી. ખુદ મુંબઇમાંજ આપણામાંના આશરે ૬૦૦) ઘરોની સંખ્યા છે. તેમાં કરાચી પાકિસ્તાનમાં જતાં ત્યાંના ભાઇઓ પણ મોટે ભાગે અહિંજ રહેવા આવ્યા છે. એટલે આ બધાનો એકત્રિત આંકડો આપણા ગોળની કુલ વસ્તીનો ચોથો ભાગ મહેજે થાય અને આ ભાઇઓમાના લગભગ બધાએ દેશમાં પોતપોતાના ગામમાં લાણાદારો છે.

આ ભાઇઓ પૈકી કેટલાએ મોટા ધંધાદારીઓ, ઉદ્યોગપતિઓ, વકીલો, ડૉકટરો તેમજ બુદ્ધિશાળી વર્ગ તેમજ શ્રમજીવીઓ પણ છે. આમાંના કેટલાક તો વર્ષો સુધી દેશમાં આવતા નથી અને જે ભાઇઓ પ્રસંગોપાત દેશમા આવતા હોય છે તેઓ જ્ઞાતિના કાર્યપ્રદેશથી વિમુખજ હોય છે. એટલુંજ નહિ, પરંતુ સ્થાનિક લાભોથી પણ વંચિત રહેલા હોય છે આ તો ગૌણ વિષય છે પરતુ બે, ત્રણ કે ચાર, ચાર વર્ષે પરિષદ્દનું મહાઅંમેલન ભરાય ત્યારે તેના પ્રતિનિધિત્વનો સવાલજ વિચારણા માંગી લે છે સ્વાભાવિક રીતે દેશાવરમાં રહેનાર માણસનું માનસ પ્રગતિશીલ હોય છે એટલે આવા ચોથા ભાગના પ્રગતિશીલ માનસની અવગણના કરી ભરાયેલી પરિષદ કેટલાએ જરી પુરાણા વરાંધાઓ પતાવવા સિવાય બિજુ કરી પણ શુ શકે ? ગોળના કાર્યવાહક ભાઇઓ તેમજ સ્થાનિક જ્ઞાતિના આગેવાનો કોઇપણ તેના નૈસર્ગિક હકથી વંચિત રહે એવું ઇચ્છતા ન પણ હોય એ બનવાજેગ છે. છતાં હકીકત એ હકીકત છે એનો ઇન્કાર પણ થઇ શકે તેમ નથી.

જો સાચેજ આપણે વર્તમાનકાળને

અનુરૂપ થવા માગતા હોઈએ અને જ્ઞાતિનો સાચો ઉત્કર્ષ ઈચ્છતા હોઈએ તો પ્રત્યેક તાલુકાવાળાઓએ તેમના પ્રતિનિધિ મંડળમાં એક પ્રતિનિધિ મુંબઈનો દાખલ કરવોજ રહ્યો. વધુ સંખ્યા હોવાને કારણે વધુ પ્રતિનિધિ મોકલવાનો આગ્રહ મુંબઈ ન સેવે એ એની ઔદાર્યતાજ લેખાવી રહી, પરન્તુ પોતાનો ચુંટાએલો એક પ્રતિનિધિ મોકલવાનો આગ્રહ રાખે એ યોગ્યજ છે અને સમયોચિત દુરંદેશીપણું સ્થાનિક આગેવાનો દાખવે એ એટલુંજ યોગ્ય ગણાશે.

તદુપરાંત વિશિષ્ટ સ્થાન ધરાવતા શ્રીમંત ભાઈઓ તેમજ વિદુષી બહેનોને ખાસ નિમંત્રણ આપવું જોઈએ એટલુંજ નહિ, પરંતુ વિદુષી બહેનો પૈકી એકાદી બહેનને તો કાર્યવાહક કમિટીમાં પણ યોગ્ય સ્થાન આપવું જોઈએ જેથી કરીને આ સમન્વયથી પરિષદ્ તેમજ કમિટી સંપૂર્ણ પ્રતિનિધિત્વવાળી બની શકે અને ઇચ્છિત ધ્યેય પ્રાપ્ત કરી શકે.

[ભાઈશ્રી કેશવલાલ લખે છે કે 'મુંબઈ વધુ પ્રતિનિધિત્વ મોકલવાનો આગ્રહ ન સેવે એ એની ઔદાર્યતાજ લેખાવી રહી; પરંતુ બીજી તરફ લખે છે કે દરેક ગામે એક પ્રતિનિધિ તો મુંબઈથીજ મોકલવો જોઈએ. આ પ્રમાણે જો કરવામાં આવે તો અમે માનીએ છીએ કે લગભગ દરેક તાલુકામાંથી ગામને કોઈ ભાઈ મુંબઈ વસતો હોઈ જેટલા તાલુકા તેટલા મુંબઈના પ્રતિનિધિઓ થાય. આ અશક્ય છે હવે તો બેલેટ સીસ્ટમથી પ્રતિનિધિઓની ચુંટણી થવાની હોઈ અમારી તો મુંબઈ વાસીઓને એવી સુચના છે કે ચુંટણી વખતે તે પોતાના તાલુકામાં ઉમેદવારી નોંધાવે અને ચુંટાઈને આવે આથી સાચી જ્ઞાતિહિત ધરાવનાર જરૂર પરિષદમાં આવી શકશે. અગર તો મુંબઈ વસતા ભાઈઓ લાગું નાખી પોતાનું અલગ પ્રતિનિધિત્વ માગે. તંત્રી.



## "પ્રકાશને પડછાયા."

**શ્રી જોયતારામ એમ. ચોકસી વડનગર**—સામાજિક જીવનમાં ધર્મને નામે આજે વહેમ, અજ્ઞાન ને પાખંડ પુજાઈ રહ્યા છે. માનવીમાંથી રહીસહી માનવતા પણ ઓસરી ગઈ છે, તેને કાયદાનાં બંધન બાંધી નહિ શકે; કદાચ રોકે, પણ તેથી સાચી ઉન્નતિ તો ન થઈ શકે ધર્મની ચાલતી માન્યતા ખોખાં થઈ ગઈ છે, કર્મ ને ધર્મનો મેળજ રહ્યો નથી. માનવી શાંતિથી જીવી, બીજાઓને જીવવા દે ને માનવવાદ અપનાવે એજ સાચો ધર્મ છે.

# "શ્રી માતા"નું વર્ણન.

રજુ કરનારઃ—શેઠ રતનલાલ લલ્લુભાઈ.

## મોઢ કુળદેવી શ્રી ભટ્ટારીકા (શ્રી માતા) નું વર્ણન.

પાનુ ૧૧૭:—ત્રિપુરા રહસ્ય માહાત્મ્ય ખંડમેં વર્ણીત કથાઓંકે અનુસાર કામદેવને અપની નિર્વ્યાજ આરાધનાસે "શ્રી માતા" કો પ્રસન્ન કર ઉસસે અનેક દુર્લભ વર પ્રાપ્ત કિયે, ઔર સ્વોપાર્જીત કામરાજ વિદ્યાકે ઉપાસકોંકે લીયે ભી બહુતસી સુવિધાએં પ્રાપ્ત કરા દીં. તબસે હી કામરાજ વિદ્યાકા વિશેષ પ્રચાર હોને લગા.

પાનુ ૧૧૮:—શ્રી વિદ્યાકે લીલાવિગ્રહ તો અનંત હૈ. ત્રિપુરા રહસ્ય માહાત્મ્ય ખંડ તથા બ્રહ્માંડ પુરાણોત્તરખંડ આદિ પુરાણ ઇતિહાસોંમેં મુખ્ય વિગ્રહોંકા પરિગણન ઇસ પ્રકાર હૈ.

(૧) કુમારી—ઇંદ્રાદિદેવોંકે ગર્વ પરિહારકે લીયે "શ્રી માતા" કુમારી રૂપસે પ્રકટ હુઇથી.

(૨) ત્રિરૂપા—કારણ પુરૂષ બ્રહ્મા-વિષ્ણુ ઔર શિવકો ઉનકે અધિકૃત સૃષ્ટિ સ્થિતિ સંહારાત્મક કાર્યોંમેં સહાયતા કરનેકે લીયે "શ્રી માતા" ને વાણી, રમા તથા રૂદ્રાણી શક્તિયોંકો અપને શરીરસે ઉત્પન્ન કર ઉનતીનોંસે ઉનકા વિવાહ કરા દિયા.

પાનુ ૧૧૯ (૩) શિવજીકો જીતનેકી અભિલાષાસે કામદેવને અપની માતા મહાલક્ષ્મીસે ત્રિપુરામ્બાકે સૌભાગ્ય અષ્ટોત્તર શતનામ સ્તોત્રકા ઉપદેશ પ્રાપ્ત કીયા. મંદરાચલકી ગુહામેં બૈઠકર ઉસને આરાધના આરંભકી, કુછ દીન બાદ ત્રિપુરામ્બાને પ્રસન્ન હોકર સ્વપ્નમેં કામદેવકો અત્યંત ગુપ્ત પંચદશી વિદ્યાકા ઉપદેશ દીયા. દિવ્ય વર્ષત્રયતક કામદેવને એકાગ્રભાવસે "શ્રી માતા" કી આરાધના કી. ભગવતીને પ્રસન્ન હોકર પ્રત્યક્ષ દર્શન દીયા. "હે કામ! આજસે તુમ અજેય હુએ." એસા કહકર "શ્રી માતા" ને અપને ધનુઃ શરોંસે ધનુઃસર ઉત્પન્ન કર કામદેવકો દીયે.

પાનુ ૧૧૯ (૯) દુર્ગા—મહિષાસુરકો મારનેકે લિયે મહાલક્ષ્મી દુર્ગારૂપમેં "શ્રી માતા" ને અવતાર ગ્રહણ કીયા. યહ કથા સપ્તશતીકે મધ્યમ ચરિત્રમેં પ્રસિદ્ધ હૈ

પાનુ ૧૨૭ (૧૦) ..ઇસ પ્રકાર ભંડ દૈત્યસે ત્રસ્ત હોકર ઇંદ્રાદિદેવોંને ગુરૂકી આજ્ઞાનુસાર હિમાલયમેં ત્રિપુરાદેવીકે ઉદ્દેશ્યસે તાંત્રિક મહાયાગ કરના આરંભ કીયા. અંતીમ દિન યાગ સમાપ્ત કર જબ દેવલોક "શ્રી માતા" કી સ્તુતિ કર રહેથે, પ્રતિનેહીમેં જ્વાલાકે બીચસે મહાશબ્દપૂર્વક અત્યંત તેજસ્વી ત્રિપુરામ્બા પ્રાદુર્ભૂત હુઇ. ઉસ મહાશબ્દકો સુનકર તથા ઉસ લોકોત્તર પ્રકાશ-પુંજકો દેખકર ગુરૂ બ્રહસ્પતિકે સિવા સબ દેવલોગ બધિર તથા અંધ હોતે હુએ મૂર્છિત હો ગયે. ગુરૂ તથા બ્રહ્માએ હર્ષ ગદ્‌ગદ્ સ્વરસે "શ્રી માતા" કી સ્તુતિ કી. "શ્રી માતા" ને પ્રસન્ન હોકર ઉનકા અભિષ્ટ પૂછા. ઉન્હોંને ભી ભંડાસુરકી કથા સુનકર ઉસકે નાશકી પ્રાર્થના કી

× × ×

ઉસકે બાદ "શ્રી માતા" ને દેવોંકી પ્રાર્થનાકે અનુસાર શ્રી ચક્રાત્મક રથપર આરૂઢ હોકર ભંડ દૈત્યકો મારનેકે લિયે પ્રસ્થાન કીયા. મહા ભયાનક યુદ્ધ હુવા, "શ્રી માતા" કે કુમાર

શ્રી મહાગણપતી તથા કુમારી બાલામ્બાને ભી યુદ્ધમેં અદ્ભુત પરાક્રમ દિખાયા.

“શ્રી માતા” કી મુખ્ય દો શક્તિયાં (૧) મંત્રિણી રાજ “માતંગીશ્વરી” (૨) દંડિની વારાહી ઔર ઇતર અનેક શક્તિયોંને અપને પ્રબલ પરાક્રમકે દ્વારા દૈત્ય સૈન્યમેં ખલબલી મચા દી અંતમેં બડી મુશ્કિલસે જબ “શ્રી માતા” ને મહાકામેશ્વરાસ્ત્ર ચલાયા, તબ સપરિવાર ભંડદૈત્ય (ભંડાસુર રાક્ષસ) મારા ગયા દેવોકા ભય દૂર હુવા.

યહ કથાકા સંક્ષેપ હૈ. વિશેષ જીજ્ઞાસુઓંકો ત્રિપુરા રહસ્ય માહાત્મ્ય ખંડ દેખના ચાહીયે.

શ્રી માતા પ્રીયતામ્..

કલ્યાણ શક્તિ અંક ઉપરથી.

---

## — ગ્રાહકોને —

આ અંકથી આપણું માસિક ૩૧ વર્ષ પુર્ણ કરે છે, એ પ્રભુની કૃપા અને ગ્રાહકો અને જ્ઞાતિબંધુઓની આ સંસ્થા તરફ શુભેચ્છા અને લાગણીનું પરિણામ છે. નવા વર્ષ માટે ગ્રાહકો ચાલુ રહે અને પોતાથી બનતા નવા ગ્રાહકો મેળવી આપે એવી અમારી તેમના પ્રત્યે પ્રાર્થના છે. આ મોંઘવારીના સમયમા ગ્રાહકો જાણે છે તે પ્રમાણે તમામ માસિકો, અઠવાડિકો અને દૈનિક પત્રોએ પોતાનાં લવાજમ લગભગ બમણાં કર્યાં છે. આપણું એકજ માસિક એવુ છે જેણે કદમાં ઘટાડો કર્યો નથી અને લવાજમ બીલકુલ વધાર્યું નથી. છપાઇ અને કાગળના ભાવ પાંચ સાતગણા વધવા છતાં ચાલુ લવાજમથી માસિકનો ખર્ચ નભાવવો તે તદ્દન અશક્ય નહિ તો મુશ્કેલ તો છેજ; પરંતુ ગ્રાહકોની સહાય કરવાની વૃત્તિ અને ઉદાર જ્ઞાતિબંધુઓની મદદને લીધેજ અમે અત્યાર સુધી નભાવ્યુ છે હજુએ નજીકના ભવિષ્યમા વખત સુધરે તેમ લાગતુ નથી તેથી ગ્રાહકોને અમારી આગ્રહભરી વિનંતિ છે કે અમારી નાતિ લક્ષમા લઇ પોતાથી બને તેટલુ વધુ લવાજમ મોકલી આ સંસ્થાને સહાય કરે.

દરેક ગ્રાહક જાણે છે કે વી. પી. કરવામાં અમને ભારે તકલીફ પડે છે. પોસ્ટઓફીસ રોજના માંડ ૨૦ વી. પી. સ્વીકારે છે, વળી દરેક વી. પી. રજીસ્ટર કરાવવું પડે છે, એટલે તેના ઉપર ચાર આનાની વધુ પોસ્ટેજ લાગે છે. તેટલો ખર્ચ બચાવવાને અને અંક વહેલો મેળવી શકાય એટલા માટે ગ્રાહકોને અમે આગ્રહપૂર્વક વિનવીએ છીએ કે મોડામાં મોડું દેવદીવાળી સુધીમાં પોતાનુ લવાજમ મોકલી આપે. લવાજમ મોકલતી વખતે મનીઓર્ડરના કુપનમાં ગ્રાહક નંબર તથા પુરેપુરૂં સરનામુ લખવા ભૂલવું ન જોઇએ.

ગ્રાહક ન રહેવા ઇચ્છનાર ભાઇ મહેરબાની કરી બે પૈસાનો પોસ્ટકાર્ડ લખી અગાઉથી અમને જણાવે જેથી અમને નાહકનો વી. પી. ખર્ચ ન લાગે અને અંક ન બગડે. કૃપા કરી આટલી ફરજ જરૂર બજાવે.

તા. ૧૪-૧૧-૪૮ સુધીમાં જેમનુ લવાજમ અમને નહિ મળ્યું હોય તેમને માસિક વી. પી થી મોકલવામાં આવશે, જે મહેરથી સ્વીકારી લેવા વિનતિ છે.

દરેક ગ્રાહક ઓછામાં ઓછો એક ગ્રાહક મેળવી આપે તો સહેજે ગ્રાહક સંખ્યા બમણી થાય. આટલી આશા વધુ પડતી છે ?

ગોરધનદાસ અમીચંદ મણિયાર.

# —ઘુમટો અમર રહો— એક કટાક્ષ લેખ ...

## "લાજ અને પડદા–પદ્ધતિની આવશ્યકતા."

શ્રીયુત હરિન્ બી. પરીખ–ખાર.

(તા. ૧૨ મી માર્ચ શુક્રવારે બપોરના રેડીઓ પરના સ્ત્રીઓના લાજ–ઘુમટાને નાબુત કરાવવા વિષેના રસિક સંવાદથી પ્રેરિત....)

જ્યાં સ્ત્રીને સ્વતંત્રતા વધારેમાં વધારે અપાય છે અને જ્યા સ્ત્રી અને પુરુષ એમ 'બે ભિન્ન જાતિ' એવી લક્ષ્મણરેખા જેવી વસ્તુજ નથી એ પાશ્ચાત્ય દેશોની ભિતરમાં શું ચાલી રહ્યું છે તે જોયા કે જાણ્યા વિના માત્ર તેઓના રિતરિવાજ અને રૂઢીઓનું અંધ અનુકરણ કરીને તેને સુધારો કે ક્રાંતિ માની બેસવું એના જેવી મુર્ખાઇ બીજી કઇ હોઇ શકે ?

અફસોસની વાત છે કે આપણી પ્રાચીન પ્રણાલિકાઓ, રૂઢીઓ અને પદ્ધતિઓને વખોડી કહાડવામાં અને તેના પ્રણેતાઓને સડેલા વિચારના કહી હસી કાઢવામાંજ આજકાલ ડહાપણ અને હોશિયારી મનાઇ રહ્યાં છે.

આપણા બાપદાદાઓ, આપણા વડવાઓ, આપણા પ્રાચીન કાળના ઋષિમુનિઓ, દૃષ્ટાઓ અને આપણી સર્વસ્વ સંસ્કૃતિ–સંસ્કારો–રીત રિવાજો અને પ્રણાલિકાઓના સૃષ્ટાઓ કાંઇ અક્કલ–વિહોણા કે ભેજા વગરના બુધ્ધુઓ નહોતા કે ન હતા તેઓ મૂરખ અમર બણુચકો. તેઓની દીર્ઘદ્રષ્ટિ, વિચાર અને કલ્પના શક્તિ અને વિવેક બુદ્ધિ તો જગતભરમાં અજોડ ગણાઇ છે, માનવામાં આવે છે... અને રહેશે એ વાત નિ:શંક છે.

"વડીલોની આમન્યા, લાજ, શરમ" એ તો આપણી જુની ભારતીય સંસ્કૃતિનો મુદ્રાલેખ "વડીલ" અને "આમન્યા" એ બે શબ્દ–સ્તંભો પર તો આપણી આખીએ આર્ય સંસ્કૃતિ અડીખમ ઉભી છે. એ શબ્દો બાદ કરો એટલે આપણી સંસ્કૃતિની હદ ખલાસ. એ શબ્દો એટલે અથ અને ઇતિ. આપણુ સંસ્કૃતિના ..

એવી આપણી વિશ્વખ્યાત સંસ્કૃતિના મૂળભૂત પાયાંના પ્રતિક સમી લાજ–મર્યાદા "ઘુમટો" પડદા પ્રદ્ધતિને આપણે ત્યજવા તૈયાર થયા છીએ તે વખતે હું તેની સામે લાલબત્તી ધરૂં છું અને એ રિવાજ જાળવી રાખવાની યથાશક્તિ હિમાયત કરૂં છું.

આપણા સમાજની સર્વોત્તમતા પડદા પદ્ધતિના અસ્તિત્વમાંજ છે અને તેની ખરી ઉન્નતિ અને પ્રગતિ પણ એ લાજના રિવાજનો સખ્ત રીતે અને સ્વેચ્છા પૂર્વક અમલ કરવામાંજ રહેલી છે એ વાત નીચે મેં રજુ કરેલી કેટલીક નક્કર હકીકતો જાણ્યા પછી સ્વીકાર્યા વિના છુટકોજ નથી.

પ્રથમ અને સર્વજન સ્વીકૃત વાત તો એ છે કે પડદા પદ્ધતિથી સ્ત્રીનું રૂપ ખીલે છે. સૂર્યના તાપ આદિ બાહ્ય આબોહવાથી સદા ઢંકાયા રહેતા શરીરના અંગો હંમેશાં ગોરા હોય છે. આજના બુદ્ધિ પ્રધાન જમાનામાં આ વૈજ્ઞાનિક સત્યની સામે કોઇથી કંઇ પણ દલીલ થઇ શકે તેમ નથી. એટલે એક વાત તો સ્વતઃસિદ્ધ થઇ જાય છે કે પડદામાં રહેતી બધી સ્ત્રીઓ અપ્સરા સમી ગોરી સ્વરૂપવાન

હોય છે. ગાંધી સુદી સવા લાખની એ હિમાળે રૂપ ન હોય એવી સ્ત્રીને પણ પડદાની ખાસ જરૂરીઆત છે.

પડદા પદ્ધતિથી સ્ત્રીને મોઘ ઘર્મ વીર અથવા ઘણીાગ એહાનનો ખદુ લાભ મળે છે જેના પોતાની બુદ્ધિ અને મનને મનન કે ચિંતન દ્વારા વિકસાવી શકે છે.

પડદામાં હોવાથી સ્ત્રીઓનાં હરણ કરનાર તે અંદર રહેલ અબળાને વિદ્યુત જેવી શક્તિ શાળી ધારી લેવાથી સ્ત્રીના મારે ઉપાડી જવાની એકદમ હિંમત ચાલતી નથી. ઉદાહરણ રૂપે પડદાનશીન કરતા પડદા વગરની સ્ત્રીઓના અપહરણો વધારે થયેલા હોય છે એ વાત આપણાથી ક્યાં અજાણી છે? સીતા, સુભદ્રા, રૂકમણિ, સંયુક્તા ઇત્યાદિ અનેક સ્ત્રીઓ પડદા પદ્ધતિમાં માનતી ન હોવાથી તેમના અપહરણો થયેલાં એમ ઇતિહાસ અને તીઓને વરાવી દઇ શકાય છે. આ રીતે પડદાથી માબાપને પણ કોઇવાર લાભ મળી જાય છે.

"ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ" એ પવિત્ર શાસ્ત્ર વાક્યનું માહાત્મ્ય પણ અણુજ મરણીતા પૂર્વક લાજ-ઘુમટાના રિવાજથી જળવાઇ રહે છે

પતિને પણ પોતાની પત્ની આખો દિવસ પડદાનશીન રહેતી હોવાથી દિવસ આખામાં ભાગ્યેજ જે સોદામણું રૂપ જોવા મળતું હોય તે જ્યારે એકાંત અને લાગ મળતાં જોવા મળે ત્યારે નિત્ય નવું અને તાજું લાગે અને આ રીતે પતિ-પત્નીના પ્રેમની તીવ્રતા અને બંનેને એક બીજાના મિલનની ઉત્કંઠા પડદા પદ્ધતિથી આબાદ અને અખંડિત રીતે સચવાઇ રહે છે.

કહેવામા આવે છે કે પડદાના [illegible]

અજ્ઞાનાનેજ પિંજરમાં રખાય છે. બકરી ઘેંટું કે ગાય ભેંશ તો છૂટાજ ફરેછેને! એટલે આ બાબતમાં તો સ્ત્રીએ જાતેજ પોતાને અબળા ન કહેવરાવતા સબળા રહીને પીંજરામાં પુરાવાનું જ પસંદ કરવું જોઇએ. અને આગળ વધતાં વિચારોમાં પોતાની માનહાનિ સમજીને પડદા પદ્ધતિ નાબુદ ન થાય એટલા માટે જેહાદ જગાવવા કટીબદ્ધ થવું જોઇએ.

આપણા સમાજની ખરી ઉન્નતિ પડદા પદ્ધિતિના અસ્તિત્વમાંજ છે.

સ્ત્રી જો પડદામાં કે ઘરમાંજ રહે (કે જ્યાં તેઓ શોભે) તો પુરૂષને બહારનું રાજકિય, સામાજિક વગેરે ક્ષેત્ર ખેડવાનું મળે, જે કામ સ્ત્રીની ડખલગીરી અથવા તો હાજરીથી સારી રીતે નજ થઇ શકે એ દેખીતી વાત છે. જ્યાં સ્ત્રી અને પુરૂષ 'પડદા નહિ હોવાથી' સાથે રહીને એકજ ઓફીસ કે પેઢીમાં કામ કરે છે અથવા તો કરતાં હોય છે ત્યાં પુરૂષ અને સ્ત્રી બંનેનો સમય ખોટી વાતો અને સ્ત્રીના ખોટા પરાક્રમો "સાંભળવામાજ વ્યતિત થાય છે. આ રીતે પુરૂષ બરાબર ઓફીસનું કામ કરી શકતો નથી. બેધ્યાન હોવાથી એકે સારી રીતે સફળ ન થાય એ દેખીતું છે.

પડદા પદ્ધતિથી સ્ત્રીઓમાં અમુક જાતના ખાસ ગુણો ખીલે છે. જેવા કે વિચાર શક્તિ, સહનશીલતા, એકાન્તપ્રિયતા. પરપુરૂષો જોડે સહવાસમાં આવવાના અસંભવને લઇને શેખી કે બડાઈ મારવાની તેમની સ્વાભાવિક ટેવ ધીરે ધીરે ઓસરતી જાય છે. કામમાં એકાગ્રતા રહે છે. આને લીધે કાર્ય દીપી નીકળે છે. સાસુ-નણંદ ઇત્યાદિના ઠપકા ઓછા સાંભળવા પડે છે અને ગૃહ વ્યવસ્થામાં કુશળ બની જાય છે.

પર પુરુષોના સહવાસમાં આવવાની બિલકુલ મનાઇ હોવાથી અને બીજા માણસોના પરિચયમાં પણ બહુ નહિ આવવાથી પોતાના પતિનેજ પરમેશ્વર, સર્વ શક્તિમાન અને સર્વસ્વ માનવાની અને જગતના બીજા બધાંના કરતાં આવા શકિતશાળી પતિ મેળવવા ભાગ્યશાળી થયા જાણી પોતાની જાતને ધન્ય માને છે એટલે જીવનમાંથી અસંતોષ પ્રગટવાને કોઇ કારણ રહેતું નથી અને આથી છુટાછેડા, અનાચારો, ગૃહ કલેશ, મેણાટોણા, ઇ૦ ગૃહસ્થાશ્રમનો નાશ કરી નાંખતા બનાવો નાશ પામે છે.

આમ બુદ્ધિપૂર્વક વિચાર કરતાં અને લાજ ઘુમટાથી થતા લાભ હાનિને સરખાવી જોતાં મન કબુલ કરશે કે આપણાં જુના રિવાજો કાંઇ ખોટા ન હતાં. અને સ્વચ્છંદતાને માર્ગે અને ફેશનની રાહે પરવરતી આજના યુવતીને જો પ્રાચીન આર્યનારીનું ગૌરવ પ્રાપ્ત કરવું હોય, આર્ય સ્ત્રીના ઓજસ, પવિત્રતા અને ચારિત્ર્ય ફરી પાછાં મેળવવાં હોય તો ન છૂટકે લાજ ઘુમટાની હિમાયત કરી, આપણા એ પ્રાચીન વારસા હકને અવિચળ અને અમર રાખવાજ પ્રયત્નશીલ રહેવાની હું ભારપૂર્વક ભલામણ રજુ કરૂં છું.

લાજ મર્યાદા એ સ્ત્રીઓનું ભૂષણ છે. અને એ લાજ ઉખેડી નાંખવા મથતા પરિબળોનો મનસા, વાચા, કર્મણા સર્વ સામનો કરવો એ સ્ત્રીઓનો જન્મ સિદ્ધ હક્ક છે.

જય હિંદ...! — અસ્તુ —

જન્મ—ચરાડવા (હાલ ઝરીયા) ના રા. ચીમનલાલ ડાહ્યાલાલ મણિયારને ત્યાં પુત્ર જન્મ તા ૧૬–૯–૪૮.

# કોંગ્રેસ સમાચાર.

તા. ૯-૯-૪૮ ના રોજ રાજકોટ મુકામે કાર્યવાહક કમીટી બેઠી થઈ હતી તેમાં નીચે મુજબ કામકાજ થયેલ છે.

૧ સોળ મેમ્બરોમાંથી બાર મેમ્બરો હાજર હતા ને ચાર ગેરહાજર હતા.

૨ બેન લીલાવતીના કેસ માટે શીહોર મહાજનની હકુમત હોઈ તે કેસ શીહોર મહાજનને પાછો મોકલવાનો ઠરાવ થયેલ છે.

૩ જામનગરવાળા જમનાદાસ નથુભાઈની અરજી બાબત - કાર્યવાહક કમીટીને કંઇ અધિકાર નથી તેમ ઠરાવ કરેલ છે.

૪ જામનગરવાળા રામદાસ કાલિદાસની અરજી બાબત કાર્યવાહક કમીટીને કંઇ અધિકાર નથી તેમ ઠરાવ કરેલ છે.

૫ જોડીયાવાળા કોઠારી નરભેરામ દેવજીની અરજીમાં સ્ટેટમેન્ટ લેવામા આવેલ અને તેમને ગોળમાં ભેળવવામાં આવેલ છે.

૬ જોડીયાવાળા કોઠારી હરિભાઈ ગીરધરલાલની અરજી બાબત સ્ટેટમેન્ટ લેવામા આવેલ છે અને તેમને ગોળમાં ભેળવવામાં આવેલ છે.

૭ લખતરવાળા માકલચંદ ઝવેરચંદની અરજી બાબતમાં લખતર મહાજનને પુછાવવા ઠરાવ થયેલ છે.

૮ બાઈ જીવી લીંબડીવાળા બાઈના કામમાં આગળ ફેંસલો થઈ ગયેલ છે જેથી હવે કાંઈ કરવાપણું રહેતુ નથી એમ ઠરાવેલ છે.

૯ કલમ ૯ A માં દર પરિપત્રે રૂા. ૧૦) સ્થાનિક મહાજને આપવા તે બાબત સુધારો કરવા માટે લખી નાખવામાં આવેલ છે.

૧૦ ધોળકા માટે પેટા કમીટી નીમવામાં આવેલ છે ને તે કમીટીએ તા. ૨૩-૧૦-૪૮ ના રોજ તપાસ કરવા માટે ધોળકા જવાનું ઠરાવેલ છે.

૧૧ રા. રા. ગુલાબચંદ દામોદરદાસની સુચનાઓ ધ્યાનમાં લેવામાં આવી છે.

૧૨ બાઈ પુષ્પાગવરી પરભુદાસ માટે રાજકોટ મહાજનને લખવા ઠરાવ થયેલ છે.

૧૩ વીરમગામ બાબત પેટા કમીટી નીમવામાં આવી છે પરંતુ તપાસ કરવા જવા માટેની મુદત હજુ મુકરર કરવામાં આવેલ નથી.

૧૪ વિધવા સહાયક કમીટી નીમવામા આવેલ છે ને તેનો વહીવટ કાર્યવાહક કમીટીએ કરવાનુ ઠરાવેલ છે, સ્થાનિક મહાજનને આ બાબે એક ફંડ તાત્કાલિક ઉભુ કરવા વીનંતિ કરવામા આવેલ છે ને તે ફંડના રૂા. હળવદ ઓ. જ. સેક્રેટરીને મોકલવા. ડેપ્યુટેશને (કમીટીએ) તાલુકામાં ફરીને ફંડ ઉભુ કરવાનું છે હાલ જે ફંડ છે તે ઓ. જ. સેક્રેટરી મલુકચંદ મોતીચંદ ગાંધીએ સંભાળી લેવું. તે રકમ પ્રમુખ સાહેબ તથા ઓ. જ. સે ના નામ ઉપર બેંકમા રાખવી. તેઓએ અરજીઓ માંગી તે મંજુર કરી યોગ્ય રીતે રકમો આપવી તેમ ઠરાવેલ છે.

૧૫ સુરેન્દ્રનગર શ્રી મોઢ જ્ઞાતિ મોટા-તડ તરફના કાગળ રા. રા. શાંતિલાલભાઈ પાસેથી મંગાવી યોગ્ય કરવાનો ઠરાવ થયેલ છે.

૧૬ સુરેન્દ્રનગરની જ્ઞાતિના ધારા માટે તથા ચોપડીઓ મોકલવા માટેનો ઠરાવ થયેલ છે.

૧૭ રાજકોટ મહાજને આવેલ કમીટીના મેમ્બરોની ખુબ ખંત ને હોંસથી આદર-સત્કાર કરેલ છે તે બદલ કમીટી તેની આભાર સાથે ખાસ નોંધ લે છે.

**વકીલ મલુકચંદ મોતીચંદ ગાંધી**
ઓ. જ. સેક્રેટરી
હળવદ.

# કોંગ્રેસ વિધવા સહાયક ફંડ.

આ કાર્યવાહક કમીટીની રાજકોટ મુકામે ભરાયેલ આજની સભા હાલની અસહ્ય મોંઘવારી તથા જીવનની જરૂરીયાતોની અસહ્ય તંગી જોતા ઠરાવે છે કે:—

(૧) આપણા ગોળમાં નિઃસહાય વિધવાઓની કરૂણ સ્થિતિમાં તેમને રાહત આપવા માટે એક મધ્યસ્થ વિધવા સહાયક ફંડ માટે ફાળો કરવાની ખાસ જરૂરિયાત જુએ છે અને તેટલા માટે આ બાબતમાં એક ફાળો એકઠો કરવા ઠરાવે છે.

(૨) આ ફંડનો વહીવટ કાર્યવાહક કમીટીએ કરવો.

(૩) સ્થાનિક મહાજનોને આ બાબે એક ફંડ તાત્કાલિક ઉભું કરવા આ સભા વીનંતિ કરે છે. અને જે ફંડ આવી રીતે એકત્ર થાય તે ફંડ કાર્યવાહક કમીટીના સેક્રેટરીને મોકલી આપવા આગ્રહભર્યું કરે છે.

(૪) આ કમીટી નીચે જણાવેલ ૭ ભાઈઓનું એક ડેપ્યુટેશન દરેક તાલુકામા ફરીને એક ભંડોળ ઉભુ કરવા માટે નીમે છે તેથી તેઓએ સાથે અથવા બબ્બે જણાની ટુકડીઓ થઈને તાલુકામાં ફરીને ફંડ ઉભુ કરવાનું છે.

ડેપ્યુટેશનના ભાઈઓના નામ.

(૧) શ્રીયુત જોગીલાલ નાનાલાલ પારેખ
(૨) ,, શાંતિલાલ મણીલાલ વડોદરીયા
(૩) ,, જેઠાલાલ લઘુભાઈ
(૪) ,, પુરશોતમદાસ મહાદેવભાઈ
(૫) ,, ઠાકોરલાલ ભાઈચંદભાઈ
(૬) ,, કેશવલાલ બાલુભાઈ

(૫) વિધવા સહાયક ફંડની સિલક હાલ છે તે કાર્યવાહક કમીટીની વતી ઓ. જ. સેક્રેટરીએ સંભાળી લેવી અને આ રકમ શેઠશ્રી સુખલાલભાઈ ઝવેરભાઈ તથા શ્રી લલ્લુભાઈ કીશોરદાસ એમ બન્ને જણા પાસે છે તેમની પાસેથી સંભાળી લેવી અને તે રકમ પરીષદના પ્રમુખશ્રી અને ઓ. જ. સેક્રેટરીના નામ ઉપર બેંકમાં રાખવી. તેઓએ અરજીઓ માંગી તે મંજુર કરી મદદ આપવા યોગ્ય કરવું.

(૬) આ ફંડમાંથી મદદ મેળવવા માટે અરજીઓ ઓ. જ. સેક્રેટરીના નામે કરવી

**ગાંધી મણુકચંદ મોતીચંદ વકીલ.**
ઓનરરી જનરલ સેક્રેટરી,
મોઢ ગોળ પરિષદ
ઠે દંતેશ્વરના દરવાજે—મુ. હળવદ.

---

## ઉદ્યોગ અને હિંદી સરકારના પુરવઠા ખાતાના પ્રધાન ડૉ. શ્યામપ્રસાદ મુકરજીના સ્વાગત સમારંભમાં મીલમાલેક મંડળના પ્રમુખ શેઠ રમણલાલ લલ્લુભાઈનું

## — નીવેદન. —

હિંદી સરકારના ઉદ્યોગ અને પુરવઠા ખાતાના પ્રધાન ડૉ. શ્યામપ્રસાદ મુકરજીના તા. ૨૬ મી સપ્ટેમ્બર રવિવારના રોજ મીલમાલીક મંડળ તરફથી થયેલા સ્વાગત દરમ્યાન મીલમાલીક મંડળના પ્રમુખ શેઠ રમણલાલ લલ્લુભાઈએ નીચે મુજબ ભાષણ કર્યું હતું.

અમદાવાદ મીલમાલીક મંડળના સભ્યો અને મારા તરફથી હું આપનું ઘણુંજ ઉમળકાભર્યું સ્વાગત કરું છું.

મધ્યસ્થ સરકારના ઉદ્યોગ ખાતાના પ્રધાન, મુંબઈથી બીજા નંબરે દેશનું સૌથી મોટું કાપડ ઉત્પાદન કેન્દ્ર છે એવા આ ઐતિહાસિક શહેરની મુલાકાતે આવ્યા હોય એ ઘણુંખરું આ પ્રથમ બનાવ છે.

અમે જાણીએ છીએ કે આપણા હિંદી સંસ્થાનને અતિ અગત્યના એવા અનેકવિધ પ્રશ્નોનો સામનો કરવાનો છે અને કુદરતી રીતે તમારી પર અનહદ ચિંતાઓ અને ઉપાધિઓ હશે તેથી કરીને આ કેન્દ્રની સામાન્ય અનેકવિધ મુશ્કેલીઓનો હું ઉલ્લેખ નહિ કરું, પરંતુ તમારી રજા સાથે હું અમુક મુદ્દાઓની સ્પષ્ટતા કરવા પુરતો મર્યાદિત રહીશ. હું એક વસ્તુની સ્પષ્ટતા કરવા માગું છું કે હું આ ફરિયાદના જુસ્સાથી કહેવા માંગતો નથી, પરંતુ આપે જે અત્રે પધારી અમને તક આપી છે તેનો લાભ લઈ અમે આશા રાખીએ છીએ કે અમારી રજુઆતને જે ઇરાદામાં રજુ કરવામાં આવી છે તે જુસ્સાને આવકારવામાં આવશે.

### ઉદ્યોગને બદનામી વહોરવી પડી.

એ યાદ રાખવું જોઈએ કે સરકારે કાપડનો અંકુશ ઉઠાવી લેવાના તેમના નિર્ણય પહેલાં ઉદ્યોગ સાથે મંત્રણાઓ ચલાવી હતી. તેમને માહીતી છે તે મુજબ અમારા પ્રતિનિધિઓએ કાપડના અંકુશ ઉઠાવી લેવા સામે સરકારને સલાહ આપી હતી અને એ પણ જણાવ્યું હતું કે કાપડ અંકુશ ઉઠાવી લીધા પછી તરતજ ભાવો થોડા વખત સુધી ઊંચા રહેશે એમ છતાં પણ કાપડનો અંકુશ ઉઠાવી લેવાનું નક્કી કરવામાં આવ્યું અને ભાવો વધી ગયા

આ બાબતમાં વ્યાજબી રીતે જવાબદારીનો કોઈપણ હિસ્સો ઉદ્યોગને લાગુ પાડી શકાય નહિ. આપ સાહેબ એમ પણ સારી રીતે જાણો છો કે અમારા ઉદ્યોગે સરકારની દરેક માંગણીનો સંપૂર્ણપણે અને ખરા હૃદયથી પ્રત્યુત્તર વાળ્યો છે અને હાલમાં પણ સરકાર જે કાંઈ નક્કી કરે તે જાતની નીતિ અપનાવવા અમે ખુશી છીએ પરંતુ સાહેબ, અમારા ઉદ્યોગને જે વસ્તુ સાથે સંબધ નથી તે બાબતમાં ઉદ્યોગને બદનામી વહોરવી પડે તે વ્યાજબી નથી. કારણકે ઉદ્યોગ પાસેથી સરકાર ઇચ્છે તેવા સંજોગો હેઠળ દેશ માટે કાપડ અને સુતરનું ઉત્પાદન કરવું જોઈએ તેવી આશા રાખી શકાય.

ઉપરની બાબતમાં હું તમને દર્શાવવાની

તક લઉં છું કે કાપડ અંકુશ ઉઠાવી લેવાનો પ્રથમ પ્રત્યાઘાત ભાવના ઉછાળામાં પરીણમ્યો હતો પરંતુ આપ સાહેબને જરૂર ખ્યાલ હશે કે ભાવમાં ઉછાળો આવવાનું કારણ મુખ્યત્વે સટ્ટાખોરી પ્રવૃત્તિ હતી અને આમ થવાના કારણોમાં નવા વર્ગના વહેપારીઓનો પ્રવાહ, નિરાશ્રીતો, હિંદની બહાર કાપડની મોટા દાણચોરી અને વાહન વહેવારની મુશ્કેલીઓ વગેરે કારણો હતા. પરીણામે દેશાવરોમા કાપડની સખ્ત તંગી ઉત્પન્ન થવાને લીધે દેશાવરના વહેપારીઓએ ઉંચા ભાવો આપ્યા હતા. જો કે આ બધા ભાવો તમામ જાતોને લાગુ પડતા નહોતા, પરંતુ કેટલીક જાણીતી જાતોમાં આમ બનવા પામ્યું હતું અને ખરૂં જોતા કેટલીક જાતોમા તો જાન્યુઆરીના ભાવો પણ મેળવવાનુ કેટલીક મીલો માટે મુશ્કેલ બન્યુ હતું. આ ઉપરથી માલુમ પડશે કે સરકારને ઉતારી પાડવામાં ઉદ્યોગને રસ નથી આમ હોવા છતાંય બીનમાહીતગાર વર્તુળોમાંથી બૂમ-બરાડા ચાલુજ હતા. ઉદ્યોગે પરિસ્થિતિની રજુઆત કરવાનો પ્રયાસ કર્યો હતો અને સરકારની મરજી મુજબ અમારૂં સમગ્ર ઉત્પાદન રજુ કરવાની અમારી ખ્વાહેશની અમે ઓફર કરી હતી અને સરકાર જે કાંઇ નીતિ દાખલ કરે તે નીતિ અપનાવવા અમે ખુશી દર્શાવી હતી. સાથે સાથે મીલો ખાતે પોલીસ ચોકીયાતો મુકવાનું કાર્ય અમને નાખુશ લાગતું હોવા છતાંય અમને ચોક્કસ લાગે છે કે ઉત્પાદન દબાવવામાં આવ્યું હતું તેવા બીનપાયાદાર આક્ષેપને આ પગલાંથી પુષ્ટી મળી શકે તેમ છે. સરખામણી કર્યેથી એ તરતજ શોધી કાઢી શકાશે કે આવી શંકા માટે ખરેખર કોઇ ભૂમિકા નહોતી એ પણ નોંધવું જોઇએ કે બીજા કેન્દ્રોની સરખામણીમાં ૧૯૪૨ અને તે પછીના એક બે વર્ષો દરમિયાન કે જે વખતે મીલો બંધ રહેવા પામી હતી તે સિવાય અમદાવાદે પોતાનું ઉંચું ઉત્પાદન સળંગ જાળવી રાખ્યું છે. મને એ નોંધવાની રજા મળવી જોઇએ કે આ કેન્દ્રના દરરોજના દિવસનું ઉત્પાદન અને ઓગસ્ટ માસના ઉત્પાદને પણ એજ ઉંચું ધોરણ જાળવી રાખ્યું છે.

### ૧,૬૮૦૦૦ ગાંસડીઓ.

ભાષણની પૂર્ણાહુતી પહેલા, હું એ રજુ કરવાની તક લઉં છું કે સ્થગીત હુકમ બાદ, તા ૨૦ મી સપ્ટેમ્બર સુધીમાં મીલો પાસે આશરે ૧,૭૮૦૦૦ ગાંસડીઓનો વિશાળ જથ્થો એકઠો થયો છે કે જે તા. ૩૦ મી જુલાઇએ મીલો પાસે જે જથ્થો હતો તેના કરતાં લગભગ ૫૨૦૦૦ ગાંસડીઓ વધારે છે. આ પરિસ્થિતિ હોવાને લીધે મીલો કલ્પનીય મુશ્કેલીઓ અનુભવે છે અને જો આ પ્રમાણેજ પરિસ્થિતિ ચાલુ રહેશે તો તેઓ આ જથ્થાનો નિકાલ ન થવાને લીધે પોતાની સામાન્ય પ્રવૃત્તિઓ પણ ધપાવી નહિ શકે તેમ એક દિવસ તેમને માલુમ પડશે. આ સંબંધ તમામ મીલો અને તમામ જાતોને લાગુ પડે છે. તેથી કરીને એ ખાસ જોવું જોઇએ કે કાપડની ડીલીવરીઓ અને ગાંસડીઓ ચલાણ કરવામાં સ્હેજ પણ વિલંબ થવો જોઇએ નહિ.

અંતમાં આપે અત્રે પધારી અમને આપને મળવાની તક આપી છે તે બદલ હું મારા મંડળની સભ્ય મીલો અને મારી તરફથી આપનો આભાર માનું છું. હું તમને અને સરકારને ફરીથી ખાત્રી આપું છું કે કાપડની મીલો બાબતમાં સરકાર તરફથી નક્કી થનારી દરેક અને તમામ નીતિમાં અમે અમારો સંપૂર્ણ અને સહૃદયી સહકાર આપીશું અને ખાસ કરીને આજે દેશને અતિ અગત્યના એવા ઉત્પાદનના ઉચ્ચ ધોરણને જાળવી રાખવામાં સતત્ સહકાર આપીશું.

આ સમારંભમાં હિંદના પુરવઠા પ્રધાન

ડૉ. શ્યામાપ્રસાદ મુકરજી ઉપરાંત હિંદી પ્રાંતીય ટેક્ષટાઇલ કન્ટ્રોલર શ્રી જી. એલ. શેઠ સરકારના ટેક્ષટાઇલ કમીશ્નર, મુંબઇ સરકારના વિગેરે હતા.
પુરવઠા પ્રધાન શ્રી દીનકરરાવ દેશાઈ અને



**શ્રી ચા. મો બ્રા યુ મંડળ વડનગર**—તરફથી વિદ્યાર્થીઓને રા. ૩૦૦) વહેંચવામાં આવ્યા છે. કેળવણી ફંડમાં સૌ મદદ કરો.

લખો—મા. મંત્રીજી. મંડળની ઑ–વડનગર.

## શ્રી છબિલદાસ માટે શોક ઠરાવ.

**શ્રી મોઢ શુભેચ્છક મંડળ ભાવનગર**—ની તા. ૨૭–૯–૪૮ ના રોજ મળેલી જનરલ મીટીંગે પસાર કરેલો ઠરાવ.

મોઢ મહોદય માસિકના સંચાલક શ્રીયુત છબીલદાસ અમીચંદ દેશાઈના અકાળ સ્વર્ગવાસથી આ મંડળ અત્યંત ખેદ દર્શાવે છે મર્હુમ એક સહૃદયી અને મિલનસાર સ્વભાવના હતા. તેમના અકાળ અવસાનથી જ્ઞાતિને તથા તેમના કુટુંબી જનોને ઘણીજ ખોટ પડી છે. પરમાત્મા મર્હુમના આત્માને શાંતિ-અર્પો.

(૨)

**શ્રી કાઠિયાવાડ દશા મોઢ વણિક યુવક મંડળ અમદાવાદ**—"મોઢ મહોદય" માસિક-પત્રના સંચાલક શ્રીયુત છબિલદાસ અમીચંદ દેશાઇના અતિ શોકજનક અવસાનની આ સભા સખેદ નોંધ લે છે અને તેમના કુટુંબી જનો પર આવી પડેલા આ દુઃખને સહન કરવા પ્રભુ તેમને શક્તિ આપે એવી પ્રાર્થના કરે છે.

મર્હુમ એક શાંત અને આદર્શ શિક્ષક હતા, નિખાલસ અને સત્યવક્તા હતા તેમજ અવિરામ સેવામૂર્તિ હતા. તેઓશ્રીના અવસાનથી આપણી જ્ઞાતિને અને ખાસ કરીને 'મોઢ મહોદય' માસિકને એક મહાન ખોટ પડી છે. તે સહેવા મર્હુમના સ્નેહી જનોને, આમ જનોને, કુટુંબીઓને. 'મોઢ મહોદય' તેમજ આપણને હિંમત આપે અને સદ્‌ગતના આત્માને ચિરશાંતિ અર્પે એવી પરમકૃપાળુ પરમાત્મા પાસે અંતઃકરણપૂર્વકની પ્રાર્થના છે.

# સ્વરાજ્ય તો મળ્યું પણ હવે શું ?

શ્રીયુત રતિલાલ દ્વારકાદાસ કાપડીઆ—સુરત.

આપણા દેશનેતાઓએ અને અનેક રાષ્ટ્રિય પુરૂષોએ મહાન ભોગ આપીને સ્વરાજ્ય મેળવ્યું. સ્વરાજ્ય એટલે આપણા દેશમાં આપણાજ લોકોની સત્તા. આપણી આ સત્તા ટકાવી રાખવાને અને આપણા દેશના લોકોને સુખી બનાવવાને આપણે શું કરવું જોઇએ તેનો વિચાર કરવો એ આપણું કર્તવ્ય છે

આપણી પ્રથમ ફરજ એ છે કે દરેક માણસે દેશાભિમાન કેળવવું જોઇએ અને એ કેળવવા માટે આ ભાવનાને પોષતુ વાંચન કરવાનો અભ્યાસ રાખવો જોઇએ. આપણું જીવન સંસ્કારી હોવું જોઇએ, સ્વદેશી વસ્તુઓના વપરાશની ધગશ રાખવી જોઇએ, પરદેશ જઈ ઉચ્ચ જ્ઞાન મેળવવું તે પણ દેશને ખાતર એવી ભાવના રાખવી જોઇએ.

અત્યારે આપણો દેશ અત્યંત ગરીબ દશામાં મુકાઈ ગયો છે, ચીજ–વસ્તુના ભાવ અનેકગણા વધી ગયા છે અને સામાન્ય સમાજ નાણાભીડમાં ભીંસાઈ રહ્યો છે તેવે વખતે આપણે મોજશોખ અને ભોગવિલાસની ઇચ્છા તજીને સાદાઈથી રહેવું જોઇએ અને શરીર ઢાંકવામાં સાદા અને ટકાઉ વસ્ત્રથી ચલાવી આપણી પાસે જે કાંઈ બચત રહે તેનાથી આપણા ગરીબ અને દુઃખી ભાઈઓને મદદ કરવી જોઇએ.

કેળવણી પ્રત્યે ખાસ ધ્યાન આપવું જોઇએ અને સ્ત્રીઓને પણ પુરૂષો માફક વધુ કેળવણી મળે તેવો પ્રબંધ થવો જોઇએ.

તકરારોના ફેંસલા ગ્રામ–પંચાયત મારફત થવા જોઇએ જેથી કરીને લોકોને ઘણો આર્થિક બચાવ થાય.

દરેક માણસે બીજાઓ શું કરે છે તે તરફ લક્ષ ન આપતાં પોતાની ફરજ શી છે તેનો વિચાર કરવો જોઇએ અને તે પ્રમાણે વર્તવું જોઇએ. આપણા પૂજ્ય ગાંધીજીએ પોતાનું આખું જીવન એ રીતે વીતાવી આપણી સમક્ષ ઉત્તમ દૃષ્ટાંત મૂક્યું છે. તેમણે તો છેવટે જીવનની આખર ઘડીએ પણ લોકોમાં કેવી મર્દાનગી, સહનશક્તિ અને નિર્ભયતા હોવી જોઇએ તે બતાવવાને લશ્કરી રક્ષણની ના પાડીને પોતાના જીવનનું બલિદાન આપ્યું.

આપણે તેમના આદર્શને અનુસરવા યત્ન કરીએ અને આપણું સ્વરાજ્ય દીર્ઘકાળ સુધી ટકાવી શકીએ તેવું આચરણ કરીએ.

આપણું સ્વરાજ્ય પ્રાપ્ત કરવાને જે અનેક શહીદોએ પોતાના કીંમતી જાન આપ્યા છે તેઓની પવિત્ર યાદમાં આપણી સરકાર તરફથી એક દિવસ આખા દેશભરમાં ઉજવાવો જોઇએ અને તે દિવસે સ્વદેશી વ્રત ધારણ કરવાને આપણા લોકોને સમજાવવા જોઇએ

ભાવનાથી કર્તવ્ય મહાન છે તેનો અર્થ આપણે બરાબર સમજવો જોઇએ અને તે પ્રમાણે કર્તવ્યપરાયણ રહેવું જોઇએ.

સકલ મનુષ્ય કે ચિત્તમેં, ગુપ્ત રહેત ના બાત;
છુપી બાત સંઘરી રખે, ધન્ય માત અરૂ તાત.

## સમાચાર સંગ્રહ

શ્રી મોઢ દશા અડાલજા અમદાવાદી વણિક મંડળ-મુંબઈ—સુરતની આ નાતના ભાઈઓ ધંધા અને નોકરી અંગે મુંબઈ વસેલા છે. તેમણે પોતાનામાં સહકાર અને સદ્‌ભાવ વધે એ હેતુથી ડિસેમ્બર-૪૫ માં આ મંડળ સ્થાપ્યું છે. મંડળનો હેતુ પ્રસંગોપાત સભાઓ અને સ્નેહ સંમેલનો ગોઠવવા, છોકરાઓ અને છોકરીઓને શિક્ષણ માટે ફંડનો લાભ આપવો, ન્યાતના નિરાધાર ભાઈ-બહેનોને ઘટતી મદદ કરવી અને માંદગીને વખતે માવજત વખતે જોઈતા સાધનો પુરાં પાડવાનો છે.

મંડળ પાસે રૂા. ૬૬૭૮-૧૩-૦ અત્યાર સુધીમાં જમા છે. તેમાંથી તેણે ૯૬ છોકરા-છોકરીઓને રૂા. ૮૫૦ ના પાઠ્યપુસ્તકો અપાવ્યાં છે. તેમજ પરીક્ષામાં ઉચે નંબરે પાસ થનારા વિદ્યાર્થીઓ અને બાળાઓમાં રૂા. ૨૩૦-૦-૦ ઇનામ અને સ્કોલરશિપમાં વહેચ્યા છે.

માંદગીના સાધનો શ્રીયુત વેણીલાલ ભગતને ત્યાં રાખવામાં આવેલા છે

આ મંડળનું એક સ્નેહ સંમેલન રવિવાર, તા. ૧૯-૫-૪૮ ના દિવસે સાંજના ૪-૩૦ વાગે મુંબઈમાં સેન્ડહર્સ્ટ રોડ પર ભટવાડીમાં આવેલા લક્ષ્મીબાગમાં યોજવામાં આવ્યું હતું. પ્રમુખસ્થાન મુંબઈના જાણીતા સોલિસીટર અને અગ્રગણ્ય જ્ઞાતિબંધુ શ્રી રમણલાલ ભગવાનદાસ દલાલે સંભાળ્યું હતું. આખો સભાખંડ જ્ઞાતિના પુરૂષો, સ્ત્રીઓ તથા બાળકોથી ખીચોખીચ ભરાઇ ગયો હતો. આ પ્રસંગે સુરતથી પણ જ્ઞાતિના બંધુઓની વતી શ્રી બાબુભાઇ છાપાવાળા, શ્રી બાબુભાઇ પરોળાવાળા, શ્રી ભગવાનદાસ નાણાવટી વિ. તરફથી ટેલીફોન અને ટપાલ મારફત સંમેલનને સફળતા ઇચ્છતા સંદેશાઓ મળ્યા હતા

શરૂઆતમાં જ્ઞાતિની બાળાઓએ મંગળાચરણરૂપે એક રાષ્ટ્રગીત ગાયું હતું અને ત્યારબાદ માનદ્ મંત્રીએ મંડળના કામકાજનો ત્રિવાર્ષિક હેવાલ વાંચી સંભળાવ્યો હતો.

પછી જ્ઞાતિબંધુઓ તરફથી પ્રાસંગિક ભાષણો થયાં હતાં. પહેલાં શ્રી જયંતિલાલ પરેખે ઉભા થઇ મંડળના કામકાજની પ્રશંસા કરી સંતોષ વ્યક્ત કર્યો હતો અને સૌને મંડળના કામમાં વધારે રસ લેવાની ભલામણ કરી હતી.

ત્યારબાદ શ્રી વેણીલાલ ભગતે આવા સંમેલનોની ઉપયોગીતા દર્શાવી જ્ઞાતિ સંસ્થાના મૂળમાં રહેલી સહકારની ભાવના વિકસાવવાની જરૂર ઉપર ખાસ ભાર મૂક્યો હતો. વધુમાં તેમણે જ્ઞાતિરૂપી સંસ્થાની અવગણના નહિ કરવાની તથા તેના કેટલાક અનિષ્ટ તત્વો જેવાં કે ઝેરવેર, અદેખાઇ, ઇર્ષ્યા વગેરેને ફગાવી દેવાની અને તેમાં રહેલું ઉદાત તત્વ સહકાર વૃત્તિને અપનાવવાની હીમાયત કરી હતી.

પછી શ્રી હરિવદનલાલ નાણાવટીએ જ્ઞાતિના મંડળ સ્થાપવાના આગલા પ્રવાસોનો ઉલ્લેખ કરી આરંભશુર થઇને બેસી ન રહેતાં મંડળના કામકાજને આગળ ધપાવવા યુવકોને બહાર પડવા માટે જણાવ્યું હતું, તે ઉપરાંત તેમણે એકલી પોતાની જ્ઞાતિનુંજ નહિ પણ આખા હિંદુસ્તાનનું હિત સાધી શકે તેવા યુવકો તૈયાર કરવા માટે કોઇ યોજના ઘડવાની સૂચના કરી હતી.

પ્રમુખસ્થાનેથી બોલતાં શ્રી રમણલાલ દલાલે મંડળની પ્રગતિ તથા મંડળને

ઉદ્દેશોમાંથી ખાસ કરીને કેળવણીની તથા માંદગીના સમયે રાહત આપવાની યોજનાના વખાણ કર્યાં હતા અને તેમણે આ પ્રથમ સંમેલનમાં જ્ઞાતિના સભ્યોની ઘણી મોટી હાજરીને ઉત્સાહપ્રેરક ગણાવી હતી. છેવટે ઉપસંહાર કરતાં શ્રી રમણભાઈએ યુવાનોને તેમના ઉત્સાહ અને ધગશમાં શિસ્તનો ત્યાગ નહિ કરવાનો જણાવી વડીલોની વડીલશાહીને બદલે તેમના અનુભવ અને ડહાપણ તથા યુવાનોના શિસ્તપૂર્ણ ઉત્સાહ અને ધગશને સુમેળ સાધવાની સલાહ આપી હતી

આ પછી મનોરંજનના કાર્યક્રમની વિધવિધ વાનીઓ ભજવવામાં આવી હતી અને સાથે સાથે સૌને સ્વાદિષ્ટ આઈસ્ક્રીમ પીરસવામાં આવ્યુ હતુ અંતમાં પ્રમુખશ્રીનો આભાર માની આનંદ અને ખુશાલીના વાતાવરણ વચ્ચે મેળાવડો લગભગ આઠ વાગે વિસર્જન થયો હતો.

**શ્રી સનતકુમાર સુરેન્દ્રલાલ મજમુદાર-ભરૂચનું અમેરીકા પ્રયાણ તેમનાં માનમાં થયેલ વિધવિધ વિદાયમાનનાં મેળાવડા.**

( ૧ )

ભરૂચ શહેરના જાણીતા મજમુદાર કુટુંબના નબીરા શ્રી સનતકુમાર સુરેન્દ્રલાલ કૃષ્ણલાલ મજમુદાર (બી. એસ. સી.) જેઓ કેમીકલ લાઇનનાં વધુ અભ્યાસ માટે તા. ૨૧-૯-૪૮ ના રોજ હવાઈજહાજ દ્વારા અમેરીકા ઉપડી ગયા છે, તેઓને ઘટતું માન આપવા માટે ભરૂચના આગેવાન નાગરીકો તરફથી લલ્લુભાઈ ચકલા શેઠજીની હવેલીમાં એક વગદાર વિદાયમાનનો મેળાવડો રાખવામાં આવ્યો હતો. જલસાના પ્રમુખપદે ભાવનગરના માજી નાયબ દીવાન શ્રી નટવરલાલ સુરતી બિરાજ્યા હતા. વક્તાઓમાં જાણીતા ધારાશાસ્ત્રી શ્રી કે. એમ. ઠાકોર, શ્રી કાશીદાસ ખાંધીઆ, ડૉ. નરોત્તમદાસ પટેલ, શ્રી સુરજલાલ મજમુદાર, શ્રી બિહારીલાલ મામલતદારના, શ્રી કાન્તિલાલ ચોકસી. (ઓ. મેજી.) શ્રી. વલીભાઈ અહમદ વિગેરેએ પરદેશગમન, કેળવણી વિગેરે બાબતો ઉપર ઘટતાં વિવેચનો કર્યાં હતાં. ભાઈ સનતકુમારે પોતે કેળવણી લઈને દેશની સેવા બજાવશે એવી ખાત્રી આપી હતી. છેવટે ફુલહારની વીધિ પછી સર્વેને મીઠું મધુરૂં અને દીલખુશ પીણું આપવામાં આવ્યું હતું. જે પછી સર્વે છુટા પડ્યા હતા.

( ૨ )

મોઢ ફળીયા તરફથી ભાઈ સનતકુમારને વિદાયમાન આપવાને શ્રી કૃષ્ણલાલ પી. કેસુરવાલાનાં પ્રમુખ પદે મેલાવડો યોજાયો હતો મિ દવે, મિ. દેસાઈ, મિ. ધર્મેન્દ્ર માસ્તર, શ્રી વૈદરાજ, શ્રી અર્જુનલાલ શેઠ વગેરે ભાઈઓ પ્રસંગને અનુસરી બોલ્યા હતા. અને એમની અમેરીકાની મુસાફરીની સફળતા ઇચ્છી હતી. ભાઈ સનતકુમારે તેનો વળતો જવાબ આપી આભાર માન્યો હતો.

( ૩ )

ભાઈ સનતકુમારના માનમાં મુંબઈ વસતા ભરૂચના મોઢમંડળ તરફથી એક વિદાય માનનો મેળાવડો યોજાયો હતો અને તેમની સફળ સફર ઇચ્છવામાં આવી હતી.

ભુજ (કચ્છ) શ્રી ભુજ મોઢ વણિક યુવક મંડળનાં પ્રમુખ શ્રી બિહારીલાલ નારણજીની નીમણુંક ન્યાયાધિશ તરીકે થવાથી તેમને અભિનંદન આપવા એક મેળાવડો

મંડળ તરફથી યોજવામાં આવેલ હતો. જેમાં ભાઈ બિહારીલાલની ઉત્તરોત્તર ચડતી થાય તેવી અભિલાષા દર્શાવતો ઠરાવ થયો હતો.

**શ્રી મોઢ પ્રગતિ સંઘ–મોરબી**—ઉપરોક્ત સંસ્થા તરફથી સ્થાનિક હાઈસ્કૂલનાં વિદ્યાર્થીઓ માટે સંસ્થાના કાર્યાલયમાં–મોઢવાડીમાં 'શ્રી મોઢ વણિક વિદ્યાર્થી અભ્યાસ ગૃહ' ની સ્થાપના કરવામાં આવેલ છે. ભોજન અને શાળાનાં સમય સિવાય વિદ્યાર્થીઓ અભ્યાસ ગૃહમાંજ રહે છે, ભોજન સિવાય પ્રાર્થના વગેરેની છાત્રાલય જેવીજ વ્યવસ્થા કરવામાં આવેલ છે. ઉપરાંત તેમના અભ્યાસક્રમમાં મદદ કરવા માટે સ્થાનિક જ્ઞાતિ શિક્ષકોના સહકારથી નિયમિત ટયુશન ક્લાસ પણ શરૂ કરવામાં આવેલ છે. આ પ્રવૃત્તિમાં જ્ઞાતિનાં સ્થાનિક સજ્જનોનો સંપૂર્ણ સહકાર છે.

**વસંતલાલ હરિલાલ દોશી–મંત્રી.**

મોરબી—કુંભારીઆવાળા નાનચંદ કલ્યાણજીનાં પુત્ર શાંતિલાલ નાનચંદ ૧૯ વરસની યુવાવસ્થાએ ટૂંક બીમારી ભોગવી શ્રીજીચરણ પામેલ છે. ભાદરવા વદ ૯.

**શ્રી કાઠિઆવાડ દશા મોઢ વણિક યુવક મંડળ—અમદાવાદની** એક જનરલ સભા તા. ૨૬–૯–૪૮ ના રોજ ગાંધીરોડ ઉપર મે. જયંતિલાલ એચ. મહેતાની કું. ની ઓફીસમાં મળી હતી, જેમાં નીચેના કાર્યો કરવામાં આવ્યા હતા. (૧) "મોઢ મહોદય" માસિકપત્રના સંચાલક શ્રીયુત છબિલદાસ દેસાઈના અવસાન અંગે, તા. ૧૯–૯–૪૮ ના રોજ શ્રી વાગડકરને ત્યાં મળેલી મંડળની કાર્યવાહક કમિટીએ તૈયાર કરેલો શોક-ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો (૨ દિવાળી પર એક 'રંજન કાર્યક્રમ' જ્ઞાતિ સમક્ષ રજુ કરવા માટે વિચારણા કરવામાં આવી હતી અને એ માટેની વિચારણા કરી બનતી કોશિષે રંજન કાર્યક્રમ રજુ કરી શકાય તે માટે એક 'રંજન સમિતિ' નિમવામાં આવી હતી જેમાં ૧૦ સભાસદો ચુંટાયા હતા. (૩) આ મંડળના સભ્ય શ્રીયુત પોપટલાલ છોટાલાલ શાહ, અમદાવાદ છોડીને પોતાના સ્વતંત્ર ધંધાર્થે સ્વદેશ જતાં હોઈ તેમને માનપત્ર આપવાની દરખાસ્ત મંત્રી તરફથી રજુ કરવામાં આવી હતી. શ્રી પોપટલાલભાઈ ટુંક દિવસોમાજ જનારા હોવાથી આ સભામાંજ તેમનો વિદાય સમારંભ યોજવામાં આવ્યો હતો અને તેમની પરિચયવિધિ તેમજ ફુલહાર એનાયત થયા બાદ ચા–પાણી કરવામાં આવ્યા હતા.

**કનુ ગાંધી મંત્રી-અમદાવાદ.**

**શ્રી કાઠિઆવાડ દશા મોઢ વણિક યુવક મંડળ અમદાવાદ**—ઉપરોક્ત મંડળની જનરલ સભા તા. ૧૧–૭–૪૮ ના રોજ રાતના ૮ વાગે શ્રી કનુભાઈ પરિખને ત્યાં મળી હતી અને તેમા નીચે મુજબના કાર્યોનો યોગ્ય નિકાલ કરવામાં આવ્યો હતો.

(૧) નિયુક્ત થયેલ બંધારણ સમિતિએ તૈયાર કરેલ, મંડળના બંધારણ પર યોગ્ય સુધારા–વધારા થઈને બંધારણ મંજુર થવા પામ્યું હતું.

(૨) મંડળનો હિસાબ રજુ કરવામાં આવ્યો હતો, જે મંજુર થવા પામ્યો હતો; તેમજ મંડળની સં. ૨૦૦૧ માં સ્થાપના થઈ ત્યારથી તે આજદિન સુધીનું મંડળના હિસાબનું સરવૈયું જાહેર કરવામાં આવ્યું હતું.

(૩) મંડળની નવી કાર્યવાહક કમિટીની ચુંટણી કરવામાં આવી હતી, જેમાં ૨૫ ઉમેદવારોનાં નામ રજુ થવા પામ્યા હતા; પરંતુ કાર્યવાહક કમિટીની સીટ ૧૫ સભ્યોની

